# મૃગલોચની

અથવા

## માયા-પ્રાબલ્ય.

### ભાગ ૯ મો.

[ અદ્ભુત ઘટનાયુક્ત નવલકથા. ]

સંપાદક,
વ્રજલાલ જાદવજી ઠક્કર,
માંડવીની પોળ-અમદાવાદ.

પ્રકાશક,
જી. એમ. જાગુષ્ટે,
ત્રણ દરવાજા-અમદાવાદ.

સોલ એજન્ટ,
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,
બુકસેલર અને પબ્લિશર
ત્રણ દરવાજા-અમદાવાદ.

મૂલ્ય રૂ. ૩-૦-૦.

અમદાવાદ-સલાપોસ રોડ ઉપર આવેલા ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવિદાસ છગનલાલે છાપ્યું.



| | | |
|---|---|---|
| વિક્રમાબ્દ ૧૯૭૭<br>ખ્રિસ્તાબ્દ ૧૯૨૦ | ગ્રંથસ્વામિત્વના સર્વાધિકાર પ્રકાશકને સ્વાધીન છે. | પ્રથમાવૃત્તિ<br>પ્રત ૧૦૦૦ |

# વિષયાનુક્રમણિકા.

# મૃગલોચની

અથવા

## માયા-પ્રાબલ્ય.

## ભાગ ૯ મો.

### પ્રકરણ ૧ લું.

#### લાલ મકરંદ.

બન્ને કુમાર જ્યારે શુદ્ધિમાં આવ્યા ત્યારે તેમણે પોતાને એક સુસજ્જિત મનોહર દિવાનખાનાની જમીન-પર પડી રહેલા જોયા. એ દિવાનખાનું લગભગ પંદરેક વાર લાંબું અને દશેક વાર પહોળું હતું. તેનું શોભાસૌન્દર્ય અત્યંત આકર્ષક હતું. હાંડીઓ અને ઝુમ્મરોને બદલે એમાં ઘણી જાતની પુતળીઓ લટકતી હતી તથા દિવાલમાં પણ ઘણી જાતનાં જાનવરોનાં મ્હોં બેસાડેલાં હતાં. આસમાની રંગની દિવાલ ઉપર સુંદર ચિત્રો ચિતરવામાં આવ્યાં હતાં એ ચિત્રો ચિત્રકારની કળા માટે પ્રથમ દર્શને જ માન ઉપજાવે એવાં મનોહર હતાં. ઉપરની છતથી થોડે નીચે ચારે તરફની દિવાલમાં થોડા થોડા અંતરે ન્હાની બારીઓ આવેલી હતી; પરંતુ

હમણાં એ સઘળી બારીઓ બંધ હતી. થોડા સમય સૂધી આ દિવાન-ખાનાનું દર્શન કર્યા પછી આનન્દસિંહે ઇન્દ્રજીત તરફ જોઇને કહ્યું:-"પેલી બુઢ્ઢી જબરી જણાય છે તથા પેલા છોકરાઓ પણ ચાલાક હોય એમ લાગે છે."

ઇન્દ્રજીતઃ-પરંતુ એમણે આપણને જીવતાં છોડયા છે એ માટે આપણે અંતઃકરણપૂર્વક ઇશ્વરનો ઉપકાર માનવો જોઇએ. વળી તેજસિંહ માટે હું કોઈ પણ પ્રકારનો નિશ્ચય ઉપર આવી શકતો નથી. એ આપણા શત્રું પક્ષનો કોઇ બહુરૂપી તો નહિ હોય ?

આનન્દઃ-એ બહુરૂપી હોય તો આપણને છેતરવા માટે તેજ-સિંહના જેવો પોષાક પહેરે એ બનવા જેવું છે તથા એમ જ હોત તો તેજસિંહ તરીકે આપણને પોતાની ઓળખાણ આપત; પરંતુ એ તો ઉલટો એમ કહેતો હતો કે એ તેજસિંહ નથી. વળી એની બુઢ્ઢી સ્ત્રીના સંબંધી—

આનન્દસિંહનું વાકય પૂર્ણ થતાં પૂર્વે જ ઇન્દ્રજીત બોલી ઉઠયોઃ-"ભાઇ! એ બુઢ્ઢીની તો તું વાત જ ન કર! જો એ ખરેખરો તેજસિંહ હોય તો તે ગાંડો બની ગયેલો હોવો જોઇએ તથા પેલી બુઢ્ઢીએ જ એની આવી દુર્દશા કરેલી હોવી જોઇએ; કેમ કે એ બુઢ્ઢી હજી તેની નજરમાં નવયુવતી જણાય છે!"

આનન્દઃ-ત્યારે તો આપણે કોઈ પણ પ્રકારે એ બુઢ્ઢીને પક-ડવી જોઇએ.

ઇન્દ્રજીતઃ-પરંતુ તેમ કરતાં પૂર્વે પેલી બેહોશ બનાવી દે એવી વસ્તુની આપણા ઉપર કાંઇ અસર થાય નહિ એવો આપણે બંદોબસ્ત કરવો જોઇએ.

આમ કહીને બન્ને ભાઇઓએ પોતાની કમ્મરેથી એક ન્હાની

ચાઅડી કાઢી તેમાંથી થોડી ભુકી ખાધી. પછી આનન્દસિંહે કહ્યું:– “ઇશ્વરકૃપાથી દિવાનખાનાનું દ્વાર ઉઘાડું છે માટે ચાલો આપણે એ બુટ્ટીની તપાસ કરીએ.”

ઇન્દ્રજીત આનન્દસિંહના આ વિચારને સંમત થયો. બન્ને ભાઇ જેવા એ દિવાનખાનાના દ્વાર તરફ જતા હતા એવામાં દિવાલના ઉપરના ભાગમાં આવેલી બંધ બારીઓમાંની એક બારી ઉઘડી ગઈ અને તેમાં નવયુવતી બુટ્ટીનો પ્રિયતમ તેજસિંહ દેખાયો. આવો પ્રકાર જોઇ અત્યાશ્ચર્ય પામી બન્ને કુમાર ઉભા રહ્યા. આનન્દસિંહે તેજ-સિંહ તરફ જોઇને પૂછ્યું:–“વળી પાછા આપ અહીં કેમ આવી પહોંચ્યા છો ?”

તેજસિંહે ઉત્તરમાં કહ્યું:–“હું આપની હિલચાલની તપાસ કરવા તથા મ્હારી મનમોહિની માશુક તરફથી આપને ભોજનનું નિમંત્રણ કરવા અત્રે આવ્યો છું. મ્હને એમ લાગે છે કે એ તમારા ઉપર આશક પડી છે અને તેથી જ તમારી આટલી બધી આગતા સ્વા-ગતા કરે છે! તેણે તમારે માટે સારી સારી સ્વાદિષ્ટ ખાધસામગ્રી તૈયાર કરી છે અને હજી પણ કર્યા કરે છે.”

આનન્દસિંહે હસીને કહ્યું:–“એ ખાધસામગ્રીમાં કેટલું ઝેર ભેળવ્યું છે ?”

તેજસિંહ:–માત્ર પાશેર જ. હું ધારુ છું કે એટલાથી તમારો જીવ નહિ જ જાય!

આનન્દ:–આપની આવી કૃપા માટે હું આપ મહાનુભાવને ધન્યવાદ આપું છું તથા અત્યંત પ્રસન્ન થઇને આપને કાંઈ ઇનામ આપવાને ઇચ્છું છું. આપ કૃપા કરીને જો જરા અહીં આવો તો ઠીક.

તેજસિંહઃ-બહુ સારું-બહુ સારું. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા શા માટે જવું જોઇએ? ઈનામ લેવામાં વિલંબ કરવો એ ભલા માણસનું કામ નથી.

આમ કહી તેજસિંહ ત્યાંથી ખસી ગયો તથા થોડા વખત પછી મુખ્ય દ્વારને રસ્તેથી તે એ દિવાનખાનામાં આવતો દેખાયો. કુમાર આનન્દસિંહ પાસે ઉપસ્થિત થયા પછી તેણે કહ્યુંઃ-"લાવો મ્હને શું ઇનામ આપો છો?"

આનન્દસિંહે સ્ફુર્તિથી તેજસિંહના હાથ સાથે પોતાના તિલિસ્મી ખંજરનો સ્પર્શ કર્યો. તેની અસરથી એ એક વખત કંપી ઉઠયો તથા બેહોશ બની જઇ જમીનપર ઢળી પડયો. પછી આનન્દસિંહે ઇન્દ્રજીત તરફ જોઇને કહ્યુંઃ-"હવે આ તેજસિંહ છે કે કેમ એની આપણે બરાબર તપાસ કરવી જોઇએ."

ઇન્દ્રજીતઃ-ખરું છે. હવે આપણે એનો પત્તો મેળવી શકીશું; પ્રથમ એની જમણી બગલમાં મસો છે કે નહિ તે જોઇએ.

આમ કહી ઇન્દ્રજીતે તેની જમણી બગલ તપાસી તથા મસો જોઇને તેણે કહ્યુંઃ-"મસો તો બરાબર છે. વળી કમર ઉપર કાળો ડાઘ પણ છે. એ તેજસિંહ જ છે એમાં હવે શંકા જેવું કાંઈ છે જ નહિ!"

પછી વડિલ બંધુની સંમતિથી તિલિસ્મી ખંજરની બેહોશી દૂર કરનાર પેલી વીંટીનો આનન્દસિંહે તેજસિંહના શરીર સાથે સ્પર્શ કર્યો. વિના વિલંબે તેજસિંહ શુદ્ધિમાં આવી બેઠો થઇ ગયો તથા આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી બન્ને કુમાર તરફ જોઇ તે બોલી ઉઠયોઃ-"અરે! હું અત્રે કેવી રીતે આવી પહોંચ્યો? આપે મ્હને ક્યાં જોયો હતો?"

આનન્દ:-હવે ત્હારું દીવાનાપણું દૂર થઇ ગયું હોય એમ લાગે છે!

તેજસિંહ:-દીવાનાપણું કેવું ?!

ઇન્દ્રજીત:-થોડા વખત પૂર્વે તું કેવી હાલતમાં હતો એ તું જાણે છે કે ?

તેજસિંહ:-ના, હું કાંઇ જાણતો નથી.

ઇન્દ્રજીત:-ત્યારે તું આ તિલિસ્મીમાં કેવી રીતે આવી પહોંચ્યો હતો ?

તેજસિંહ-રાણા ગોપાલસિંહે મ્હને એકલાને જ નહિ પણ મ્હારી સાથે માયાસુંદરી, લક્ષ્મીદેવી, પદ્માવતી, અલકકિશોરી, બંસરીબાલા, નારંગી અને ઇન્દિરાને આ તિલિસ્મીમાં પહોંચાડી દીધાં છે! આપના નામનો પત્ર આપીને મ્હને તેઓ સર્વેની પાછળ લઇ આવ્યા હતા! મ્હારા દુર્ભાગ્યે આપની સાથે મ્હારી મુલાકાત થઇ નહિ અને મ્હારી સ્થિતિ બદલાઇ ગઇ.

ઇન્દ્રજીત:-એ પત્ર ક્યાં છે?

તેજસિંહ:-મ્હારી થેલીનું જ ઠેકાણું નથી તો પછી પત્રનું ઠેકાણું ક્યાંથી હોય? પણ એ પત્ર રાણાજીએ મ્હારા દેખતાં લખેલો હોવાથી એમાં શું લખેલું હતું એ હું જાણું છું. એમાં માત્ર એટલું જ લખેલું હતું કે, 'માયાસુંદરી વગેરેને પેલા ગુપ્ત સ્થળેથી જમાનીઆ લઇ આવતાં રસ્તામાં માયાવિનીએ પ્રપંચજાળ બિછાવેલી હોવાથી સઘળી વ્યવસ્થા ફેરવી નાખવી પડી છે. માયાવિની તિલિસ્મી બાગમાં દાખલ થઇ છે એવું જાણવામાં આવવાથી સર્વે બાળાઓને નિરુપાયે તિલિસ્મીમાં જ મોકલી દઇએ છીએ. વિશેષ હકીકત તેજસિંહ પાસેથી જાણી શકશો.' રાણાજીએ ટૂંકમાં આવી હકીકત

લખી હતી. પ્રથમની હકીકત તેમણે આપને જણાવી હોય એમ મ્હારું માનવું છે. -

ઇન્દ્રજીતઃ-હા.

તેજસિંહઃ-ત્યારે તો રાણાજીએ પોતે જ કૃષ્ણયક્ષનું સ્વરૂપ ધારણ કર્યું હતું એ વાત પણ તેમણે આપને કહી હશે.

ઇન્દ્રજીતઃ-ના, એ સંબંધી એમણે સ્પષ્ટતાથી અમને કાંઇ કહ્યું નહોતું; પરંતુ એમની વાતચિત ઉપરથી એમણે જ કૃષ્ણયક્ષનું સ્વરૂપ ધારણ કરેલું હોવું જોઇએ એવી શંકા અમારા અંતરમાં ઉત્પન્ન થઇ હતી. એ સંબંધીની સઘળી હકીકત તું જ અમને જણાવ.

તેજસિંહે ઇન્દ્રજીત અને આનન્દસિંહને સઘળી હકીકત કહી સંભળાવી. એ હકીકત વાંચકો જાણી ચુકેલા હોવાથી અત્રે તેનો પુનરુલ્લેખ કરવાની જરૂર નથી. છેવટે તેજસિંહે કહ્યું:-" માયાવિનીએ પોતાનાં માણસો સાથે તિલિસ્મી બાગમાં પ્રવેશ કર્યો છે એવું જ્યારે રાણા ગોપાલસિંહજીના જાણવામાં આવ્યું ત્યારે સર્વ બાળાઓને લઇ એક ગુપ્ત માર્ગેથી તેઓ પેલી ઇમારતમાં આવ્યા તથા બારીમાંથી દોરડાં સાથે લટકાવીને તેમને સર્વને તેમણે બાગમાં ઉતારી."

ઇન્દ્રજીતઃ-એ પ્રકાર તો અમારા જોવામાં પણ આવ્યો હતો; કેમકે એ સમયે અમે બારીની સ્હામે બાગમાં જ બેઠા હતા. એ સઘળી બાળિકાઓને બેહોશ બનાવી દીધી હતી કે શું?

તેજસિંહઃ-હા. તેમને શા માટે બેહોશ બનાવવામાં આવી હતી એ હું જાણતો નથી; પરંતુ તે પૂર્વે સર્વેને એમ જણાવવામાં આવ્યું હતું કે, તેમને તિલિસ્મીમાં પહોંચાડવામાં આવે છે. ત્યાં જવાનું જો કે કઠિન છે; પરંતુ એક ભીંતવાળું તિલિસ્મી કુમારો તોડી ચુક્યા છે એટલે એ બાગમાં તેમને પહોંચાડવામાં કાંઇ અડચણ પડશે નહિ.

ઇન્દ્રજીતઃ—ત્યારે એ સર્વ બાળિકાઓની સાથે તને પણ બાગમાં ઉતારવામાં આવ્યો હતો કે ?

તેજસિંહઃ—ના, પહેલાં તો અમે ગુપ્ત સ્થળે હતાં. ત્યાં તેમણે ઇન્દ્રદેવને કેટલીક હકીકત સમજાવી દીધી હતી જે હું સમજી શક્યો નહોતો. પછી ઇન્દ્રદેવને તેમણે પોતાનું સ્વરૂપ ધારણ કરાવ્યું તથા તેમના બહુરૂપીને મ્હારું સ્વરૂપ ધારણ કરાવી અમને છેતરવા આવેલી માયાવિનીની સખી લીલા કે જેણે રામદીનનું સ્વરૂપ ધારણ કર્યું હતું તેની સાથે જમાનીઆ આવ્યા. માર્ગમાં જ લીલાને કેદ કરવામાં આવી. ત્યાર પછી ઇન્દ્રદેવને પોતાના જ સ્વરૂપમાં તેમના બહુરૂપી સાથે તિલિસ્મી બાગમાં મોકલી દઇ સર્વ બાળિકાઓ અને મ્હને સાથે લઇ તેઓ પેલી ઇમારતમાં આવ્યા. પેલા બારીઓવાળા ઓરડામાં સર્વને બેસાડી તેમની સંભાળ રાખવાનું કામ મ્હને સોંપી પદ્માવતીની સાથે તેઓ ક્યાંય ચાલ્યા ગયા. તેઓ બન્ને લગભગ એક કલાક પછી પાછાં આવ્યાં. એ વખતે પદ્માવતીના હાથમાં એક ન્હાનું પુસ્તક હતું. એ પુસ્તક તિલિસ્મી સંબંધીનું છે એમ તેમણે ઘણી વખત જણાવ્યું હતું. પછી સર્વ બાળિકાઓને બેહોશ બનાવી દઇને તેમણે બાગમાં ઉતારી. સર્વથી પહેલો મ્હને બાગમાં ઉતારેલો હોવાથી મ્હેં જ સર્વની ગાંસડીઓ છોડી તેમને બાગમાં સૂવાડી હતી. એ કાર્ય પૂર્ણ થયું એટલે હું પાછો ઉપર ગયો. એ વખતે રાણાજીએ આપના નામના બે પત્ર લખ્યા. એ બે પત્રોમાંનો એક તેમણે મ્હને આપ્યો અને બીજો પત્ર ત્યાં દિવાનખાનામાં જમીનપર નાખી મૂક્યો. મ્હને પત્ર આપીને તેમણે એમ કહ્યું કે, "રાજકુમાર સાથે ત્હારી મુલાકાત થાય એટલે આ પત્ર તેમને આપજે અને પદ્માવતીની આજ્ઞાનુસાર સઘળું કાર્ય કરજે ! કદાચ રાજકુમાર સાથે મુલાકાત થતાં તે તેમની સાથે વાતચિત કર-

વાનો તને નિષેધ કરે તો તેની આજ્ઞા તું અમાન્ય કરીશ નહિ.” એ સમય દરમ્યાન રાણીજીના સ્વરૂપમાં ઇન્દ્રદેવ પણ ત્યાં આવી પહોંચ્યા તથા તેઓ કાંઇ બોલવા જતા હતા; પરંતુ રાણીજીએ તેમને બોલતા અટકાવી મ્હારા તરફ જોઇને કહ્યું:–“ હવે તું પણ દોરડાની મદદથી નીચે બાગમાં ઉતરી જા. ઇન્દ્રદેવ પણ ત્હારી પાછળ આવે છે !” તેમની આજ્ઞાનુસાર દોરડાની મદદથી હું બાગમાં ઉતરી પડયો. હું એમ ધારું છું કે બેશુદ્ધ બની ગયેલી બાળાઓમાં આપ અથવા આનન્દસિંહજી છુપાઇ રહ્યા હતા. આપના બન્નેમાંથી ગમે તે કોઇએ મ્હારા શરીર સાથે તિલિસ્મી ખંજરનો સ્પર્શ કરી મ્હને બેહોશ બનાવી દીધો હતો. પછીથી ઇન્દ્રદેવ બાગમાં કયારે આવ્યા અને શું બન્યું તત્સંબંધી હું કાંઈ જાણતો નથી.

આનન્દઃ–ઇન્દ્રદેવ પણ થોડા વખત પછી બાગમાં ઉતર્યા હતા તથા તેમને પણ ત્હારી માફક વડિલ બંધુશ્રીએ બેશુદ્ધ બનાવી દીધા હતા (ઇન્દ્રજીત તરફ જોઇને) ત્યારે હવે ઇન્દ્રદેવના કહેવાથી જ હું આપને બોલાવવા આવ્યો હતો એમાં કાંઇ શંકા રહી નથી.

તેજસિંહઃ–પછી ઇન્દ્રદેવ મ્હને શુદ્ધિમાં લાવ્યા તથા આપ બન્ને ઉપર ગયા છો એમ તેમણે જણાવ્યું તેમજ બારીમાં બાંધેલું દોરડું ખેંચી લીધું. પછી તેઓ અમને બાગમાંની દિવાલ પાસે લઇ ગયા. ત્યાંની જમીન ખોદી પદ્માવતીએ એક દ્વાર ઉઘાડયું. આપ બન્ને પણ એ દ્વારમાં થઇને જ અત્રે આવ્યા હશો. વળી પેલી ઓરડી કે જેમાં પગ મૂકતાં માણસ બેશુદ્ધ બની જઈ તિલિસ્મીમાં પહોંચી જાય છે તેમાં પણ આપ ગયા હશો !

આનન્દઃ–એ રસ્તેથી જ અમે અત્રે આવી પહોંચ્યા છીએ. ઠીક, તમારી સર્વની સાથે ઇન્દ્રદેવ પણ અત્રે આવ્યા છે, કેમ ?

તેજસિંહઃ—ના, પોતાને તિલિસ્મીમાં પ્રવેશ કરવાની આજ્ઞા મળેલી નથી એમ કહીને તેઓ બાગમાં જ રહ્યા છે. જ્યારે આપ બન્ને બાગમાં પાછા ફર્યા હશો ત્યારે તેઓ બાગમાં જ છુપાઇ રહ્યા હશે તથા છુપી રીતે ચંદનઘોની મદદથી ઉપર ચઢીને તેઓ રાણાજી પાસે ગયા હશે; કેમ કે તેમ કરવાનું તેમણે અમને જણાવ્યું હતું.

આનન્દઃ—ત્યારે સરયુદેવીને ઇન્દ્રદેવે જ બેહોશ બનાવી દીધાં હશે, કેમ? ઠીક પછી શું થયું?

તેજસિંહઃ—પછી નીચે ઉતરી પેલી બેહોશ બનાવી દેનારી ઓરડીમાં અમે જઇ પહોંચ્યાં. ત્યાં સર્વની સાથે હું પણ બેહોશ બની ગયો હતો. પછીથી શું શું બન્યું અને અત્રે હું કેવી રીતે આવી પહોંચ્યો એ સંબંધી મ્હને કાંઈ ખબર નથી.

આવી રીતે કેટલાક વખત સુધી ઇન્દ્રજીત, આનન્દસિંહ અને તેજસિંહની વાતચિત ચાલી. બન્ને રાજકુમારોએ પોતાની હકીકત પણ તેજસિંહને કહી સંભળાવી. પેલી બુઢ્ઢીની વાત સાંભળવામાં આવતાં તેજસિંહને ઘણું હસવું આવ્યું. તેણે કહ્યું:—"એ બુઢ્ઢી કોણ છે તથા ક્યાં રહે છે એ સંબંધી હું કાંઇ જાણતો નથી. જો હવે એ નજરે પડે તો હું તેને તેની લુચ્ચાઇનો બરાબર બદલો આપું! વળી મ્હારી થેલી ગૂમ થઇ ગઇ છે એ ઘણું ખોટું થયું છે. અરેરે! એમાં ઘણી કિમતી વસ્તુઓ ભરેલી હતી. મહારાજશ્રીને વિનવીને પિતાજી પાસેથી મેળવેલાં પેલાં તિલિસ્મી પુષ્પો પણ એમાં જ હતાં. આપે જણાવ્યું છે કે, પેલા છોકરાઓએ એક પ્રકારની ભુકી ફેંકી આપને બેહોશ બનાવી દીધા હતા. દુર્ભાગ્યે પુનઃ તેમ થશે તો હું શું કરી શકીશ?!"

ઇન્દ્રજીતઃ-ભાઇ ! કિમતી વસ્તુઓથી ભરેલી ત્હારી થેલી ગૂમ થઈ છે એ જો કે ખોટું થયું છે; પરંતુ હમણાં એ માટે અફસોસ કરવો વૃથા છે. બેશુદ્ધિની અસર ન થાય એવું ઔષધ અમારી પાસે છે તે અમે તને ખાવાને આપીએ છીએ. વળી અમારી પાસે હથિયારો પણ વિશેષ હોવાથી તેમાંનાં કેટલાંક ત્હારા ઉપયોગમાં આવશે.

આમ કહી ઇન્દ્રજીતે પોતાની કમ્મરેથી દાબડી કાઢી તેમાંનું થોડું ઔષધ તેજસિંહને ખવડાવ્યું. પછી તેજસિંહના હાથમાં તેણે એક તલ્વાર આપી. તલ્વારને કમર ઉપર લટકાવી દઇ તેજસિંહે કહ્યું:- " થયું, હવે મ્હને બીજી કોઇ વસ્તુની જરૂર નથી. જો આપ આજ્ઞા આપો તો હવે હું પેલી બુઢ્ઢીને શોધી કાઢી તેની પાસેથી મ્હારી થેલી મેળવવાનો પ્રયત્ન કરું. "

ઇન્દ્રજીતઃ-પરંતુ આ બાગમાં સાવધાનતાથી ફરજે; કેમ કે આ બાગમાં પ્રવેશ કરતાં જ અત્રે આવવાનું દ્વાર બંધ થઇ ગયેલું હોઇ તેના ઉપર એવું લખેલું છે કે, તિલિસ્મીનો આ ભાગ તોડી શકાય એવો નથી; છતાં એ લખાણ ઉપર અમે વિશ્વાસ મૂકી શકતા નથી. રક્તગ્રંથમાં જણાવ્યા પ્રમાણે આ ભાગ પણ તોડી શકાય તેમ છે.

તેજસિંહઃ-ત્યારે હાલ મ્હારો વિચાર હું માંડી વાળું છું.

આનન્દઃ-પણ ઉપરથી તું કયા રસ્તેથી અહીં આવ્યો એ તને યાદ છે કે ?

તેજસિંહઃ-મ્હને કાંઈ યાદ નથી.

પછી તેઓ ત્રણે જણા દિવાનખાનાની બ્હાર ઓટલા ઉપર આવ્યા આ વખતે તેમને એમ માલૂમ પડયું કે, તેઓ બાગના પૂર્વ ભાગમાંની ઇમારતના નીચેના ખંડમાં હતા તથા તેના ઉપર થોડી થોડી ઉંચાઇના બે મજલા હતા. એ ઇમારતની બન્ને બાજુએ બીજી

ઇમારતો હારબંધ આવેલી હતી. દિવસ ઘણો ચઢી ગયેલો હોવાથી તેઓ હવે સ્નાન સંધ્યાદિ નિત્ય કર્મ કરવાની વ્યવસ્થામાં ગુંથાયા. આ બાગમાં પણ સાંકડાં નાળાંઓમાં થઇને નહેરનું પાણી વહેતું હોવાથી કેટલાંક ફળનાં વૃક્ષો નવપલ્લવિત થઇ રહેલાં હતાં. તેઓ ત્રણે જણા ફરતા ફરતા પ્રથમ જે વૃક્ષ નીચે તેજસિંહને બેઠેલો તેમણે જોયો હતો એ કદંબના વૃક્ષ નીચે આવ્યા. એ સ્થળે પોતાનાં વસ્ત્રો ઉતારીને તેમણે સ્નાન સંધ્યાદિ નિત્ય કર્મ કરી લીધું. પછી કેટલાંક ફળ અને નહેરના જળથી ક્ષુધા શાન્ત કરીને તેઓ નિશ્ચિંતતાથી વાતચિત કરવા લાગ્યા. ઇન્દ્રજીતે કહ્યું:-" આ બાગમાં જ પદ્માવતી વગેરે સાથે આપણો મેળાપ થશે એમ મ્હને લાગે છે."

આનન્દ:-આપણે આ બાગમાં ફરીને તેમની બરાબર શોધ કરીશું.

તેજસિંહ:-તેઓ સર્વ આ બાગમાં જ હશે એમ હું પણ ધારું છું; કિન્તુ મ્હારી માફક તેમનાં સર્વનાં મગજ ચસકી ગયાં હશે તો?!

ઇન્દ્રજીત:-એમાં કાંઇ નવાઇ જેવું નથી; પણ ત્હારા જણાવ્યા પ્રમાણે ભાઇશ્રી ગોપાલસિંહજીએ પદ્માવતીને સઘળી હકીકત સમજાવી તેને તિલિસ્મી પુસ્તક આપેલું હોવાથી તે અહીંના સઘળા ભેદ જાણતી હશે અને તેથી તે કોઇની કપટજાળમાં ફસાશે નહિ.

તેજસિંહ:-પરંતુ એમની સાથે દગો કરે એવું તિલિસ્મીમાં કોણ છે?

આનન્દસિંહે હસીને કહ્યું:-" વાહ! ત્હારી નવજવાન સ્ત્રી અને તેના છોકરાઓને તું આટલા થોડા સમયમાં જ ભૂલી ગયો કે?!"

આ વાક્યના ઉત્તરમાં તેજસિંહ કાંઇ બોલ્યા સિવાય વિચારમગ્ન બની ગયો. બન્ને કુમાર પણ વિચારમગ્ન બની ગયા. થોડા વખત

પછી તેજસિંહે ઇન્દ્રજીત તરફ જોઇને કહ્યું:-" બાલ્યાવસ્થામાં એક વખતે મ્હેં ગાંડા થવાનો ઢોંગ કર્યો હતો એ વાત આપને યાદ હશે ? "

ઇન્દ્રજીતઃ-હા, આજે પણ ત્હેં એવો ઢોંગ કર્યો હતો કે શું ?

તેજસિંહઃ-ના ના-આજે પણ એવી રીતે ગાંડા બનીને કાંઇ કામ કાઢી લેવાનો મ્હારો વિચાર છે.

આનન્દઃ-એ પણ ઠીક છે. તું ગાંડો બનીને ત્હારી નવયુવતી પત્નીને અત્રે બોલાવ. પહેલાં તું તેને કેવી રીતે બોલાવતો હતો એ અમે તને બતાવીએ છીએ.

પછી આનન્દસિંહના બતાવ્યા પ્રમાણે તેજસિંહે ગાંડા હોવાનો ઢોંગ કરી પોતાની સ્ત્રીને કેટલીક બૂમો પાડી; પરંતુ કોઇ તેની પાસે આવ્યું નહિ કિંવા કોઇએ તેની બૂમોનો ઉત્તર આપ્યો નહિ. આવો પ્રકાર જોઈ ઇન્દ્રજીતે કહ્યું:-" થયું ! હવે બૂમો પાડવાથી કાંઇ વળે તેમ નથી. તમારું દીવાનાપણું દૂર થઇ ગયું છે એમ તે બુઢ્ઢી સમજી ગઈ હશે. આપણને ફસાવવા માટે હવે તે કોઈ નવીન ઉપાય અજમાવશે. "

આવી રીતે વાતચિતમાં જ સંધ્યાનો સમય ઉપસ્થિત થયો. ત્રણે જણા ઉઠીને બાગમાં ફરવા લાગ્યા. બાગના પશ્ચિમ તરફના ભાગમાં આરસ પત્થરની એક બારાદરી હતી તથા તેની બન્ને બાજૂએ બે ઇમારતો આવેલી હતી. એ ઇમારતોનાં દ્વાર બંધ હોવાથી તેમાં શું હતું એ જોઇ શકાતું નહિ. બારાદરીની ત્રણ બાજૂએ દિવાલ હતી; પણ આગલી બાજૂ ઉઘાડી હોઇ ત્યાં ચબુતરો હતો. તેની વચ્ચે લોખંડનો એક તખ્તો હોઇ તેને ઉપાડવા માટે તેમાં એક કડું જડેલું હતું. ચબુતરાની સ્હામે દિવાલમાં લોખંડનું એક ન્હાનું દ્વાર હતું જે આ વખતે ખુલ્લું હતું. તેની અંદર બેચાર હાથ જેટલી લંબાઈ પછી

અંધકાર હોવાથી શું છે એ જણાતું નહોતું. એ બારાદરી પાસે જઈ પહોંચ્યા પછી તેજસિંહે ઇન્દ્રજીતને ઉદ્દેશીને કહ્યું:-" જો આપ આજ્ઞા આપો તો આ ન્હાના દ્વારમાંથી અંદર જઇ એમાં શું છે તે હું જોઇ આવું ?"

ઇન્દ્રજીતઃ—આ તિલિસ્મી ઇમારત છે. તું દ્વારમાં પ્રવેશ કરે અને કદાચ દ્વાર બંધ થઇ જાય તો ત્હારી કેવી સ્થિતિ થાય એનો તને કાંઇ ખ્યાલ છે ?

તેજસિંહે એ દ્વારને બરાબર તપાસ્યા પછી કહ્યું:-" આપણે અંદર કોઇ ભારવાળી વસ્તુ નાખીને તપાસ કરીએ. જો એમાં માણુસના જવાથી એ દ્વાર બંધ થઇ જતું હશે તો આમ કરવાથી એ પ્રકાર આપણા જાણવામાં આવશે."

આનન્દઃ—પણ પ્રથમ આ ચબુતરા વચ્ચેનો તખ્તો ઉપાડી તેમાં શું છે એ આપણે જોઇ લેવું જોઇએ.

આનન્દસિંહનું આ વાક્ય સાંભળી તેજસિંહ તત્કાળ ચબુતરા ઉપર ચઢી ગયો તથા કડાથી એ લોખંડનો તખ્તો ઉંચકી તે તેણે એક બાજૂએ મૂકી દીધો. તખ્તાને ચબુતરા સાથે જડી દીધેલો નહિ હોવાથી આ કાર્ય કરવામાં તેજસિંહને વિશેષ તકલીફ ઉઠાવવી પડી નહિ. પછી એમાં ડોકીઉં કરી જોતાં અંદર ઉતરવાનાં ન્હાનાં પગથીઆં નજરે પડયાં તેજસિંહે એમાં ઉતરવાની રજા માગી. પણ ઇન્દ્રજીતે તેને તેવી રજા આપી નહિ. ઇન્દ્રજીત પોતે જ આનન્દસિંહ અને તેજસિંહને બ્હાર ઉભા રહેવાની સૂચના કરી એ પગથીઆં ઉતરી અંદર ગયો. એ પગથીઆં ફરતાં ગોળાકારમાં હતાં તથા માત્ર એકજ પગથીઉં ખુલ્લું હતું. ઇન્દ્રજીતે એક પગથીઆપર પગ મૂકયો એટલે નીચેનું પગથીઉં ખુલ્લું થઈ ગયું. પછી બીજા ખુલ્લા

ચયેલા પગથીઆપર પગ મૂકતાં જ ત્રીજું પગથીઉં ખુલ્લું થઇ ગયું. આવી રીતે ઇન્દ્રજીત જેમ જેમ નીચે ઉતરતો ગયો તેમ તેમ ક્રમાન્વયે ઉપરનાં પગથીઆં બંધ થતાં ગયાં અને નીચેનાં ખુલ્લાં થતાં ગયાં. આવી રીતે કેટલાંક પગથીઆં ઉતરી ગયા પછી પુષ્કળ અંધકાર હોવાથી ઇન્દ્રજીતે તિલિસ્મી ખંજરનો પ્રકાશ કર્યો. છેલ્લા પગથીએ પહોંચતાં તે એક બંધ દ્વાર પાસે ઉપસ્થિત થયો. ઇન્દ્રજીત જ્યારે પાંચેક પગથીઆંની ઉંચાઇપર હતો ત્યારે એ દ્વાર થોડું ઉઘાડું જોવામાં આવ્યું હતું. એ દ્વારને ઉઘાડવા માટે તેણે ઘણી મહેનત કરી પરંતુ દ્વાર ઉઘડયું નહિ ત્યારે તે પાછો પાંચ પગથીઆં ઉપર ચઢી ગયો. તપાસ કરીને જોતાં આ વખતે એ દ્વાર ધીમે ધીમે ઉઘડતું તેની નજરે પડ્યું. પછી તે પુનઃ નીચે ઉતર્યો એટલે એ દ્વાર પણ તદ્દન બંધ થઇ ગયું. આવી રીતે એ દ્વારને ઉઘાડવા બંધ કરવાની ચાવી પગથીઆમાં જ છે એવી ખાત્રી કરી લીધા પછી ઇન્દ્રજીત પાછો ઉપર ગયો. ઉપર ચઢતી વખતે પણ પગથીઆં યથાક્રમે બંધ થયાં હતાં. ઉપર ગયા પછી ઇન્દ્રજીતે આનન્દસિંહ અને તેજસિંહને એ દ્વારની હકીકત કહી સંભળાવી તથા છેલ્લા પગથીઆ સુધી જતાં એ દ્વાર કેવી રીતે ઉઘાડું રહે તેનો એ ત્રણે જણા વિચાર કરવા લાગ્યા. થોડા સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી તેજસિંહે કહ્યું:–"જો આપ મ્હને આપની સાથે લઇ નીચે લઇ જાઓ તો એ દ્વાર ખુલ્લું રહી શકે એવી યુક્તિ હું કરું!"

સંધ્યાનો સમય થઇ ગયેલો હોવાથી તેમણે એ વખતે નીચે ઉતરવાનો વિચાર માંડી વાળ્યો તથા પેલા લોખંડના તખ્તાથી તેમણે ચબુતરાને પાછો બંધ કરી દીધો. રાત્રિ બારાદરીમાં જ પસાર કરવાનો નિશ્ચય કરી તેઓ નિશ્ચિંતતાથી ત્યાં વાતચિત કરતા બેઠા.

ઇન્દ્રજીતે સમસ્ત રાત્રિ નિદ્રા લેવી અને તેજસિંહે તેમ જ આનન્દસિંહે વારાફરતી પહેરો ભરવો એવો તેમણે નિર્ણય કર્યો.

મધ્યરાત્રે બન્ને રાજકુમાર નિદ્રાધીન થયા હતા તથા તેજસિંહ એક સ્થંભને અઢેલી સ્હામેની ઇમારત તરફ જોતો પહેરો ભરતો બેઠો હતો. તિલિસ્મી બાગમાં સર્વત્ર નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થયું હતું. બાગમાંની ઇમારતોના ઉપરના ભાગ ઉપર કેટલેક ઠેકાણે ચંદ્રનો પ્રકાશ પડતો હતો. બીજા સર્વ ભાગમાં અંધકાર હતો. બારાદરીની સ્હામેનું મકાન બે મજલાનું હતું. તેની લંબાઇ જો કે ઘણી હતી; પરંતુ પહોળાઇ બહુ થોડી હતી. તેના ઉપલા મજલા ઉપર એક છેડાથી બીજા છેડા સૂધી હારબંધ સમાનાકૃતિની બારીઓ આવેલી હતી તથા એ દરેકની વચ્ચે એકેક સ્થંભ આવેલો હતો. સઘળા સ્થંભોનું કોતર કામ એક જ પ્રકારનું હતું. અંધકારને લીધે એ કોતરકામ હમણાં જોઇ શકાતું નહોતું. ઇમારતની એક બારીમાં એકાએક સહજ પ્રકાશ જેવો ચમકારો જોઇને તેજસિંહ એકાગ્રદૃષ્ટિથી તે તરફ જોવા લાગ્યો. થોડા વખત પછી એક બારી ઉઘડી અને તેમાં એક માણુસ ખભા ઉપર એક ગાંસડી ઉંચકીને જમણી બાજૂએથી ડાબી બાજૂ તરફ જતો જોવામાં આવ્યો. આથી તેજસિંહ સાવધાન બની જઇને ઘણા ધ્યાનથી તે તરફ જોવા લાગ્યો. કેટલાક વખત પછી એ બારી બંધ થઇ ગઈ તથા તેની ડાબી બાજૂની ચાર બારીઓ પછીની પાંચમી બારી ઉઘડી જઇ એમાં એક બીજો માણુસ કોઈના આવવાની રાહ જોતો હોય તેવી રીતે હાથમાં દીવો લઇ ઉભો રહેલો જોવામાં આવ્યો. થોડા સમય પછી પાંચેક સ્ત્રીઓ કાંઇ ભારે વસ્તુ અદ્ધર લટકતી ઉપાડીને એ માણુસની પાસેથી ચાલી ગઇ એટલે એ માણુસ પણ તેમની પાછળ

ચાલ્યો ગયો. પેલી બારી ઉઘાડી રહી; પરંતુ ઇમારતમાં અલ્પકાળમાં જ અંધકાર ફેલાઇ ગયો. હજી બીજો કાંઇ નવો ચમત્કાર જોવામાં આવશે એમ વિચારી તેજસિંહે બન્ને રાજકુમારને જગાડી પોતે જે કાંઇ જોયું હતું તે તેમને કહી સંભળાવ્યું. આ વિષય પરત્વે વિચાર કરતા તેઓ બેઠા હતા એવામાં બારાદરીની પાછલી દિવાલમાં ચબુતરાની સ્હામેના દ્વારના અંદરના ભાગમાં દીપકનો પ્રકાશ જોઇ તેઓ ચમકી ઉઠયા તથા તેઓ એ દ્વાર પાસે જઇ કમરમાંથી નીચા નમી અંદર જોવા લાગ્યા. એ દ્વારની અંદર એક વિશાળ દિવાનખાનું જણાયું. એમાં ચોરસ સ્થંભો ઉપર લોખંડના ભાલા ગોઠવેલા હતા તથા ઉપરની છત આરસ પત્થરની ચોરસ લાદીઓની બનેલી હતી. એ દિવાનખાનાની બન્ને બાજૂએ એકેક ઓરડો હતો તથા એ ઓરડાની દિવાલમાં કેટલાંક બારી બારણાં હતાં. તેમાંના કેટલાંક બારી બારણાં ખુલ્લાં અને કેટલાંક બંધ હતાં. ત્રણે જણાએ નમીને દ્વારમાં જોયું તો દિવાનખાનાના મધ્યભાગમાં એક બુરખાવાળો માણસ હાથમાં દીપક લઈ ઉંચું જોઇ ઉભો રહ્યો હતો. થોડા સમય સુધી એવી રીતે ઉભા રહ્યા પછી એ માણસ પોતાના હાથમાંનો દીપક એક સ્થંભની પાછળ મૂકીને પાછલી બાજૂએ ચાલ્યો ગયો. બન્ને કુમાર અને તેજસિંહ દ્વારની પાછળ ઉભા રહી તેની આ હિલચાલ જોઇ રહ્યા હતા. એ માણસ દીપક મૂકીને ગયેલો હોવાથી કદાચ પાછો આવશે એમ વિચારી તેઓ ત્યાં જ ઉભા રહ્યા. દશેક પળ પછી બીજી તરફના દ્વારમાંથી એક બીજો માણસ ત્વરાથી એ દિવાનખાનામાં આવ્યો. તેનું આખું શરીર કાળા ઝભ્ભામાં ઢંકાયલું હતું તથા તેના મ્હોં ઉપર પણ કાળો બુરખો હતો. દિવાનખાનામાં આવતાંની સાથે જ તેણે પેલા સ્થંભ પાછળનો દીપક પોતાના ઝભ્ભાના છેડાથી પવન નાખીને બુઝાવી નાખ્યો. અંધકાર થયો એટલે એ

માણસ ત્યાં છુપાઇને ઉભો રહ્યો કે ચાલ્યો ગયો એ કુમારો જાણી શક્યા નહિ. એ મનુષ્યનું કદ ઠીંગણું હોવાથી તે પુરુષ હશે કે સ્ત્રી એ પણ સમજી શકાય તેમ નહોતું. થોડા વખત પછી દિવાનખાનામાં કોઇ બોલતું હોય એવો અવાજ સંભળાયો. એ અંધકારમય દિવાન ખાનામાં આવી આશ્ચર્યસૂચક સ્વરે કોઇએ પૂછ્યું:—"અરે! દીપક કોણે બુઝાવી નાખ્યો?"

આ પ્રશ્નના ઉત્તરમાં બીજા માણસે કહ્યું:—"સાવધાનતાથી સત્વર પાછા ચાલ્યા જાઓ! કદાચ કોઈ શત્રુ ન આવી ચઢ્યો હોય!"

ત્યાર પછી પા કલાક સુધી બન્ને કુમારો તથા તેજસિંહે કાંઇ સાંભળ્યું નહિ તેમ જ દિવાનખાનામાં કોઇ જતું આવતું પણ જણાયું નહિ; આમ છતાં તેઓ એ સ્થળેથી ખસ્યા નહિ. અડધો કલાક વીતિ ગયા પછી પ્રથમ જે માણસ દીપક મૂકીને ચાલ્યો ગયો હતો તે પાછો હાથમાં દીપક લઇને આવતો નજરે પડયો. એ માણસનું શરીર બળવાન્ હતું. તેનો પાયજામો, અંગરખું, કમરબંધ, શિરપેચ અને મ્હોંપરનો બુરખો વગેરે સઘળું લાલરંગનું હતું. હમણાં તેના ડાબા હાથમાં દીપક અને જમણા હાથમાં નાગી તલ્વાર હતી. દીવાન-ખાનાની વચ્ચે જમીન ઉપર દીપક મૂકીને તે ચોતરફ ફરીને જોવા લાગ્યો. દીપક બુઝાવી નાખનાર કાળા ઝભ્ભાવાળો માણસ એક સ્થંભની પાછળ છુપાઇ રહ્યો હતો. લાલરંગના પોષાકવાળો માણસ એ સ્થંભ પાસે ગયો એટલે એ માણસ ઉપર તેની નજર પડી. બન્નેની નજર મળી એટલે તરત એ કાળા ઝભ્ભાવાળો માણસ પોતાની તલ્વારને મ્યાનમાંથી બ્હાર ખેંચી કાઢી આગળ આવીને ઉભો. લાલ પોષાક-વાળા માણસે એ માણસના અંગ ઉપર પોતાની તલ્વાર ઉગામતાં કહ્યું:—"સાચું કહે કે તું કોણ છે?"

"મ્હારું નામ મ્હારી આ તલ્વારની ધાર ઉપર જ લખ્યું છે." આમ કહી તેણે પોતાના શત્રુ ઉપર તલ્વારનો પ્રહાર કર્યો. લાલ પોષાકવાળા માણસે શત્રુનો પ્રહાર ચુકાવીને તેના શરીર ઉપર સ્હામો પ્રહાર કર્યો. આવી રીતે બન્ને વચ્ચે લઢાઈ ચાલૂ થઈ. બન્ને રાજકુમાર તથા તેજસિંહને લઢાઇનો ઘણો શોખ હોવાથી તેઓ ત્રણે જણા એ લઢાઇને લક્ષ્યપૂર્વક જોવા લાગ્યા. એ બન્ને માણસો યુદ્ધકળામાં ચાલાક અને બહાદુર લાગતા હતા. તેઓ એક બીજાના ઘા ઘણી ચાલાકીથી ચુકાવતા હતા. આવો પ્રકાર જોઈ ઇન્દ્રજીતે આનન્દસિંહને કહ્યું:–"એ બન્ને જણા લઢાઇમાં હોશિયાર તથા ચાલાક છે! દીપકનો પ્રકાશ એક જ તરફ પડતો હોવાથી બીજી તરફથી માત્ર તલ્વારના ચળકાટને આધારે જ પ્રહાર રોકી શકાય તેમ છે. આવા સંયોગોમાં આવી ચાલાકીથી લઢવું એ કાંઈ સામાન્ય કાર્ય નથી."

એવામાં કાળા ઝભ્ભાવાળાએ પોતાના હાથમાંની તલ્વાર જમીન ઉપર ફેંકી દઇ એ સ્થંભની ઓથે ફરી પોતાની કમ્મરેથી ખંજર ખેંચી કાઢ્યું તથા ખંજરનો હાથો દબાવીને તેણે કહ્યું:–"હવે તું ત્હારું રક્ષણ કેવી રીતે કરી શકે છે એ હું જોઉં છું!"

તિલિસ્મી ખંજરનો પ્રકાશ થવાથી દિવાનખાનામાં દિવસના જેવું અજવાળું થયું. લાલ પોષાકવાળાએ પણ પોતાની કમ્મરપરનું ખંજર હાથમાં લીધું તથા તેઓ બન્ને ખંજરથી લઢવા લાગ્યા. એવામાં એક તરફથી એવો અવાજ સંભળાયો કે, "લાલ મકરંદ! એ નાશી જાય નહિ એની સંભાળ રાખજો. તેજસિંહનું તિલિસ્મી ખંજર તથા બહુરૂપીનાં સાધનોની થેલી ચોરનાર એ જ છે. જુઓ એની કમરપર હજી એ થેલી લટકી રહી છે. જો તમે એ થેલી

મેળવશો તો પછી કોઇ પણ બહુરૂપી તમારી સાથે બાથ ભીડવાનું સાહસ કરી શકશે નહિ. એ થેલી તમારા જેવા બહુરૂપી પાસે જ હોવી જોઇએ."

આ વાક્યોની સર્વેના કરતાં તેજસિંહ ઉપર વિશેષ અસર થઇ. તેણે ચમકી ઉઠી ઇન્દ્રજીત તરફ જોઇ અધીરતાથી કહ્યું:—"આપ કૃપા કરીને આપનું તિલિસ્મી ખંજર મ્હને આપો. હું પોતે ત્યાં જઇને મ્હારું ખંજર તથા થેલી હસ્તગત કરીશ. કેમ કે તિલિસ્મી ખંજરની અત્રે ઘણી જરૂર છે. મળી આવેલા આ સુયોગને આપણે વૃથા જવા દેવો જોઇએ નહિ !"

ઇન્દ્રજીતઃ—બરાબર છે. ઠીક ચાલ, હું ત્હારી સાથે આવું છું.

આનન્દઃ—અને હું ?

ઇન્દ્રજીતઃ—તું આ સ્થળે જ ઉભો રહે. આપણે બન્ને જણા સાથે જ ત્યાં જઇએ એ ઠીક નથી. હું એકલો જ એ બન્ને માટે પૂરતો છું.

આનન્દઃ—ત્યારે તેજસિંહ જઇને શું કરશે ? તિલિસ્મી ખંજરના પ્રકાશ આગળ એની આંખો ખુલી રહી શકશે નહિ.

ઇન્દ્રજીતઃ—એ પણ ખરું છે.

તેજસિંહઃ—આ વખત આપ વિચારમાં ન ગૂમાવો. આપ આપનું ખંજર મ્હને આપો.

ઇન્દ્રજીતે ખંજર જમીનપર મૂકી દીધું તથા તેની સાથે સંબંધ ધરાવતી મુદ્રિકા તેજસિંહના હાથમાં પહેરાવી દીધા પછી તેણે તેને ખંજર લઇ લેવાની સૂચના કરી. તેજસિંહે તિલિસ્મી ખંજર ઉપાડી લીધું તથા તે એ ન્હાના દ્વારમાં પ્રવેશ કરી બોલી ઉઠયો કે:— "હું તેજસિંહ પોતે જ અત્રે આવી પહોંચ્યો છું."

તેજસિંહે એ દ્વારમાં પ્રવેશ કર્યો કે તરત જ એ દ્વાર આં આપ બંધ થઇ ગયું. બન્ને કુમાર આશ્ચર્યચકિત બની જઇ ં બીજાના મ્હોં તરફ જોવા લાગ્યા.

## પ્રકરણ ૨ જું.

### કૃષ્ણલાલ કારાગૃહમાં.

સંધ્યાનો સમય થવા આવ્યો હતો. પટનાની ઘણી મ્હો ધર્મશાળાના દરવાજાપર મુસાફરોની ભ થઇ રહી હતી. કેટલાક વીશીવાળાઓ પણ ત્યાં હાજર હતા ત તેઓ અનેક પ્રકારની સગવડોની લાલચ દર્શાવીને મુસાફરોને પોતા જગ્યામાં મુકામ કરવા તેડી જવાની ખેંચતાણ કરતા હતા. મુસાફરો ' પોતપોતાની ઇચ્છાનુસાર તેમની સાથે જઇને મુકામ કરતા હ મુસાફરોને યથાસ્થળે મૂકી આવી વીશીવાળાઓ પુનઃ ધર્મશાળ દરવાજા પાસે આવી નવા મુસાફરોને પોતાને ત્યાં લઇ જવાનો પ્રય કરતા હતા.

આ ધર્મશાળા ઘણી મ્હોટી હોઇ તેનો દરવાજો મજબૂત તે મ્હોટો હતો. દરવાજાની બન્ને બાજૂએ અંદરના ભાગમાં એક જમા તથા બાર સિપાહીઓનો મુકામ હતો. તેઓ રાજાની આજ્ઞાનુસ ધર્મશાળાની સર્વ પ્રકારની દેખરેખ રાખતા હોઇ તેમનો પગાર ધ શાળાની અંદર વીશીઓ રાખનારાઓ પાસેથી વસુલ કરવામાં આવ હતો. એ સિપાહીઓ વારા ફરતી ધર્મશાળાની અંદર પહેરો બ

હતા તથા મુસાફરોને કોઈ પણ પ્રકારનું દુઃખ પડતું તો એ સંબંધીના સમાચાર તેઓ રાજ્યના દિવાનને પહોંચાડતા હતા.

સઘળા મુસાફરો પોત પોતાના ઉતારે ગોઠવાઇ ગયા તથા દરવાજાપરની ભીંડ ઓછી થઇ ગઇ એટલે મુસાફરોને બરાબર જગ્યા મળી છે કે નહિ તેની તપાસ કરવા માટે જમાદાર આખી ધર્મશાળામાં ફરવા લાગ્યો. ફરતાં ફરતાં તે વીશીવાળાઓને મુસાફરોની હકીકત પણ પૂછતો હતો. જમાદાર ફરતો ફરતો ધર્મશાળાના ઉત્તર ભાગમાં આવેલી ઇમારત નજીક જઇ પહોંચ્યો. એ ઇમારત બે મજલાની હતી. એમાં રાજા રજવાડા તથા અમીર ઉમરાવ રહી શકે એવી સગવડતા હતી. એ ઇમારત નજીક ઉભો રહીને જમાદાર એમાં ઉતરેલા માણસ તરફ જોવા લાગ્યો. હમણાં એ ઇમારતમાં એક ધનાઢ્ય ઝવેરી ઉતર્યો હતો. જમાદારને જોઈ એ ઝવેરી ઉપરના મજલેથી ઉતરી નીચે ઓટલાપર આવ્યો તથા તણે સંકેત કરીને જમાદારને પોતાની પાસે બોલાવ્યો. જમાદારે તેની નજીક જઇ રૂઆબમાં જ તેને સલામ કરી. એ સલામનો ઉત્તર ઝવેરીએ પણ તેવી જ રીતે વાળ્યો. જમાદારે પુછ્યું:-" આપને શું કહેવું છે ? "

ઝવેરી:—આ ધર્મશાળાના રક્ષક તરીકેનું કામ મહારાણાજી તરફથી આપને જ સોંપવામાં આવ્યું હોય એમ લાગે છે. દરવાજાપરના પહેરેગીર સિપાહીઓ આપની આધીનતામાં હશે એમ હું ધારું છું.

જમાદાર:-જી હા, એમ જ છે.

ઝવેરી:—ત્યારે પહેરો કેવી રીતે ભરવામાં આવે છે ?

જમાદાર:—મ્હારી પાસે જે બાર સિપાહીઓ છે તેના હું ત્રણ ભાગ કરી નાખું છું. ચાર ચાર સિપાહીઓ ક્રમાન્વયે સાથે ફરીને પહેરો ભરે છે.

ઝવેરીઃ–ચારે સિપાહીઓ સાથે જ રહે છે ?

જમાદારઃ–જી ના. ચારે સિપાહીઓ એક બીજાથી જૂદા રહે છે. ફરતાં ફરતાં થોડા થોડા વખતના અંતરે તેમની એક બીજા સાથે મુલાકાત થાય છે.

ઝવેરીઃ–આપણે આમ ઉભા રહીને વાતો કરીએ એ ઠીક નથી. તમે મ્હારી પાસે અંદર આવીને બેસો. હું તમારી સાથે કેટલીક જરૂરી વાતચિત કરવાને ઇચ્છું છું.

આમ કહીને ઝવેરી ઇમારતની અંદર ચાલ્યો ગયો તથા જમાદારે પણ તેની પાછળ પાછળ એ ઇમારતમાં પ્રવેશ કર્યો.

એ ઇમારતનું દિવાનખાનું મનોહર હોઇ ઝવેરીએ પોતાના સરસામાનથી તેને વિશેષ મનોહર બનાવી દીધું હતું. જમીન ઉપર એક તરફ કિમતી ગાલિચો બિછાવેલો હોઇ તેના ઉપર તકીઆને અઠેલીને ઝવેરી બેઠો. જમાદાર પણ અદબથી તેની સ્હામે બેઠો. ઝવેરીએ નીચે બેસી પોતાના ખીસ્સામાંથી પાંચ મહોરો કાઢી તથા જમાદારને એ મહોરો આપવા માટે પોતાનો હાથ લંબાવીને ગંભીરતાથી કહ્યું:–"હું મ્હારા પોતાના લાભ માટે આપનો વખત રોકું છું તથા મ્હારે આપને કેટલીક તકલીફ આપવાની છે તેથી તેનો બદલો પ્રથમથી જ આપવો મ્હને વ્યાજબી લાગે છે."

જમાદારઃ–ના ના–કાંઇ હરકત નહિ. થોડા સમય સુધી આપની પાસ રોકવામાં મ્હને કાંઇ અડચણ નથી.

ઝવેરીઃ–અડચણ કેમ ન હોય ? હું મ્હારા વખતને જેટલો મૂલ્યવાન્ સમજું છું તેટલો બીજાના વખતને પણ સમજું છું. આપના મૂલ્યવાન્ વખતની કિમ્મત આપને સ્વીકારવી જ પડશે.

જમાદારે થોડી આનાકાની કર્યા પછી ઝવેરીના આગ્રહને માન આપી સોનામહોરો લઇ પોતાનાં ખીસ્સામાં મૂકીને કહ્યું:–" આ-

પના આગ્રહને હું અમાન્ય કરી શકતો નથી. હવે આ સેવકને શી આજ્ઞા છે ?"

ઝવેરીઃ—આપે ચાર ચાર માણસોને યથાક્રમે પહેરા ઉપર રાખેલા હોવાથી રાત્રે આપને તો નહિ ફરવું પડતું હોય ?

જમાદારઃ—ના. હું દરવાજા ઉપર જ મ્હારા ઠેકાણે બેસી રહું છું તથા બાકીના આઠ સિપાહીઓ પણ રાત્રે મ્હારી પાસે જ સુઇ રહે છે. જ્યારે પહેરો બદલવાનો વખત થાય છે ત્યારે ઘંટ વગાડી બીજા ચાર સિપાહીઓને જગાડી પહેરા ઉપર મોકલું છું. આપ આ-પનો શો વિચાર છે તે મ્હને કહો.

ઝવેરીઃ—મ્હારું કહેવું એવું છે કે, મ્હને ચાર દિવસનો સતત ઉજાગરો છે. મુસાફરીમાં આરામ લેવાનો અવકાશ મ્હને મળ્યો નથી; છતાં આજે હું સારી રીતે નિદ્રા લેવાને ઇચ્છું છું.

જમાદારઃ-આપ નિશ્ચિતતાથી નિદ્રા લ્યો. ચિંતા રાખવાનું કાંઇ કારણ નથી.

ઝવેરીઃ-હું કેવી રીતે નિશ્ચિતતાથી નિદ્રા લઈ શકું ? મ્હારી સાથે ઘણી મ્હોટી રકમ છે. ( દિવાનખાનામાં રાખેલી પેટીઓ બતા-વીને ) આ સઘળી પેટીઓમાં જવાહિર ભરેલું છે. જ્યાં સુધી મ્હારી ઇચ્છાનુસાર એના રક્ષણનો બંદોબસ્ત ન થાય ત્યાં સુધી મ્હને નિદ્રા આવી શકે તેમ નથી.

જમાદારઃ—આપની સઘળી માલમિલકત સંપૂર્ણ બંદોબસ્તમાં છે એમ જ આપ સમજજો; કેમ કે આ ધર્મશાળામાંથી ચોરી કરીને કોઈ બ્હાર નીકળી શકે તેમ નથી. રાત્રે દરવાજો બંધ કરી દઇને કુંચી હું મ્હારી પાસે રાખું છું. વળી દરવાજા સિવાય ધર્મશાળામાંથી બ્હાર નીકળવાનો બીજો એક પણ માર્ગ નથી.

ઝવેરી:–ઠીક છે; પણ છેવટે પ્રભાતકાળના અરસ્સામાં તો દરવાજો ઉઘાડવામાં આવશે. ચાર દિવસનો સતત ઉજાગરો હોવાથી હું અને મ્હારો નોકર સૂર્યોદય થઈ ગયા પછી પણ જાગ્રત ન થઇએ તો એ બનવા જેવું છે. વળી એવી સ્થિતિમાં કોઇ ચોરી કરીને પ્રભાતકાળે દરવાજો ઉઘડતાં ગચ્છંતિ કરી જાય તો મ્હારે શું કરવું?

જમાદાર:–સ્હવારે આપના જાગ્રત થયા પછી જ દરવાજો ખોલવા હું બંધાઉં છું.

ઝવેરી:–ઠીક, પણ કદાચ ચોરી થાય અને ચોર પકડાઇ જાય તો મ્હારે રાજા અગર તો રાજપ્રતિનિધિ પાસે સાક્ષી પુરવા માટે જવું પડે અને ઘણી તકલીફ વેઠવી પડે. વળી હમણાં મ્હારો વખત ઘણો મૂલ્યવાન્ છે. મ્હારાથી અત્રે એક પણ દિવસ વધારે રોકાવાય તેમ નથી. હું અત્રે ખોટી થઉં તો મ્હને વિશેષ નુકસાનમાં ઉતરવું પડે તેમ છે. એ સઘળી પંચાતમાં ન ઉતરવું પડે એવો આપ કાંઇ બંદોબસ્ત કરો તો સારું. ચોરી નહિ જ થાય એવી મ્હારી ખાત્રી થયા પછી હું નિશ્ચિતતાથી નિદ્રા લઇ શકીશ.

જમાદાર:–ચિંતા નહિ. મ્હારા સિપાહીઓને હું એવી આજ્ઞા કરીશ કે ચાર જણમાંથી એક જણ આપના દ્વાર ઉપર પહેરો ભરશે અને બાકીના ત્રણ જણ ધર્મશાળામાં ફરતા રહેશે.

ઝવેરી:–ઘણો ઉપકાર થયો. હું હવે નિરાંતે નિદ્રા લઇ શકીશ. વળી આપ આપના સિપાહીઓને એવી પણ આજ્ઞા કરી દેજો કે તેઓ મ્હારા સિપાહીઓને પણ સૂઇ જવા દે નહિ. જો કે હું પણ તેમને આવી આજ્ઞા કરીશ તો ખરો; કિન્તુ કેટલાક દિવસના લાગલાગટ ઉજાગરાથી તેમને નિદ્રા આવી જાય એમાં કાંઇ નવાઈ જેવું નથી. વળી બીજી પણ એક યુક્તિ મ્હને સૂઝી છે, જે આના કરતાં

પણ સહેલાઇથી થઇ શકે તેમ છે. જો બીજી કાંઈ ખટપટ નહિ કરતાં આજની રાત્રિ આપ અત્રે મ્હારી પાસે સુઇ રહીને પસાર કરશો તો ચિંતાનું કારણ રહેશે નહિ. પહેરો બદલવાનો વખત થાય ત્યારે.........

જમાદાર વચ્ચે જ બોલી ઉઠયો:–" આપની મતલબ હું સમજી શકયો છું; પરંતુ આપ કહો છો એમ કરવાથી મ્હારી બદનામી થશે. મ્હારે હરેક વખતે દરવાજાપર હાજર રહેવું જોઇએ; કેમકે આખી રાત લોકો પોતાની ફરિયાદ કરવા મ્હારી પાસે આવે છે. આપ આપના જોખમ માટે સર્વથા નિશ્ચિંત રહો. હું તેનો સંપૂર્ણ બંદોબસ્ત કરીશ. જો આપની એક પાઇ પણ જાય તો તેને માટે હું જોખમદાર છું."

આવી રીતે કેટલીક વાતચિત કર્યા પછી જમાદાર ચાલ્યો ગયો તથા થોડા વખતમાં જ તેણે ઝવેરીના ઉતારે પહેરાનો બંદોબસ્ત કર્યો. વાંચક ! આ ઝવેરી આપણી આ નવલકથાનું કોઇ નવીન પાત્ર નથી. એ તો આપણો પૂર્વપરિચિત તારાસિંહ છે. એ કૃષ્ણલાલનો પત્તો મેળવી રામગઢ જાય છે. તેના મનનો એવો નિશ્ચય થઇ ગયો છે કે, " કૃષ્ણલાલ મ્હારો પીછો લેશે તથા તે બની શકે ત્યાં સુધી મ્હારું અનિષ્ટ કરવાનો પ્રયત્ન કરશે." આમ હોવાથી તારાસિંહ આવી રીતે મુસાફરી કરતો હતો. તારાસિંહનો વિશ્વાસ કાંઇ ખોટો નહોતો. કૃષ્ણલાલે તારાસિંહનું અનિષ્ટ કરવાની તો શું પરંતુ તેને જીવથી મારી નાખવાની પ્રતિજ્ઞા કરી હતી. વળી હવે તેને કોઇના તરફની કાંઇ આશા નહિ હોવાથી તે પોતાના પિતા તથા રાણા વીરસિંહથી પણ વિરુદ્ધ થઇ ગયો હતો. કૃષ્ણલાલ પણ પોતાના બદમાશ અનુયાયીઓની સાથે તારાસિંહની પાછળ પાછળ મુસાફરી કરતો હતો. આજે

તેણે પણ એ ધર્મશાળામાં જ મુકામ કર્યો હતો. તે તારાસિંહ સઘળી ખબર રાખતો હોવાથી તારાસિંહે આજે આ ધર્મશાળામાં મુકામ કર્યો છે એમ તે જાણી શક્યો હતો. કૃષ્ણલાલ તારાસિં ફસાવવાનો પ્રયત્ન કરતો હતો; કિન્તુ તારાસિંહ પોતાની સઘળી બર રાખતો હોઈ તે પોતાનાથી સર્વ પ્રકારે સાવધાન રહેતો એવી કલ્પના સુદ્ધાં કૃષ્ણલાલના અંતરમાં ઉપજી નહોતી. હવે કે ચાલાકી વધી જાય છે તે આપણે જોઇએ છીએ.

મધ્યરાત્રિ પસાર થઇ ગઇ હતી. ધર્મશાળામાંના ઘણા મુસાફરો નિદ્રાધીન થઇ ગયા હતા. કેવળ પહેરેગીરો આમ તેમ કરતા હતા. ધર્મશાળાનો દરવાજો બંધ કરવામાં આવ્યો હતો. પાં ભરનાર ચાર સિપાહીઓમાંનો એક ઝવેરીના દરવાજા ઉપર પાં ભર્યા કરતો હતો તથા બીજા ત્રણ જણા એ મ્હોટી ધર્મશાળ પહેરો ભર્યા કરતા હતા.

તારાસિંહની સાથે તેના બે શિષ્ય હતા તથા બીજા બે નોક તેણે રસ્તામાંથી જ પગાર ઠરાવી પોતાની આધીનતામાં રાખી લ હતા. એ બન્ને નોકરો તારાસિંહની ખરી હકીકત જાણતા નહો તેઓ માત્ર એટલું જ જાણતા હતા કે, તારાસિંહ એક ધનાઢ્ય ઝ છે. એ બન્ને નોકરો હમણાં બ્હાર ઓટલા ઉપર ગાઢ નિદ્રામાં પ હતા અને તારાસિંહ તથા તેના બે શિષ્યો અંદરના ભાગમાં વાતો કરતા બેઠા હતા. તેઓએ દિવાનખાનાના દ્વારને બંધ કરી દીધું થોડા વખત પછી તારાસિંહનો એક શિષ્ય દ્વાર ઉઘાડી દિવાન નાની બ્હાર નીકળ્યો તથા તેણે ચોતરફ દૃષ્ટિ ફેરવ્યા પછી પાં ઉપરના સિપાહીઓને કહ્યું:–" તમને ઝવેરી મહાશય બોલાવે છે, તેમની પાસે જઇ આવો. તમે પાછા આવો ત્યાં સુધી તમારે

હું પહેરો ભરું છું. દિવાનખાનામાં જઈને દ્વાર બંધ કરી દેજો."

એ પહેરેગીર સિપાહી લાલચુ હોઈ પોતાના જમાદારને કાંઈ ઇનામ મળ્યું છે એમ સમજતો હતો. આ વખતે પોતાને પણ કાંઇ ઇનામ મળશે એમ વિચારી પ્રસન્નતાથી તે દિવાનખાનામાં ગયો તથા ઘણા સમય સુધી તે બ્હાર આવ્યો નહિ. તેની જગ્યાએ તારાસિંહનો અનુયાયી કિંવા શિષ્ય પહેરો ભરતો હતો. પહેરો ભરતાં ભરતાં તેણે એક માણસને વારંવાર ત્યાંથી પસાર થતો જોયો. કેટલાક વખત પછી દ્વાર ઉઘાડી તારાસિંહ અને તેનો બીજો શિષ્ય પણ બ્હાર ઓટલાપર આવ્યા. આ વખતે તારાસિંહના હાથમાં પેલા પહેરેગીરે ઓઢેલો ઝબ્બો હતો. એ ઝબ્બો બ્હાર પહેરેગીરની જગ્યાએ ઉભેલા પોતાના શિષ્યના હાથમાં આપતાં તેણે કહ્યું:-" આ ઝબ્બો ઓઢીને તું એક બાજૂએ સૂઇ રહે. જો કોઇ ત્હારી પાસે આવીને તને બેશુદ્ધિનું ઔષધ સુંઘાડે તો તું ચિંતા રાખ્યા સિવાય સુંઘજે. હું ત્હારી પાસે જ છું એમ તું સમજી રાખજે."

તારાસિંહના શિષ્યે ઝબ્બો લઇને કહ્યું:-" હું અહીં ફરતો હતો એ દરમ્યાન બે ત્રણ વખત શત્રુ અત્રે આવ્યો હતો; પરંતુ મ્હને સાવધાન જોઇ તે પાછો ચાલ્યો ગયો છે."

તારાસિંહઃ-બરાબર છે. કામમાં થોડી ઢીલ થઇ છે. હું એ પહેરેગીરને બેહોશ બનાવી દઇ મ્હારી જગ્યાએ સૂવાડી આવ્યો છું તથા દિવાનખાનામાંના દીપકને પણ મ્હેં બુઝાવી નાખ્યો છે. હવે તું આ પાસેના થાંભલા પાસે સૂઇ જા, (બીજા શિષ્ય તરફ જોઇને) અને તું એ દ્વાર પાસે જઇને સૂઇ જા. હું કોઈ ઠેકાણે છુપાઈ રહીને સઘળો તમાશો જોઇશ.

તારાસિંહની આજ્ઞાનુસાર તેના બન્ને શિષ્ય યથાસ્થળે સૂઇ ગયા.

પછી તારાસિંહ પણ બીજા મુસાફરની ઓરડીના દ્વાર પાસે જઇ જમીન ઉપર સૂઈ ગયો. અડધા કલાક સુધી તેઓ આવી સ્થિતિમાં પડી રહ્યા. ત્યાર પછી બે માણસો તારાસિંહના દિવાનખાનાના દ્વાર પાસે આવી ઉભા રહ્યા. તેઓ કોણ હતા તેનો નિર્ણય અંધકાર હોવાથી તારાસિંહ કરી શક્યો નહિ. તારાસિંહના બન્ને શિષ્ય નિદ્રાધીન થયેલા છે એવી ખાત્રી કર્યા પછી એક માણસે દ્વાર ઉઘાડી દિવાનખાનામાં પ્રવેશ કર્યો. થોડા વખત પછી એ માણસ દિવાનખાનાની બ્હાર નીકળ્યો ત્યારે તેની પીઠ ઉપર એક મ્હોટી ગાંસડી હતી. ગાંસડી ઉપાડી તે પોતાના સાથીદારની સાથે ધર્મશાળાના બીજા ભાગ તરફ જતો રહ્યો. તેઓના ચાલ્યા ગયા પછી તારાસિંહ ઉઠી ઉભો થઇ પોતાના દિવાનખાનાના દ્વાર નજીક ગયો તથા પોતાના શિષ્યોને ઉઠાડતાં તે જાણી શક્યો કે, શત્રુઓએ તેમને બેશુદ્ધ બનાવ્યા નહોતા. બન્ને શિષ્યોને ત્યા જ સૂઇ રહેવાની સૂચના કરી તારાસિંહે દિવાનખાનામાં પ્રવેશ કરી દ્વાર અંદરથી બંધ કરી દીધું. પછી દીપક સળગાવી તપાસ કરી જોતાં તેને માલૂમ પડ્યું કે, જે પહેરેગીરને તેણે પોતાનું સ્વરૂપ ધારણ કરાવી પોતાના બિછાનામાં સૂવાડયો હતો તેને શત્રુઓ ઉપાડી ગયા હતા. પોતાની યુક્તિ સફળ થયેલી જોઇને તારાસિંહ રાજી થયો તથા દ્વાર ઉઘાડી, બ્હાર આવી પોતાના બન્ને શિષ્યોને ઉઠાડીને તેણે કહ્યું:–"આપણો હેતુ સફળ થયો છે. બદમાશ કૃષ્ણલાલ પોતાના અંતરની ઇચ્છા સફળ થયેલી સમજી હમણાં જ ધર્મશાળાનો દરવાજો ઉઘાડી નાશી જવાનો પ્રયત્ન કરશે તથા એ એમ કરે તો તેથી આપણને જ લાભ છે. હવે તમારા બન્ને જણામાંથી એક જણ અત્રે પહેરો ભરો અને બીજો દરવાજા પાસે જઇ કોઇ ગુપ્ત સ્થળે છુપાઇ જઇ કૃષ્ણલાલ ધર્મશાળાની બ્હાર ક્યારે જાય છે તેની ખબર કાઢી

આવો. એ દુષ્ટ શયતાન ધર્મશાળામાંથી બ્હાર નીકળે કે તરત જ મ્હને એ સંબંધીની ખબર મળવી જોઇએ."

આમ કહીને તારાસિંહ એ ઓરડામાં ગયો તથા અંદરથી દ્વાર બંધ કરી દઇ ઉપરના મજલાપર જઇને બેઠો; કેમ કે ત્યાં આવેલી બારીમાંથી છુપી રીતે તે પોતાના દ્વાર આગળ બનતા બનાવો જોઇ શકે તેમ હતું.

બીજી તરફ કૃષ્ણુલાલના આનન્દનો પાર રહ્યો નહોતો. તારાસિંહને પોતાના પંઝામાં સપડાયલો સમજી ધર્મશાળામાંથી બ્હાર નીકળી પડવાને તે ઘણો અધીરો બની ગયો હતો. તે પોતાનો સઘળો સરસામાન બાંધી લઈ ધર્મશાળાના દ્વાર પાસે ગયો તથા પેલા જમાદારને સમજાવી તેમ જ લાંચ આપીને દરવાજો ઉઘડાવી તે બ્હાર નીકળ્યો. આ સમાચાર પોતાના શિષ્યદ્વારા તારાસિંહના જાણુવામાં આવતાં જ તેણે પોતાને ત્યાં ચોરી થવાની ખબર પ્રકટ કરવાની વ્યવસ્થા કરવા માંડી. પોતાની સઘળી પેટીઓનાં તાળાં તેણે તોડી નાખ્યાં; કેમ કે, એ પેટીઓમાં કિંમતી ઝવેરાત ભરેલું છે એમ જ ધર્મશાળાના લોકો તથા પેલો જમાદાર જાણુતા હતા; પરંતુ વાસ્તવિક રીતે જોવા જતાં એ પેટીઓ તો તદ્દન ખાલી હતી.

પોતાના નોકરોને બરાબર સાવધાન કરી, દીપકના પ્રકાશને સતેજ કરી 'ચોર—ચોર'ની બૂમો પાડી તેણે ઘણો કોલાહલ કર્યો. તેનો કોલાહલ સાંભળી ધર્મશાળામાંના સઘળા મુસાફરો અને વીશીવાળાઓ જાગી ઉઠયા તથા તેના દ્વાર આગળ લોકોનું મ્હોટું ટોળું એકઠું થઇ ગયું. એ સર્વેને તારાસિંહે પોતાનું લાખો રૂપિયાનું ઝવેરાત ચોરાયું છે એમ જણાવ્યું. ચોરી થયાના સમાચાર સાંભળીને પેલો જમાદાર પણ ત્યાં દોડી આવ્યો. તેને જોતાંની સાથે જ તારા-

સિંહ જાણે કે ગભરાઇ ગયો હોય એવો ભાવ દર્શાવી બોલ્યો:– "જુઓ જમાદારસાહેબ! મ્હારા ઝવેરાતની બરાબર સંભાળ રાખવા માટે મ્હેં પ્રથમથી જ આપને નહોતું કહ્યું કે? આમ છતાં મ્હારું સઘળું ઝવેરાત ચોરાયું છે અને મ્હારા સર્વસ્વનો વિનાશ થયો છે. તમે અત્રે રાખેલા પહેરેગીર સિપાહીએ જ ચોર લોકોની સાથે મળી જઇને ચોરી કરાવી છે; કેમ કે એ સિપાહી અહીં જોવામાં આવતો નથી. અરેરે! મ્હારું લાખ્ખો રૂપિયાનું ઝવેરાત ચોરાયું છે–હવે હું એ માટે કોને પૂછું તથા કોનો હાથ પકડું?"

આ વાક્યો સાંભળવામાં આવતાં જ જમાદાર કિંકર્ત્તવ્યવિમૂઢ બની ગયો. પેટીઓનાં તોડી નાખવામાં આવેલાં તાળાં તેણે પોતાની નજરે જોયાં તથા જે સિપાહીને તેણે પહેરા ઉપર રાખ્યો હતો તેની તપાસ કરાવતાં તેનો કાંઇ પત્તો લાગ્યો નહિ. તરત જ જમાદારે ધર્મશાળાના દરવાજા ઉપર પહેરો ભરતા પહેરેગીરોને સાવધાન રહેવાની આજ્ઞા કરી; પરંતુ થોડા સમય પૂર્વે તેણે એક મુસાફરને બ્હાર જવા દીધેલો હોવાથી એ માટે તેને ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો. એ મુસાફરને પકડી લાવવા માટે ચાર સિપાહીઓને દોડાવી તેણે તારાસિંહને કહ્યું:–"હું દીવાનજી પાસે જઇ તેમને આ ચોરીની ખબર આપું છું."

"તમે તમારે ફાવે ત્યાં જાઓ. મ્હને જે નુકસાન થવાનું હતું તે થયું છે. મ્હારે પણ આ ચોરી સંબંધીની ખબર મ્હારા શેઠને પહોંચાડવા જવું જોઇએ." તારાસિંહે કહ્યું.

જમાદારે પૂછ્યું:–"ત્યારે તમે શેઠ નથી કે શું?"

તારાસિંહ:–ના, હું તો મુનીમ છું. મ્હને પૂછ્યા સિવાય દરવાજો ઉઘાડી તમે ચોરને બ્હાર નીકળી જવા દીધો છે એ ચાર્જ

ખોટું કામ કર્યું છે. મ્હને પૂછ્યા સિવાય તમે દરવાજો નહિ જ ઉઘાડો એમ તમે પ્રથમથી મ્હારી પાસે કબૂલ કર્યું હતું અને તેથી જ મ્હેં તમને પાંચ સોનામહોરો આપી હતી; છતાં છેવટે તમે મ્હારો વિશ્વાસઘાત કર્યો ને? હું એમ નહોતો ધારતો કે તમે આટલા બધા લોભી હશો તથા મ્હારા માલની ચોરી કરાવી ચોરની પાસેથી મ્હોટી રકમ લાંચ તરીકે લઇ તેને બ્હાર કાઢી મૂકી મ્હારી સાથે વિશ્વાસ-ઘાત કરશો. અરેરે! આ રાજ્યની ધર્મશાળાના રક્ષણ માટે રાખવામાં આવેલા સિપાહીઓ જ આવો ધંધો ચલાવતા હશે એમ જો હું જાણી શક્યો હોત તો હું એક ક્ષણ માટે પણ આ ધર્મશાળામાં મુકામ કરત નહિ.

આ વાક્યો સાંભળી જમાદાર ભયભીત બની ગયો. જો પેલા મુસાફરને તેણે ધર્મશાળામાંથી બ્હાર ન જવા દીધો હોત તો ચોરા-યલો સઘળો માલ પાછો મળી આવત એમ તેણે વિચાર્યું. હવે ચોરીનો આરોપ પોતાના ઉપર આવશે તથા દીવાનને એ સંબંધીની ખબર મળતાં તે પણ આ ઝવેરીના મુનીમનું કહેવું ખરું માની પોતાને લાંચ લેવા માટે ગંભીર ગુન્હેગાર કરાવી સખ્ત શિક્ષા કરશે એવો ભય તેના અંતરમાં ઉપજ્યો. તારાસિંહને કરગરી પડીને તેણે કહ્યું:- "મહાશય! મ્હારાથી જે ગંભીર ભૂલ થઇ છે એ માટે ઉદારતાથી મ્હને ક્ષમા આપો. મ્હને છેતરી દરવાજો ઉઘડાવી ચોર પલાયન કરી ગયો છે. હું તેને વિના વિલંબે પકડી મંગાવું છું. હવે આ ગરીબ માણસની જીંદગીનો આધાર આપની દયા ઉપર રહેલો છે. દરવાજો ઉઘાડવાની મ્હારી ભૂલ જો આપ જાહિર નહિ કરો તો જ મ્હારો જીવ બચશે; નહિ તો રાણાજી મ્હારો શિરચ્છેદ કરાવશે. મ્હારો જીવ જવાથી આપને કાંઇ લાભ થાય તેમ નથી. હું પ્રતિજ્ઞાપૂર્વક

કહું છું કે, એ ચોર પાસેથી મ્હેં એક પાઇ પણ લીધી નથી! એ બદમાશ મ્હને છેતરીને જતો રહ્યો છે. હું એને કેદ પકડી આપનો તમામ માલ આપને પાછો મેળવી આપીશ. જો મ્હારા આ શબ્દો ઉપર આપનો વિશ્વાસ ન બેસતો હોય તો આપ મ્હારા ઓરડામાં આવો તથા ત્યાંથી આપને જે જોઇએ તે લઈ જાઓ; પરંતુ કૃપા કરી મ્હને જીવનદાન આપો."

જમાદારે આવી રીતે ઘણા કાલાવાલા કર્યા તેથી તારાસિંહનું હૃદય દ્રવીભૂત થયું; પરંતુ પોતાનું કાર્ય પાર ઉતારવાના ઉદ્દેશથી તેણે કહ્યું:–"જુઓ, તમારી ભૂલ માટે હું તમને ક્ષમા આપું છું; પરંતુ હવે હું જે કાંઈ કરવાની આજ્ઞા કરું છું તે કરવામાં ભૂલથાપ ખાશો તો પછી હું તમારું રક્ષણ કરી શકીશ નહિ."

જમાદારે પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:–"ના ના–આપ હવે એવી ચિંતા રાખશો નહિ. આપના ઉપકારનું ઋણ આ જીવનમાં હું વાળી શકું તેમ નથી. કહો જોઇએ કે, આ સેવકને શી આજ્ઞા છે?"

તારાસિંહ:–જુઓ, મ્હારાથી કદાપિ અસત્ય તો નહિ જ બોલી શકાય.

જમાદાર:–ત્યારે મ્હારું રક્ષણ કેવી રીતે થાય?

તારાસિંહ:–પ્રથમ શાન્ત ચિત્તે હું જે કહું તે સાંભળી લ્યો. હમણાં મ્હારે અહીંથી જવું છે તેથી મ્હારા આ બે નોકરોને હું અત્રે રાખી જાઉં છું. પછી ચોર પકડાતાં તેને જ્યારે દીવાનજી અથવા રાણાજીની હુજૂરમાં હાજર કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય ત્યારે તમે મ્હારા બન્ને નોકરોને સાથે તેડી જજો તથા મ્હારા નોકરો તરીકે તેમને રજુ કરજો. ચોરાયલો માલ એ બન્ને જણા ઓળખી શકશે. વળી ચોરી થઇ એ વખતે હું અહીં હાજર હતે

એ સંબંધી તથા તમે કરેલી ભૂલ સંબંધી તેઓ કાંઈ કહેશે નહિ. હું અહીં હાજર હતો એમ તમે પણ જાહિર કરશો નહિ. મ્હારા બન્ને નોકર સઘળું કાર્ય બરાબર બજાવશે. તે ઉપરાંત એટલું સ્મરણમાં રાખજો કે, હમણાં ધર્મશાળામાં જેટલા માણસો છે તેમની સર્વની જડતી લીધા પછી જ તમે તેમને બ્હાર નીકળવા દેજો.

જમાદારઃ—જડતી લીધા સિવાય હવે હું એક પણ માણસને બ્હાર નહિ નીકળવા દઉં. આપ બેલાશક જ્યાં આપને જવું હોય ત્યાં જાઓ. હું અહીં કોઈ પણ પ્રકારની અડચણ આવવા દીધા સિવાય આપની આજ્ઞાનુસાર વર્તીશ.

પછી જમાદાર સાથે બીજી કેટલીક વાતચિત કરીને તારાસિંહે પોતાના શિષ્યોને એકાંતમાં લઇ જઇ તેમને કેટલીક સૂચનાઓ કરી છેવટે તેણે કહ્યુંઃ—"હું અત્રેથી ચાલ્યો જાઉં છું તેથી તમે બિલ્કુલ ગભરાશો નહિ. ગુપ્તવેશમાં હું તમારી પાસે જ રહીશ."

આ રીતે સર્વ પ્રકારની વ્યવસ્થા કર્યા પછી તારાસિંહ એકલો જ ધર્મશાળાનો ત્યાગ કરી ચાલ્યો ગયો. તેના વિદાય થઈ ગયા પછી તેના ઝવેરાતની ચોરી થયાની વાત આખી ધર્મશાળામાં ફેલાઈ ગઇ. સઘળા મુસાફરોને બ્હાર જતા અટકાવવામાં આવ્યા. ચોરની ખબર દીવાનને મળતાં તે પણ કેટલાક સિપાહીઓની સાથે ધર્મ-શાળામાં આવી પહોંચ્યો. ધર્મશાળામાં ચોતરફ મુસાફરોના સર-સામાનની જડતી લેવાનું કામ ચાલૂ થયું; પરંતુ સર્વની માન્યતા એવી હતી કે, રાત્રે દરવાજો ઉઘડાવી ચાલ્યા જનાર માણસે જ ચોરી કરેલી હોવી જોઇએ. પેલો પહેરેગીર સિપાહી પણ અદૃશ્ય થઇ ગયેલો હોવાથી શું કરવું અને ચોરીનો પત્તો કેવી રીતે મેળવવો તેની દીવાનને પણ સૂઝ પડતી નહોતી. ચોરને પકડી લાવવા માટે જમા-

દારે સિપાહીઓને દોડાવ્યા હતા છતાં દીવાનના આવ્યા પછી તેની આજ્ઞાથી બીજા કેટલાક સિપાહીઓને પણ દોડાવવામાં આવ્યા.

મધ્યાન્હકાળના અરસામાં કેટલાક સિપાહીઓ કૃષ્ણુલાલને પકડી ધર્મશાળામાં આવી પહોંચ્યા. ચોરીના આરોપ માટે કૃષ્ણુ-લાલને પકડવામાં આવ્યો હતો, તેથી તેના આશ્ચર્યનો પાર રહ્યો નહોતો. હજી ઝવેરીના વેશમાં તારાસિંહને જ પોતે પકડયો હતો એમ તે ધારતો હતો તથા તેણે તેનું મ્હોં ધોઇને પોતાના મનની ખાત્રી હજી સુધી કરી નહોતી. મધ્યાન્હકાળ થયેલો હોવા છતાં દીવાન પણ ધર્મશાળામાં બેસી રહ્યો હતો. સિપાહીઓ કૃષ્ણુલાલને પકડી લાવ્યા એટલે લોકોનું ટોળું ત્યાં એકઠું થઇ ગયું તથા એ બદમાશને લીધે સર્વને દુઃખ ભોગવવું પડેલું હોવાથી સર્વે તેને ગાળો દેવા લાગ્યા. તારાસિંહ જ્યાં ઉતર્યો હતો ત્યાં જ એક શેતરંજી બિછાવી દીવાન તેના ઉપર બેઠો હતો તથા તેની પાસે તારાસિંહના બન્ને શિષ્ય પોતાના ખરા વેશમાં બેઠા હતા. સિપાહીઓએ કૃષ્ણુલાલને દીવાન પાસે હાજર કર્યો એટલે દીવાને ક્રોધકર્કશ શબ્દે કહ્યું:—"કેમ બદમાશ! અમારી ધર્મશાળામાં આવી ત્હેં આવી મ્હોટી ચોરી કરવાનું સાહસ કર્યું છે, ખરું ને?"

કૃષ્ણુલાલઃ—સાહેબ! એક ચોર તરીકે હું ગુન્હેગાર નથી. આ ધર્મશાળામાં કોની ચોરી થઇ છે તથા કોણે મ્હારા ઉપર આરોપ મૂકયો છે એ મ્હારે પ્રથમ જાણવું જોઇએ.

તારાસિંહના બન્ને શિષ્યોને હાથથી બતાવીને દીવાને કૃષ્ણુલા-લને કહ્યું:—"આ માણસોની મિલકત ચોરાઇ છે તથા અહીંના સઘળા માણસો તને જ ચોર ધારે છે."

કૃષ્ણલાલઃ–મ્હારા ઉપર આ તદ્દન જૂઠો આરોપ મૂકવામાં આવ્યો છે.

તારાસિંહના એક શિષ્યે દીવાન તરફ જોઇને કહ્યું:–"જો કાંઈ અડચણ ન હોય તો પ્રથમ એનું મ્હોં પાણીથી ધોવડાવી નાંખો."

દીવાને આ વાત કબૂલ કરી તથા તેણે પાણી લઇ આવવાની જમાદારને આજ્ઞા કરી. જમાદાર પાણી લેવાને ગયો એટલે કૃષ્ણલાલે કહ્યું:–"પાણી મંગાવવાની શી જરૂર છે? હું એક બહુરૂપી છું. બહુરૂપી હમ્મેશાં વેશ બદલીને જ ફરે છે."

દીવાને કટાક્ષસૂચક સ્વરે કહ્યું:–"બહુરૂપી કદાપિ ચોરી કરે ખરો કે?"

કૃષ્ણલાલઃ–પણ હું એક વખત તો આપને કહી ચુક્યો છું કે, મ્હારા ઉપર જૂઠો આરોપ મૂકવામાં આવ્યો છે—હું તદ્દન નિર્દોષ છું.

આ વખતે તારાસિંહના એક શિષ્યે ભેદક દૃષ્ટિથી કૃષ્ણલાલ તરફ જોઇને કહ્યું:–"પ્રથમ ત્હારા સરસામાનની જડતી લેવા દે એટલે પછી ત્હારી નિર્દોષતા તરત જ સાબિત થશે."

બરાબર આ વખતે જમાદાર પાણીથી ભરેલો એક ઘડો ઉપાડી લાવ્યો તથા તેણે કૃષ્ણલાલને તેનું મ્હોં ધોઇ નાખવાની આજ્ઞા કરી. કૃષ્ણલાલે પાણીથી પોતાનું મ્હોં ધોઇ નાખ્યું અને પછી દીવાનને ઉદ્દેશીને તેણે કહ્યું:–"આપની આજ્ઞા પ્રમાણે મ્હેં મ્હારું મ્હોં ધોઇ નાખ્યું છે. હવે બીજી શી આજ્ઞા છે?"

દીવાનઃ–હવે ત્હારા સરસામાનની જડતી લેવાની છે.

કૃષ્ણલાલઃ–આપ મ્હારા સરસામાનની જડતી લ્યો એમાં મ્હને કાઇ હરકત નથી; પરંતુ પહેલાં આ માણસોનો જે માલ ચોરાયો હોય તેની એક યાદી મ્હને મળવી જોઇએ. મ્હારી પોતાની

વસ્તુઓ પણ તેમની જ છે એમ જો કદાચ આ વેશધારી ઝવેરીઓ જણાવે તો મ્હારા પોતાના જ માલનો હું ચોર ઠરું તેથી આપ પ્રથમ મ્હને ચોરાયલા માલની યાદી અપાવવાની વ્યવસ્થા કરો.

દીવાનઃ–ચોરાયલા માલની યાદી જમાદાર પાસે હોવાથી તમારે બીજી કોઇ શંકા રાખવાની જરૂર નથી; પરંતુ તમે આ બન્ને માણસોને વેશધારી ઝવેરીઓ કેમ કહ્યા છે?

કૃષ્ણલાલઃ–તેઓ બન્ને મ્હારા જેવા બહુરૂપી જ છે. એમના શેઠ તારાસિંહને મ્હેં શત્રુભાવથી કેદ નહિ કરતાં કેવળ તેમની મશ્કરી કરવાના હેતુથી કેદ કર્યા છે. અમે બન્ને મહારાણા વીરસિંહજીના બહુરૂપીઓ છીએ તથા અમે બન્નેએ એક બીજાને છેતરવાની શર્ત કરી છે.

મહારાણા વીરસિંહનું નામ સાંભળવામાં આવતાં જ દીવાનના કાન ખડા થઈ ગયા તથા આશ્ચર્યચકિત બની જઇને તારાસિંહના બન્ને શિષ્યો તરફ તે જોવા લાગ્યો. તારાસિંહના એક શિષ્યે કહ્યું:– "દીવાન સાહેબ! એ બદમાશ બધું જૂઠું જ બોલે છે. એ મહારાણા વીરસિંહજીનો અગર તો ગમે તેનો બહુરૂપી હોય એ વિષય સાથે અમને કાંઇ સંબંધ નથી. અમે બહુરૂપી નથી તેમજ અમારો કોઇ શેઠ નથી. એ કોને કેદ પકડી ગયો છે એ સંબંધી પણ અમે કાંઇ જાણતા નથી. એ પોતાને બહુરૂપી તરીકે તો ઓળખાવે જ છે તેથી તે જૂઠું બોલીને આપને પણ છેતરવાનો પ્રપંચ કરે એમાં આશ્ચર્ય જેવું શું છે? એની જડતી લેવામાં આવશે તથા બહુરૂપી તરીકેની તેની સનંદ માંગી જોવામાં આવશે એટલે તે સાચું બોલે છે કે જૂઠું એ સર્વના જાણવામાં આવી શકશે. દરેક બહુરૂપીને જેવી રીતે પોતાના માલિક તરફથી સનંદ મળે છે તેવી જ રીતે એ જો મહા-

રાણા વીરસિંહજીનો બહુરૂપી હશે તો તેની પાસે તેમની સનંદ પણ હશે!"

દીવાનઃ-તમારું કહેવું સર્વથા સત્ય છે. બહુરૂપીઓની પાસે તેમના માલિકની સનંદ જરૂર હોય છે. વળી જડતી લેવાથી એણે કોને કેદ કર્યો છે એ પણ જાણી શકશે. ( કૃષ્ણુલાલ તરફ જોઇને ) જો તું મહારાણા વીરસિંહજીનો બહુરૂપી હોય તો ત્હારી સનંદ બતાવ. વળી તું બહુરૂપી હોવા છતાં અહીંના સિપાહીઓના હાથમાં આટલી ઝડપથી કેમ પકડાયો એ હું સમજી શકતો નથી. બહુરૂપી એક વખત છૂટો થયા પછી તેને પકડવાનું કાર્ય કાંઇ સહેલું નથી.

કૃષ્ણુલાલઃ-હું કદાપિ કેદ પકડાત નહિ; પરંતુ અફસોસ! હું એમ નહોતો જાણતો કે તારાસિંહને મ્હારી સઘળી હિલચાલની ખબર હશે તથા તે મ્હારાથી સર્વ પ્રકારે સાવધાન રહેતો હશે. હું કેદ પકડાઉં એવો બંદોબસ્ત તેણે પ્રથમથી જ કરી રાખ્યો હતો.

દીવાનઃ-ઠીક, તું ત્હારી સનંદ બતાવ.

કૃષ્ણુલાલે સહજ ચિંતામાં પડી જઇને કહ્યુંઃ-"હજી સુધી મ્હને સનંદ મળી નથી."

આ વખતે તારાસિંહનો એક શિષ્ય બોલી ઉઠયોઃ-"જુઓ, હું પ્રથમથી જ નહોતો કહેતો કે, એ જૂઠો છે!"

દીવાન ક્રોધથી બોલી ઉઠયોઃ-"ખરું છે. એ જૂઠો છે એમાં કાંઇ શક નથી. (જમાદાર તરફ જોઇને) હવે એની જડતી લ્યો."

જમાદારઃ-જેવી આજ્ઞા.

કૃષ્ણુલાલની જડતી લેવામાં આવી તથા બે ત્રણ ગાંસડીઓ છોડયા પછી પેલી મ્હોટી ગાંસડી છોડવામાં આવી. એ ગાંસડીમાં ધર્મશાળાના પેલા સિપાહીને તારાસિંહ સમજીને કૃષ્ણુલાલે બાંધી દીધો

હતો. કૃષ્ણલાલે એ બેહોશ સિપાહીના તરફ ઈશારો કરીને કહ્યું:–"જુઓ ઝવેરીનો વેશ ધારણ કરી મુસાફરી કરનાર તારાસિંહ આ જ છે."

તારાસિંહના એક શિષ્યે કહ્યું:–"એની આ વાત પણ જૂઠી ઠરવાની છે. પ્રથમ આપ આ બેહોશ માણસનું મ્હોં પાણીથી ધોવડાવી નખાવો."

દીવાન:–મ્હારો પણ એવો જ ઇરાદો છે. જમાદાર! આ બેહોશ બની ગયેલા માણસનું મ્હોં પાણીથી ધોઈ સાફ કરો.

કૃષ્ણલાલ:–હું પોતે જ એનું મ્હોં પાણીથી ધોઈ સાફ કરું છું; અને હું એમ કરીશ એટલે મ્હારું કહેવું સાચું છે કે જૂઠું તેની આપને ખાત્રી થશે.

આમ કહી કૃષ્ણલાલે એ સિપાહીનું મ્હોં ધોઇ સાફ કર્યું; પરંતુ અફસોસ કે તેની ઇચ્છા ફળીભૂત થઇ નહિ. એ તો હડહડતો જૂઠો ઠર્યો. બીજી તરફથી પોતાની ધર્મશાળાના સિપાહીને આવી સ્થિતિમાં જોઇ દીવાન તથા જમાદારને પગથી માથા સૂધી ક્રોધ ચઢયો. જમાદારે કોઇ પણ પ્રકારનો વિચાર કર્યા સિવાય કૃષ્ણલાલની કમરપર જોરથી એક એવી લાત મારી કે તે જમીનદોસ્ત થતો બચી ગયો તથા તરત જ તે જમાદારને મારવા તૈયાર થયો. કૃષ્ણલાલ પાસેનાં સઘળાં હથિયાર પ્રથમથી જ લઇ લેવામાં આવ્યાં હતાં. જો આ વખતે તેની પાસે એકકે હથિયાર હોત તો તે જમાદારને મારી નાખ્યા સિવાય રહેત નહિ. તેની પાસે હથિયાર નહિ હોવાથી તે કાંઇ કહી શક્યો નહિ. તેને ઉત્તેજિત બની ગયેલો જોઇ સર્વના અંતરમાં એના માટે ક્રોધ ઉપજ્યો. ધર્મશાળામાં ઉતરેલા મુસાફરો પણ તેના ઉપર પ્રથમથી જ ક્રોધે ભરાયા હતા; કેમ કે વિના અપરાધે તેમને ધર્મશાળામાં રોકાઇ રહેવું પડયું હતું. છેવટે ધૈર્યનો ભંગ થતાં ઘણા માણસો

કૃષ્ણલાલ ઉપર તૂટી પડયા તથા તેની મનમાનતી પૂજા કર્યા પછી તેને હરેક પ્રકારે અશક્ત બનાવી દેવામાં આવ્યો. ત્યાર પછી દીવાનની આજ્ઞાથી કૃષ્ણલાલને તથા તેના સાથીદારોને મુશ્કેટાટ બાંધવામાં આવ્યા.

દીવાને જમાદારને કહ્યું:–" આ બદમાશ બેશક જૂઠો તેમ જ ચોર છે. એણે સરકારી નોકરને કેદ કરી પોતાના ગુન્હાને વિશેષ ગંભીર બનાવ્યો છે. એ સિપાહી ઝવેરીના દ્વાર પાસે પહેરો ભરતો હતો એમ તમે કહી ચુકયા છો; તેથી ચોરી કરવા માટે જ એ સિપાહીને બાંધી કેદ કરવામાં આવેલો હોવો જોઈએ. હવે એના કેસનો નિકાલ જલ્દીથી આવી શકે તેમ નથી. આજે વખત પણ ઘણો થઇ ગયો છે. હમણાં તમે એ બદમાશને તથા તેના સાથીદારોને કેદખાનામાં મોકલી ઘો તેમ જ એનો સરસામાન આ ધર્મશાળાની જ કોઇ ઓરડીમાં રાખી, ઓરડીને તાળું વાસી કુંચી મ્હને આપો. ધર્મશાળાના મુસાફરોને હવે જ્યાં જવું હોય ત્યાં જવા ઘો."

પછી તારાસિંહના શિષ્યો તરફ જોઇને દીવાને કહ્યું:–" કેમ, હવે ધર્મશાળાના મુસાફરોને રોકી રાખવાની જરૂર નથીને ?"

તારાસિંહના એક શિષ્યે ઉત્તર આપ્યો:–" ના ના–એમને બિચારાઓને હવે છૂટા કરવા જોઇએ; કેમ કે એ લોકોનો કાંઈ ગુન્હો નથી. આ બદમાશે જ ચોરી કરેલી છે તથા ચોરીનો માલ તેણે બ્હાર કોઇ ગુપ્ત સ્થળે છુપાવી દીધેલો હોવો જોઇએ એવી અમારી ખાત્રી છે."

દીવાન:–એમ જ હોવું જોઇએ.

જોત જોતાંમાં એ ધર્મશાળાના સઘળા મુસાફરો ત્યાંથી ચાલ્યા ગયા. કૃષ્ણલાલ અને તેના સાથીદારોને કારાગૃહ તરફ મોકલવામાં આવ્યા. કૃષ્ણલાલનો સઘળો સરસામાન એક ઓરડીમાં નાખી ઓર-

ડીને તાળું વાસી તેની કુંચી જમાદારે દીવાનને સ્વાધીન કરી. પછી તારાસિંહના બન્ને શિષ્યોએ દીવાનને કહ્યું:-" આ કેસનો નિકાલ બે ચાર દિવસમાં આવે તેમ લાગતું નથી તેથી અમે પણ અમારા માલિક પાસે જઇ તેમને આ વિષયની ખબર આપવાને ઇચ્છીએ છીએ. અમે એમને પણ યથા પ્રસંગે અત્રે લઇ આવીશું. જો આ પ્રકાર અમે એમને નહિ જણાવીએ તો અમને ઘણો ઠપકો મળશે. જો આપની ઇચ્છા હોય તો અમને અમારો સરસામાન અત્રે રાખી જવામાં અડચણ નથી."

દીવાનઃ-તમારૂં કહેવું બરાબર છે. હું તમને તમારા માલિક પાસે જવાની ખુશીથી રજા આપું છું. તમારા સરસામાનને અત્રે રાખવાની કાંઇ જરૂર નથી.

તારાસિંહના બન્ને શિષ્યોએ દીવાનને સલામ કરીને કહ્યું:- " આપે અમને જવાની રજા આપી અમારા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે. અમે અમારા માલિકને લઇ ઘણી ત્વરાથી અત્રે હાજર થઇશું."

પછી તારાસિંહના બન્ને શિષ્ય પોતપોતાનો સરસામાન લઇ ધર્મશાળાની બ્હાર નીકળી પડયા.

---

## પ્રકરણ ૩ જું.

### ઇન્દ્રાણી અને આનન્દી.

તેજસિંહ પેલા દ્વારમાં ચાલ્યો ગયો અને પછી તરત જ એ દ્વાર બંધ થઈ જવાથી બન્ને રાજકુમારોને તેજસિંહ માટે ઘણી ચિંતા થવા લાગી. આનન્દસિંહે ઇન્દ્રજીત તરફ

જોઇને કહ્યું:–"આવા રાત્રિના સમયે તેજસિંહ માટે આપણે શું કરી શકીએ તેમ છીએ ?"

ઇન્દ્રજીતઃ–કાંઇ નહિ; પણ તેજસિંહ પાસે તિલિસ્મી ખંજર હોવાથી એકાએક તે કોઇના પંઝામાં સપડાઇ જશે નહિ.

આનન્દઃ–પહેલાં પણ તેની પાસે તિલિસ્મી ખંજર હતું તથા તેની થેલી પણ તેની પાસે હતી છતાં એ કાંઇ કરી શક્યો નહોતો.

ઇન્દ્રજીતઃ–એ ખરું છે. તિલિસ્મીમાં હરેક પ્રકારે સુરક્ષિત રહેવું એ કાંઈ સામાન્ય કાર્ય નથી. રાત્રિનો વખત હોવાથી હમણાં આપણે કાંઇ કરી શકીએ તેમ નથી.

આનન્દઃ–મ્હારી ઇચ્છા એવી છે કે, તિલિસ્મી ખંજરથી આપણે આ દ્વાર કાપવાનો પ્રયત્ન કરીએ; તેથી જો કદાચ......

આનન્દસિંહનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ ઇન્દ્રજીત બોલી ઉઠ્યોઃ– "બરાબર છે. પ્રયત્ન કરી જોવામાં આપણું શું જાય છે ?"

તરત જ આનન્દસિંહે એ દ્વારપર તિલિસ્મી ખંજરનો ઘા કર્યો; પરંતુ તેનું કાંઇ આશાસૂચક પરિણામ આવ્યું નહિ. છેવટે બન્ને ભાઇ લાચાર બની જઇને ત્યાંથી ખસ્યા તથા બારાદરીમાં જ એક સ્થળે રાત્રિ વ્યતીત કરવાના વિચારથી બેસી એક બીજાની સાથે વાતચિત કરવા લાગ્યા. પ્રભાતકાળ થતાં બન્ને કુમારોની ચિંતા પણ દૂર થઈ ગઇ. પુષ્પોની સુગંધ હરી લઇ વિહરતા પ્રભાતકાળના શીતળ વાયુથી તેમનાં મન ઉત્સાહિત બની ગયાં. ઉભયના પરાધીન અંતરમાં કોઇના સ્મરણથી અપૂર્વ સ્ફુર્તિ ઉત્પન્ન થઇ. ઘણા અંતરેથી પણ પોતાની ખૂશબો ફેલાવનારી પરંતુ ઘણા દિવસ સુધી નિરાશાથી ગંધહીન બની ગયેલી કળીઓપર આશારૂપી વાયુના ઝપાટાથી ઉન્મત્ત બની જઇને આવેલા શ્રંગારરૂપ ભ્રમર આ સમયે પુનઃ મધુર ગુંજારવ કરવા લાગ્યા.

લાગ્યા. "આજે આખો દિવસ સતત પરિશ્રમ કરવાથી પણ પોતાની પ્રેમિકાનો પત્તો નહિ મેળવી શકાય કે ? આજે આખો દિવસ તપાસ કરવા છતાં પણ કોઇને શોધવામાં પોતાને સફળતા નહિ મળે કે ? આજની મહેનત અમારા અંતરમાં એવો વિશ્વાસ નહિ ઉત્પન્ન કરી શકે કે, અમારી પ્રણય પ્રતિમાઓ આ સ્થળે અમારા સાંભળવા પ્રમાણે આવી પહોંચી છે ? આજની ઉપાસના સઘળી વિયોગવ્યથાને દૂર કરી અમારી સાથે અમારી પ્રાણેશ્વરીઓનું પુનર્મિલન નહિ કરી શકે કે ? ના ના, એવું કદાપિ નહિ બને. આજે અમે ઘણું કાર્ય કરી શકીશું તથા જેમના ઉપર અમારા જીવનનો સઘળો આધાર રહેલો છે તેમનો પત્તો જરૂર મેળવીશું. એમના મિલન કરતાં વિશ્વસંસારના બીજા કોઇ પણ પ્રકારથી અમને વિશેષ આનંદ થાય તેમ નથી."

આવા વિચાર કરતા કરતા બન્ને કુમાર ઉભા થયા તથા નહેરને કિનારે જઇ હાથ મ્હોં ધોયા પછી અલ્પકાળમાં જ નિત્યકાર્યથી નિવૃત્ત થઇ બાગમાં ફરવા લાગ્યા તથા ત્યાંની પ્રત્યેક વસ્તુ ધ્યાનથી જોવા લાગ્યા. થોડા વખતમાં જ બારાદરીની સ્હામે આવેલી પેલી બે મજલાવાળી ઇમારત નીચે તેઓ જઇ પહોંચ્યા. એ ઇમારતમાં જ રાત્રે કેટલાક માણસોને કોઇ કાર્ય કરતા તેજસિંહે જોયા હતા. એ ઇમારતનો નીચેનો ભાગ આરસ પત્થરોનો બનેલો હોઇ એમાં કોઇ પણ સ્થળે એક પણ બારી બારણાંનું ચિહ્ન દેખાતું નહોતું અર્થાત્ ઉપરના ભાગથી નીચેનો ભાગ સવથા વિપરીત સ્થિતિનું દર્શન કરાવતો હતો. નીચેની આરસ પથ્થરની દિવાલના મધ્ય ભાગમાં ચાર હાથ ઉંચો અને બે હાથ પહોળો કાળા પત્થરનો એક કડકો લગાવેલો હતો. એમાં નીચે લખેલા છત્રીસ મ્હોટા અક્ષરો કોતરેલા હતા. બન્ને રાજકુમાર એ અક્ષરોને ધ્યાનથી જોઈ તેનું રહસ્ય સમજવાનો પ્રયત્ન કરવા

લાગ્યા. એ અક્ષરો નીચે પ્રમાણે હતાઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ને | ઇ | તો | કે | સ્સ | સ્સો |
| હિ | કો | ડ | કો | ઉ | તિ |
| સ્સે | કા | સ | લિ | હિ | ન |
| યા | સે | ન | ન | ટૂ | ર |
| ય | ક | લ | સે | જો | ગે |
| રો | ખ | હાં | ટે | ક | રો. |

થોડા વખત સુધી વિચાર કર્યા પછી કુમાર ઇન્દ્રજીત એ અક્ષરોનું રહસ્ય સમજી શક્યો તથા એ રહસ્ય તેણે પોતાના ન્હાના ભાઇ આનન્દસિંહને સમજાવ્યું. પછી બન્ને ભાઇઓએ જોર કરીને એ પત્થર દબાવ્યો તો તે અંદર ઘુસી ગયો તથા ત્યાંથી અંદર જઇ શકાય એવું એક ન્હાનું દ્વાર થઇ ગયું. એ દ્વારમાં દૃષ્ટિ ફેરવતાં અંદર ઘણો અંધકાર નજરે પડયો. ઇન્દ્રજીતે તિલિસ્મી ખંજરનો પ્રકાશ કરીને આનન્દસિંહને આગળ આગળ ચાલવાની સૂચના કરી.

તિલિસ્મી ખંજરના પ્રકાશની સહાયતાથી બન્ને ભાઈએ દ્વારની અંદર ચાલ્યા ગયા તથા એક ન્હાના ઓરડામાં જઇ પહોંચ્યા. એ ઓરડામાંથી ઉપરના મજલે જવા માટે એક ગોળ ચક્રાકૃતિની સીડી આવેલી હતી. એ સીડી ઉપર થઇ બન્ને કુમાર ઉપરના મજલે ગયા તથા તેઓ અર્દ્ધચંદ્રના જેવી આકૃતિવાળી ઓરડીમાં જઇ ચઢયા. એ ઓરડીમાં પાંચ દ્વાર હતાં. બે દ્વાર ઓરડીની બન્ને બાજૂએ અને ત્રણ દ્વાર બાગની તરફ પેલી બારાદરીની સ્હામે જ આવેલાં હતાં.

બાગ તરફનાં ત્રણે દ્વાર ઉઘાડી નાખવાથી એ ઓરડીમાં પુષ્કળ પ્રકાશનો વિસ્તાર થયો. આનન્દસિંહે તિલિસ્મી ખંજરનો પ્રકાશ બંધ કર્યો તથા ખંજરને કમરપટ્ટામાં ખોસી દીધા પછી તેણે ઇન્દ્રજીતને

કહ્યું:-" રાત્રે આ ઓરડીમાં કેટલાક માણસોને આવતા જતા તથા કોઇ કાર્ય કરતા તેજસિંહે જોયા હતા તેથી આ ઓરડીની બન્ને તરફ હારબંધ ઓરડીઓ જ આવેલી હોય એમ લાગે છે."

ઇન્દ્રજીતઃ-હું પણ એમ જ ધારું છું. આ જમણી બાજૂએ આવેલું દ્વાર ઉઘાડીને જોઇએ કે એ તરફ શું છે?

ઇન્દ્રજીતની આજ્ઞાનુસાર આનન્દસિંહે એક બાજૂએ આવેલું દ્વાર ઉઘાડ્યું. આ વખતે કોઇ માણસ ઘણી ઝડપથી એ ઓરડીમાંથી નીકળી એની જોડેની બીજી ઓરડીમાં ચાલ્યો ગયો હોય એમ બન્ને કુમારને માલૂમ પડ્યું. બન્ને કુમારોએ ઘણી ઝડપથી એ માણસની પૂંઠ લીધી. બીજી ઓરડીમાં પ્રવેશ કરતાં જ તેમની નજર કપટી કૃષ્ણલાલપર પડી. જો કે ઓરડીનાં જે દ્વાર બાગ તરફ આવેલાં હતાં તે બંધ હતાં તો પણ દિવસનો વખત હોવાથી બારીઓની ફાટ વગેરેમાંથી મનુષ્યને પિછાની શકાય એટલો પ્રકાશ ત્યાં હતો. દૃષ્ટિ પડતાંની સાથે જ બન્ને કુમાર કૃષ્ણલાલને ઓળખી શકયા. કૃષ્ણલાલે પણ બન્ને કુમારોને ઓળખી જઇ પ્રણામ કર્યા તથા કહ્યું:-" કોઈ દુસ્મન આવ્યો હશે એમ ધારીને જ હું નાઠો હતો; પરંતુ અવાજ સાંભળવામાં આવતાં અવાજ ઓળખીને હું રોકાયો છું. ગઈ કાલથી હું આપની બન્નેની શોધ કર્યા કરું છું; પરંતુ અત્યાર સુધી હું આપનાં દર્શન કરવા ભાગ્યશાળી થયો નહોતો. તિલિસ્મીની સંપૂર્ણ માહિતી સિવાય કોઈ પણ પ્રકારની ચાલાકી ચલાવવી વ્યાજબી નથી એમ વિચારી મ્હેં એકકે દ્વાર ઉઘાડવાનો પ્રયત્ન કર્યો નહોતો. આપ કુશળતામાં છોને?"

ઇન્દ્રજીતઃ-પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી અમે કુશળતામાં છીએ; પરંતુ તું અહીં કયારે, કેવી રીતે અને શા માટે આવ્યો છે?

કૃષ્ણુલાલઃ–પદ્માવતીને મળવા માટે હું ઘેરથી નીકળ્યો હતો; પરંતુ મ્હને જ્યારે એમ માલૂમ પડ્યું કે, એ રાણા ગોપાલસિંહજી સાથે જમાનીઆ ગયાં છે ત્યારે હું રાણા ગોપાલસિંહ પાસે ગયો તથા તેમની આજ્ઞાનુસાર હું આપની પાસે આવ્યો છું.

ઇન્દ્રજીતઃ–કોની આજ્ઞાનુસાર ? રાણા ગોપાલસિંહજીની કે પદ્માવતીની ?

કૃષ્ણુલાલઃ–પદ્માવતીની આજ્ઞાનુસાર.

કૃષ્ણુલાલનો ઉત્તર સાંભળી આનન્દસિંહે ઈન્દ્રજીત તરફ જોઇને એક ભેદક કટાક્ષ ફેંક્યો તથા ઇન્દ્રજીતે સ્મિત હાસ્ય કરી આનન્દ-સિંહ તરફ જોઇને કહ્યું:–"બાગની તરફ જે દ્વાર છે તે ખોલી નાખે તો પ્રકાશ થાય."

આનન્દસિંહે ઈન્દ્રજીતના કહેવા પ્રમાણે કર્યું. પછી તેણે કૃષ્ણુ-લાલ તરફ જોઇને કહ્યું:–"તું પદ્માવતીની આજ્ઞાનુસાર અત્રે આવ્યો છે, કેમ ?"

કૃષ્ણુલાલઃ–જી હા.

આનન્દઃ–તું તેમની પાસેથી ક્યાંથી છૂટો પડ્યો હતો ?

કૃષ્ણુલાલઃ–રાણા ગોપાલસિંહના તિલિસ્મી બાગમાંથી.

ઇન્દ્રજીતઃ–પદ્માવતીની તબિયત તો સારી છે ને ?

કૃષ્ણુલાલઃ–જી હા, ઘણી સારી તબિયત છે.

આનન્દઃ–ઘોડાપરથી પડી જવાથી તેમનો પગ ઉતરી ગયો હતો તે પાછો બેઠો છે કે ?

કૃષ્ણુલાલઃ–આ ખબર કેવી રીતે આપના જાણુવામાં આવી ?

આનન્દઃ–મ્હારી નજર આગળ જ તેઓ ઘોડાપરથી પડી ગયાં હતાં. તેજસિંહે તેમની દવા કરી હતી; પરંતુ હું જ્યારે આ તરફ

આવ્યો ત્યારે તેમનું દરદ થોડું થોડું રહ્યું હતું.

કૃષ્ણુલાલઃ-હવે તો તેમને સંપૂર્ણ આરામ થઇ ગયો છે.

આનન્દસિંહ હસીને બોલ્યોઃ-"હવે એ કહે જોઇએ કે, તું કયા રસ્તેથી અત્રે આવ્યો?"

કૃષ્ણુલાલઃ-પેલા બુરજવાળા રસ્તેથી હું અત્રે આવ્યો છું.

આનન્દઃ-તું મ્હારી સાથે આવીને મ્હને એ રસ્તો બતાવ.

કૃષ્ણુલાલઃ-ભલે ચાલો, હું એ રસ્તો બતાવું છું; પરંતુ શ્રીમતી પદ્માવતીએ મ્હને એમ કહ્યું હતું કે, 'તું બાગમાં જઇશ એટલે પાછા ફરવાનો રસ્તો બંધ થઇ જશે.'

આનન્દઃ-એ તો એમણે ખરૂં કહ્યું હતું. અમને બન્ને ભાઇઓને પણ એમણે એવો સંદેશો કહેવડાવ્યો હતો કે, 'હું કૃષ્ણુલાલને તમારી પાસે મોકલીશ. તમે એને મુખે સઘળી હકીકત સાંભળી લઇ સંભાળથી તેને તિલિસ્મીની બ્હાર કાઢી મૂકજો.'

કૃષ્ણુલાલે સહજ કિંકર્ત્તવ્યવિમૂઢ બની જઇને કહ્યુંઃ-"આપ મ્હારી. મશ્કરી કરતા હો એમ મ્હને લાગે છે. આપના મનમાં મ્હારે માટે .કાંઇ શક હોઇ હું કોઇ શત્રુનો બહુરૂપી હોવા છતાં કૃષ્ણુલાલનો વેશ ધારણ કરીને અત્રે આવ્યો હોઉં એમ આપને લાગે છે; પરંતુ આપ આપની ઇચ્છામાં આવે એવી રીતે બેલાશક મ્હારી પરીક્ષા કરો."

એવામાં એક તરફથી એવો અવાજ આવ્યો કે, "તું જ્યારે પદ્માવતીના મોકલવાથી આવ્યો છે ત્યારે પછી ત્હારી પરીક્ષા કરવાની શી જરૂર છે? થોડા વખતમાં પદ્માવતી સાથે આપોઆપ મુલાકાત થશે."

આ અવાજ સાંભળવામાં આવતાં બન્ને કુમારને આશ્ચર્ય લાગ્યું; પરંતુ તેમના કરતાં વિશેષ આશ્ચર્ય કૃષ્ણુલાલને લાગ્યું. તેનું મ્હોં

સફેદ પુણી જેવું થઇ ગયું તથા તે ગભરાઇ જઇને પાછલી બાજૂએ જોવા લાગ્યો. એ ઓરડીમાંથી બીજી ઓરડીમાં જવાનું જે દ્વાર હતું તે આ વખતે સાધારણ બંધ હોવાથી કૃષ્ણલાલ ઝડપથી બીજી ઓરડીમાં ચાલ્યો ગયો; પરંતુ તત્કાળ આનન્દસિંહે તેની પાસે જઇને બળપૂર્વક તેનું કાંડું પકડી લીધું અને કહ્યું:–"બસ ! આટલામાં જ ગભરાઇ ગયો? આટલી હિમ્મતથી જ ત્હેં તિલિસ્મીમાં પ્રવેશ કર્યો હતો કે? ચાલ, અમે તને અમારી સાથે બાગમાં લઇ જઇએ છીએ. ત્યાં નિશ્ચિંતતાથી બેસીને આપણે વાતચિત કરીશું."

બરાબર આ વખતે જ બે દ્વાર ખુલ્લાં થઇ ગયાં અને ચાર પાંચ માણસો કાળા ઝભ્ભા અને બુરખામાં પોતાનાં સર્વાંગ તેમ જ મ્હોં છુપાવી એ દ્વારમાંથી કૃષ્ણલાલ પાસે આવ્યા તથા તેઓ જબરદસ્તીથી કૃષ્ણલાલને ઘસડીને લઇ ગયા. તે સાથે એ દ્વાર પણ પ્રથમની માફક બંધ થઇ ગયાં. કુમારોએ પણ કાંઇ વિચાર કરી એ માણસોને કાંઇ અડચણ નહિ કરતાં કૃષ્ણલાલને ઘસડી લઇ જવા દીધો.

બીજી ઓરડીઓ કરતાં એ ઓરડીમાં વિશેષ દ્વાર હતાં અર્થાત્ બન્ને બાજૂએ બે દ્વાર હોઈ બાગની તરફ ચાર દ્વાર હતાં અને બે દ્વાર પાછલી તરફ પણ આવેલાં હતાં. પાછળની બાજૂએ આવેલાં બે દ્વારમાંથી જ ઉપરોક્ત માણસો આવ્યા હતા તથા કૃષ્ણલાલને ઘસડીને તેઓ એ દ્વારમાંથી પાછા ચાલ્યા ગયા હતા. કૃષ્ણલાલને એ માણસો ઘસડી ગયા ત્યાર પછી આનન્દસિંહે પેલું પાછળની બાજૂએ આવેલું એક દ્વાર ઉઘાડ્યું તથા એમાં ડોકીઉં કરીને તેણે જોયું. આ વખતે પેલી તરફ એ ઘણો લાંબો તેમજ પહોળો ઓરડો જોઈ શક્યો. એ ઓરડામાં પ્રકાશનો વિસ્તાર થઇ રહ્યો હતો. બન્ને

કુમાર વિના વિલંબે એ ઓરડામાં જઇ પહોંચ્યા. આ વખતે એમ એમ માલૂમ પડ્યું કે, પેલી ઓરડીમાં પાછળની તરફ જે બે દ્વા આવેલાં હતાં એ બન્ને દ્વારમાંથી આ ઓરડામાં જ ઉપસ્થિત થ શકાતું હતું. આ ઓરડામાં બન્ને કુમારોએ એક વૃદ્ધને જોયો. એ વૃ એક ખાટલામાં સૂઇ રહીને એક પુસ્તક વાંચ્યા કરતો હતો. કુમારો જોતાં જ તે ખાટલામાથી નીચે ઉતર્યો તથા નમન કરીને તેણે કહ્યું: "આજકાલ કરતાં ઘણા દિવસથી હું આપના બન્નેના આગમન રાહ જોયા કરું છું. આજે આપને અત્રે ઉપસ્થિત થયેલા જોઇ મ્હ અત્યંત આનન્દ થાય છે."

ઇન્દ્રજીતઃ-તમે કોણ છો?

વૃદ્ધઃ-હું આ બાગનો દારોગો છું.

ઇન્દ્રજીતઃ-તમે અમારા આગમનની રાહ શા માટે જોતા હતા

દારોગોઃ-આપને અહીંની ઇમારતો તથા અન્ય ચમત્કારોનો ભે બતાવીને આપના મસ્તકપરથી ઘણો ભાર ઉતારી નાખવાની મ્હા ઇચ્છા છે.

ઇન્દ્રજીતઃ-છેલ્લા બે ત્રણ દિવસમાં કોઇ બીજું માણસ બાગમાં આવ્યું છે?

દારોગોઃ-જી હા. બે પુરુષ તથા કેટલીક સ્ત્રીઓ બાગમાં આવી

ઇન્દ્રજીતઃ-તમે એમનાં નામ કહી શકશો કે?

દારોગોઃ-કૃષ્ણલાલ અને તેજસિંહ સિવાય હું કોઇનું ના જાણતો નથી. (સહજ વિચાર કરીને) હાં, એક સ્ત્રીનું નામ જાણું છું. મ્હારી માન્યતા પ્રમાણે એનું નામ પદ્માવતી છે; કેમ કે એ વખત તેને એ નામથી બોલાવવામાં આવી હતી. એ ઘણી બુ તથા ચાલાક છે. પોતાની બુદ્ધિમત્તા સમક્ષ સર્વને તે અત્યંત તુ

સમજે છે; પરંતુ એ પણ ફસાઇ પડ્યા સિવાય રહેશે નહિ.

ઇન્દ્રજીતઃ-ઠીક, એ સર્વ માણુસો હમણાં ક્યાં છે તથા તેમની સાથે કેવી રીતે મુલાકાત થઇ શકે તેમ છે એ તમે કહી શકશો કે?

દારોગોઃ-તેમના સર્વેના રહેઠાણની મ્હને ખબર નથી; કેમ કે પદ્માવતીએ તેમ જ તેનાં સાથીદારોએ મ્હારી વાત માની નથી. તેઓ પોતાની ઇચ્છાનુસાર જ્યાં ફાવે ત્યાં ચાલ્યાં ગયાં છે. એ પ્રકારથી દિલગીર થઇને મ્હેં તેમની કાંઇ ખબર રાખી નથી.

ઇન્દ્રજીતઃ-જો તમે અહીંના દારોગા હો તો તેમની ખબર રાખ્યા સિવાય પણ હમણાં તેઓ ક્યાં હોવાં જોઇએ તેની તમને માહિતી હોવી જ જોઇએ.

દારોગોઃ-મ્હને અહીંનો દારોગો સમજવો યા ન સમજવો એ આપની ઇચ્છાની વાત છે; છતાં હું એટલું ખાત્રીપૂર્વક કહું છું કે, તેઓ સર્વ હમણાં ક્યાં છે તેની મ્હને ખબર નથી.

આનન્દસિંહે હસીને કહ્યુંઃ-" ત્યારે તમે આવી જ રીતે આ સ્થાનની તપાસ રાખો છો કે ? "

દારોગોઃ-આ સ્થાનની હું તપાસ રાખું છું કે નહિ એ તો જ્યારે આપ મ્હારી સાથે આ તિલિસ્મીમાં ફરશો ત્યારે આપોઆપ આપને માલૂમ પડશે.

આનન્દઃ-ઠીક ત્યારે હમણાં અમારી નજર આગળ જે માણુસો કૃષ્ણુલાલને ઘસડી ગયા તેઓ કોણ હતા?

દારોગોઃ-એ સઘળા મ્હારા નોકરો હતા. કૃષ્ણુલાલ એક અસત્યવાદી શયતાન છે. તે આપનું અનિષ્ટ કરવાની ઇચ્છાથી અત્રે આવ્યો છે તથા એટલા માટે જ મ્હેં તેને કેદ કરવાનો મ્હારા નોકરોને હુકમ કર્યો હતો.

આનન્દઃ–તમારા નોકરો ક્યાં રહે છે? અહીં તો હું તમને એકલાને જ જોઉં છું.

દારોગોઃ–આ ઓરડો મ્હારા એકાન્ત સ્થળ સ્વરૂપ છે. જ્યારે વાંચવા અગર તો કોઇ મહત્વના વિષય ઉપર વિચાર કરવાની જરૂર ઉપસ્થિત થાય છે ત્યારે હું આ ઓરડામાં જ આવીને બેસું છું અગર સુઇ રહું છું. અહીં આવી રીતે ઉભા રહીને વાતચિત કરતાં આપને તકલીફ પડતી હશે તેથી જો આપ મ્હારા સ્થાનપર આવો તો સારું. આ બાગમાં જ ચાલો–ત્યાં.........

ઇન્દ્રજીત વચ્ચે જ બોલી ઉઠયોઃ–" પણ તમે અમારા દોસ્ત છો કે દુશ્મન એ સંબંધીની અમને પ્રથમ ચોક્કસ ખાત્રી થવી જોઇએ. વળી તમારો આ વેશ ખરો છે કે બનાવટી તેની પરીક્ષા કરી જોવાની પણ અમને જરૂર લાગે છે. પછીથી અમે હૃદય ખોલીને તમારી સાથે વાતચિત કરીશું. "

દારોગોઃ–મ્હારા કાર્યવ્યવહાર ઉપરથી જ એ સઘળી પરીક્ષા આપને સ્વાભાવિક રીતે જ થઇ જશે. હમણાં જો હું કાંઈ કહીશ તો આપ પ્રમાણના અભાવે મ્હારા શબ્દો ઉપર વિશ્વાસ પણ કેવી રીતે મૂકશો ?

બરાબર આ વખતે એક તરફથી અવાજ આવ્યો કે, " અરે ! તમને કાંઇ ખાવાપીવાનું પણ ભાન છે કે આવી રીતે વાતો જ કર્યા કરશો ? ! "

બન્ને કુમાર આશ્ચર્યચકિત બની જઇ જે તરફથી અવાજ આવ્યો હતો તે તરફ જોવા લાગ્યા. આ સમયે એક ડોશી પણ એક તરફથી એ ઓરડામાં આવતી તેમની નજરે પડી. તેણે દારોગાની પાસે

આવીને પુનઃ કહ્યું:–" તમારી સાથે મ્હારું લગ્ન થયું એ હું મ્હારું મ્હોટું દુર્ભાગ્ય સમજું છું. મ્હેં જે કહ્યું તે તમે સાંભળ્યું કે નહિ ? "

દારોગાએ ક્રોધથી કહ્યું:–" આવી પહોંચી કે શયતાનની બચ્ચી ? !"

તેજસિંહ જ્યારે દીવાનો બની ગયો હતો ત્યારે જે ડોશી એની સ્ત્રી બની બેઠી હતી એ જ આ ડોશી છે એમ બન્ને કુમાર તત્કાળ સમજી શક્યા. ઇન્દ્રજીતે આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી એ ડોશી તરફ જોઇને કહ્યું:–" અરે ! કાલે તો તું તેજસિંહની સ્ત્રી તરીકે તને ઓળખાવતી હતી અને આજે આ દારોગાને તું ત્હારા ધણી તરીકે ઓળખાવે છે ! ! ત્હારા જેવી અખંડ સૌભાગ્યવતી સધવાઓ કિંવા કળીયુગની સતીઓ આ વિશ્વસંસારમાં ઘણી થોડી હશે ! ! "

યુવરાજ ઇન્દ્રજીતનાં આ માર્મિક વચનો સાંભળી એ ડોશી ચમકી ઉઠી. તેણે પોતાનું મ્હોં કટાણું કરીને કહ્યું:–" ઘરડી સ્ત્રીઓની મશ્કરી કરતાં તમને શર્મ નથી આવતી ? ! "

ઇન્દ્રજીતઃ–શું હું ખોટું કહું છું ?

ડોશીઃ–આ કરતાં વધારે ખોટું બીજું શું હોઇ શકે ? આજકાલ કોઇના મ્હોં પાછળ જૂઠું બોલવાની લોકોને ટેવ હોય છે; પણ તમે તો મ્હોં ઉપર જ જૂઠું બોલી પોતાને સાચા ઠરાવવાનો પ્રયત્ન કરો છો ! વળી આ તિલિસ્મીમાં બીજું કોણ આવી શકે તેમ છે ? જે તેજસિંહનું તમે નામ લીધું છે તે કોણ છે ?

ઇન્દ્રજીતઃ–થયું, હવે માલૂમ પડી ગયું કે, હું મ્હને પોતાને તમારી જીભે જ.........

દારોગાએ ઇન્દ્રજીતસિંહને બોલતો અટકાવીને કહ્યું:–" આપ એની સાથે શા માટે માથાફોડ કરો છો ? એ ગાંડી છે. એની વાતો ઉપર ધ્યાન આપવું એ આપના જેવા બુદ્ધિમાનનું કામ નથી. "

આમ કહી દારોગાએ એ ડોશી તરફ જોઇને કહ્યું:-" તને કોણે બોલાવી હતી કે તું અહીં આવી? ત્હારા દુઃખથી કંટાળી જઇને જ હું અત્રે એકાન્તમાં આવીને બેઠો છું; પરંતુ તું એવી શયતાન છે કે, અત્રે આવ્યા સિવાય ત્હારાથી રહી શકાતું નથી! હજી સ્હવાર તો થયું નથી ને એટલામાં ખાવાપીવાની ધૂન ચાલૂ થઇ."

ડોશી:-ત્યારે તમારે કાંઇ ખાવુંપીવું નથી કે?

દારોગો:-મ્હારી મરજી થશે ત્યારે ખાઇ લઇશ; એ સાથે ત્હારે શો સંબંધ છે? તું જોઈ શકતી નથી કે હું કેવા મહાન્ પ્રતાપશાળી પુરુષો સાથે હમણાં વાતચિત કરું છું. (બન્ને કુમાર તરફ જોઈ) આપ આ કમબખ્તનો વિચાર છોડી દો અને મ્હારી સાથે ચાલ્યા આવો. હું આપને એવા સ્થળે લઇ જઇશ કે જ્યાં આ શયતાન ડો-કરીનો આત્મા પણ ન આવી શકે. ત્યાં આપણે નિશ્ચિંતતાથી વાતચિત કરીશું. પછી આપ આપને યોગ્ય લાગે તે આજ્ઞા કરજો.

આ વાક્યો એ વૃદ્ધ દારોગાએ એવા ભાવથી ઉચ્ચાર્યા તથા એવી રીતે ફરીને એ ચાલવા લાગ્યો કે બન્ને કુમારોને એનાં વાક્યોનો ઉત્તર આપવાનો તથા એના ઉપર સંશય કરવાનો વખ્ત મળ્યો નહિ. તેઓ બન્ને જણા એ વૃદ્ધ દારોગાની પાછળ પાછળ જવા લાગ્યા.

એ ઓરડાની પાસે જ એક ઓરડી આવેલી હતી તથા એ ઓરડીમાંથી ઉપરની છતપર જવાની પગથીઆંથી બનેલી સીડી હતી. પેલો વૃદ્ધ બન્ને કુમારોને એ ઓરડીમાં લઇ જઇ ત્યાંથી સીડી ચઢી ઉપરની છતપર લઇ ગયો. ત્યાં કેટલીક ન્હાની ઓરડીઓ અને ઓરડા આવેલા હતા. વૃદ્ધના કહેવાથી બન્ને કુમારોએ એક ઓરડાની જાળી-દાર બારીમાં નજર કરીને જોયું તો એ ઇમારતના પાછલા ભાગમાં એક ન્હાનો બાગ આવેલો તેમની નજરે પડયો. જે બાગમાં બન્ને કુમાર એક

દિવસ અને રાત રહ્યા હતા એ બાગ કરતાં આ બાગ વિશેષ ખૂબ-સૂરત અને મનોહર હતો. એમાં ભિન્ન ભિન્ન પ્રકારની પુષ્પલતાઓ શીતળ વાયુના જોરથી ઝોકાં ખાતી જોવામાં આવતી હતી. એ ઇમારતથી થોડે છેટે તથા એ બાગની પાછલા ભાગની દિવાલની પાસે થઈ એક સ્વચ્છ જળનો ઝરો વહેતો હતો. હમણાં એ ઝરાની પાળ ઉપર કેટલીક સ્ત્રીઓને બેઠેલી બન્ને રાજકુમારોએ જોઇ.

પ્રથમ તો ઇન્દ્રજીત અને આનન્દસિંહને એમ લાગ્યું કે, એ સ્ત્રીઓ માયાસુંદરી, પદ્માવતી, બંસરીબાલા વગેરે હશે; પરંતુ તેમના તરફ થોડા વખત સુધી ધ્યાનથી જોતાં એ સ્ત્રીઓ પોતાનાથી સર્વથા અપરિચિતા છે એમ તેઓ સમજી શક્યા.

ઇન્દ્રજીતે કહ્યું:—"જે સ્ત્રીઓની વાત તમે અમને કરી હતી તે જ સ્ત્રીઓ એ છે કે? જો એમ જ હોય તો પદ્માવતી પણ એમાં હોવાં જોઇએ."

વૃદ્ધ:—ના જી. એ સ્ત્રીઓ ક્યાં ગઇ છે એ સંબંધી હું કાંઇ જાણતો નથી.

આનન્દ:—ત્યારે આ સ્ત્રીઓ કોણ છે?

વૃદ્ધ:—એમના સંબંધમાં હું માત્ર એટલું જ જાણું છું કે, એ સર્વ રાણા ગોપાલસિંહની સગી થાય છે તથા કોઇ આવશ્યકીય કારણથી રાણા ગોપાલસિંહે તેમને અહીં રાખી છે.

ઇન્દ્રજીત:—એ સર્વ અત્રે ક્યારથી રહે છે?

વૃદ્ધ:—સાત વર્ષથી.

ઇન્દ્રજીત:—એમની સંભાળ કોણ રાખે છે તથા એમના ખાન-પાનનો તેમ જ કપડાંલત્તાંનો બંદોબસ્ત કેવી રીતે કરવામાં આવે છે?

વૃદ્ધ:–એ સંબંધી હું તદ્દન અજ્ઞાન છું. જો હું એમની સાથે કાંઇ વાતચિત કરત અગર તેમની પાસે જાત તો કદાચ કાંઇ માલૂમ પડત; પરંતુ રાણીજીએ મ્હને એવી સખ્ત તાકીદ કરી હતી કે મ્હારે તેમની સાથે કાંઇ વાતચિત કરવી નહિ તથા તેમની પાસે પણ જવું નહિ.

ઇન્દ્રજીત:–ઠીક, હવે એ કહો જોઇએ કે, અમે એ સ્ત્રીઓની પાસે જઇ શકીએ તેમ છીએ કે નહિ ?

વૃદ્ધ:–એમની પાસે જવું કે નહિ એ આપની ઇચ્છાનો વિષય છે. હું આપને રોકી શકતો નથી તેમ સંમતિ પણ આપી શકતો નથી.

ઇન્દ્રજીત:-ઠીક, એ બાગમાં જવાનો રસ્તો તો તમે અમને બતાવશોને ?

વૃદ્ધ:-હા, ઘણી ખુશીથી હું આપને રસ્તો બતાવી શકું તેમ છું; પણ હું પોતે ઠેઠ સુધી આપની સાથે આવી શકું તેમ નથી. તે સિવાય એમ પણ કહી દેવું મ્હને ઉચિત લાગે છે કે, અહીંથી એ બાગમાં જવાનો રસ્તો ઘણો ખરાબ તેમજ અટપટો છે. ત્યાં જતાં ઓછામાં ઓછો એક પ્રહર તો જરૂર લાગશે; તેથી જો બાગમાં જવું જ હોય તો દોરડાની મદદથી આપ અહીંથી જ નીચે ઉતરી પડો એ વિશેષ ઉત્તમ છે. જો આપની આજ્ઞા હોય તો હું દોરડું લઇ આવું.

ઇન્દ્રજીત:–બરાબર છે. તમે કહો છો તેવી રીતે જ બાગમાં જવાની મ્હારી ઇચ્છા છે. જો તમે એક લાંબું મજબૂત દોરડું લઇ આવો તો તેની મદદથી અમે બન્ને ભાઇ નીચે ઉતરી પડીએ.

એ વૃદ્ધ બન્ને કુમારને ત્યાં રાખી ચાલ્યો ગયો તથા થોડા સમયમાં જ એક લાંબું મજબૂત દોરડું લઇ આવ્યો. પછી તેણે કહ્યું:–

"લ્યો, આ દોરડું હાજર છે."

ઇન્દ્રજીતઃ-ઠીક ત્યારે, હવે અમે બન્ને ભાઇ આ દોરડાની મદદથી બાગમાં જઇએ છીએ.

વૃદ્ધઃ-ભલે જાઓ; પણ આપ અત્રે ક્યારે પાછા આવશો તથા આપને આ તિલિસ્મીની સફર કરાવવાનો સુયોગ મ્હને ક્યારે મળશે તે કહેતા જાઓ.

ઇન્દ્રજીતઃ-એ સંબંધી હમણાં હું નિશ્ચયપૂર્વક કાંઇ કહી શકતો નથી; પરંતુ તમે અમને એ બતાવો કે અમારે અહીં પાછા કેવી રીતે ક્યા રસ્તેથી આવવું?

વૃદ્ધઃ-હું આ દોરડાને બારી સાથે બાંધેલું જ રાખીશ તથા બારી પણ ઉઘાડી રાખીશ તેથી આપ આપની મરજી થાય ત્યારે આ રસ્તેથી જ અત્રે પાછા આવજો.

આનન્દઃ-તમને તેજસિંહની કાંઇ ખબર છે કે?

વૃદ્ધઃ-ના.

પછીથી બન્ને કુમારોએ એ વૃદ્ધને બીજું કાંઇ પૂછ્યું નહિ. તેઓ બારી સાથે દોરડાનો છેડો બાંધી બીજો છેડો નીચે નાખી એક-પછી એક નીચે બાગમાં ઉતરી પડયા. પોતે નીચે ઉતર્યા એ વખતે ઝરાની પાળપર બેઠેલી સ્ત્રીઓએ પોતાને જોયા કે નહિ એ સંબંધીની કુમારોએ કાંઇ ખબર રાખી નહિ. તેઓ બાગમાં ઉતરી ઝરા તરફ જવા લાગ્યા. થોડા વખતમાં જ તેઓ પેલી સ્ત્રીઓ પાસે જઈ પહોં-ચ્યા. એ સ્ત્રીઓની સંખ્યા સાતની હોઇ તેઓ ઝરાની પેલી તરફની પાળ નજીક લીલી નયનરંજિની હરિયાળીમાં બેઠેલી હતી અને બન્ને કુમાર ઝરાની આ બાજૂની પાળ ઉપર ઉપસ્થિત થયા હતા.

બન્ને કુમારોને પોતાની પાસે આવેલા જોઇ એ સ્ત્રીઓ ચમ-

ફીને ઉઠી ઉભી થઇ તથા ક્રોધયુક્ત દૃષ્ટિથી તેઓ ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ તરફ જોવા લાગી.

જે સ્થળે એ સ્ત્રીઓ બેઠી હતી તેનાથી થોડે દૂર દક્ષિણુ તરફ બાગની દિવાલ સાથે એક ન્હાનું મકાન પણુ બનેલું હતું. એ મકાન વૃક્ષોની પાછળ આવેલું હોવાથી બન્ને કુમારોની નજર તેના ઉપર પડી નહોતી; પરંતુ ઝરા કિંવા નહેરની પાળપર આવ્યા પછી તેઓ એ મકાનને બરાબર જોઈ શકતા હતા.

એ સાતે સુંદરીઓ ઘણી સ્વરૂપવતી તેમ જ નવયુવતીઓ હતી. જો કે હમણાં તેમનાં શરીર ઉપર એક પણુ બનાવટી અલંકાર નહોતો; છતાં તેમનું સ્વાભાવિક સૌન્દર્ય પૂર્ણિમાના ચંદ્રની માફક પ્રકાશી રહ્યું હતું. પ્રકૃતિએ એ સાતે સુંદરીઓને સૌન્દર્ય સમર્પણુ કરવામાં કિંચિન્માત્ર પણુ કૃપણુતા નહિ કરેલી હોવાથી અમે તેમનું વર્ણન નિર્જીવ શબ્દોદ્વારા કરી શકીએ તેમ નથી.

એ સુન્દરીઓ પોતાના તરફ ક્રોધયુક્ત દૃષ્ટિથી જુએ છે એવું માલૂમ પડતાં જ ઇન્દ્રજીતે એક સુંદરી તરફ જોઇને અત્યંત મૃદુ તથા વિનયસૂચક સ્વરે કહ્યું:-" તમે સર્વ ક્રોધયુક્ત દૃષ્ટિથી અમારા તરફ કેમ જુઓ છો ? અમે તમને કોઇપણુ પ્રકારે દુઃખી કરવાના ઉદ્દેશથી અત્રે આવ્યા નથી. અમે એમ કહેવાને જ અત્રે આવ્યા છીએ કે, ભાગ્યયોગે અમે અકસ્માત અત્રે ઉપસ્થિત થયા છીએ તથા ભાગ્યદેવતાએ જ અમને તમારા મહેમાન બનાવ્યા છે. અમે રસ્તો ભૂલા પડયા છીએ. તમે અત્રે રહેતાં હોઇ તમારામાં દયાભાવનું અસ્તિત્વ છે. જે ઇશ્વરે તમને આટલું બધું સૌન્દર્ય સમર્પણુ કરી પોતાના નૈપુણ્યનો પરિચય કરાવ્યો છે તેણે તમારાં હૃદયોને કઠોર બનાવવાની ભૂલ નહિ જ કરી હોય! આવા સમયે તમારે અમને સહાયતા

કરવી જોઇએ. તમે જ કહો કે, અમે બન્ને ભાઇ ક્યાં જઇએ તથા શું કરીએ ? ”

સ્ત્રીજાતિને સ્વાભાવિક રીતેજ પોતાની પ્રશંસા સાંભળવી ગમે છે. ઇન્દ્રજીતની મધુર તથા પ્રશંસાપૂર્ણ વાત સાંભળી સઘળી સુંદરીઓનો ક્રોધ દૂર થઇ ગયો તથા તેમના ઓષ્ઠ ઉપર મૃદુહાસ્ય દેખાવા લાગ્યું. એક સુંદરી કે જે સર્વથી વિશેષ ચંચળ અને ચાલાક દેખાતી હતી તેણે આગળ વધી યુવરાજ ઇન્દ્રજીતસિંહને કહ્યું:–“ આપ જ્યારે અમારા મહેમાન થાઓ છો તથા અમને એવો વિશ્વાસ આપો છો કે, આપ અમારી સાથે દગો નહિ કરો ત્યારે પછી અમે આપને અમારા મહેમાન સ્વીકારીને અમારાથી બની શકશે એટલી આપને સહાયતા કરીશું. ઠીક, ઉભા રહો, અમે સર્વે એકબીજી સાથે મળી થોડો વિચાર કરી લઇએ. ”

આમ કહીને એ સુંદરી ચુપ થઇ ગઇ તથા સઘળી સુંદરીઓએ એકબીજી સાથે મળી કાંઈ વિચાર કર્યો. પછીથી ઉપરોક્ત સુંદરીએ ઇન્દ્રજીત તરફ જોઇને કહ્યું:–“ જુઓ, પેલી તરફ એક ન્હાનો પૂલ છે. એ પૂલ ઉપર થઇને આપ આ તરફ ચાલ્યા આવો. ”

ઇન્દ્રજીત:–આ નહેરમાં બહુ પાણી છે કે શું ?

સુંદરી:–પાણી તો બહુ નથી; પરંતુ અંદર લોખંડના તીક્ષ્ણધારવાળા કાંટા તેમજ ગોખરુના કાંટા ઘણા પડેલા છે; તેથી આપ પાણીમાંથી આ તરફ આવો એ અશક્ય છે.

ઇન્દ્રજીત:–ઠીક ત્યારે અમે પૂલ ઉપર થઇને એ તરફ આવીએ છીએ.

આમ કહી કુમાર પેલી સુંદરીએ હાથની ઇશારતથી જે તરફ પૂલ બતાવ્યો હતો તે તરફ ગયા. થોડે દૂર ગયા પછી એક પુરા-

નુમા ઝાડીની અંદર એ પૂલ આવેલો તેમની નજરે પડયો. એ સ્થળે ઝરાની બન્ને બાજૂએ પારિજાતનાં અનેક વૃક્ષ આવેલાં હતાં તથા એ વૃક્ષોની ડાળીઓ એક બીજી સાથે મળી ગયેલી હોવાથી ત્યાં એક મંડપ જેવો દેખાવ થયેલો હતો. તેના ઉપર બીજી પુષ્પલતાઓ પથ-રાઇ ગઇ હતી. એ સર્વની નીચે પૂલ આવેલો હોવાથી તે ઘણો મનોરંજક લાગતો હતો. એ સ્થળેથી બન્ને કુમાર પેલી ભુવનમોહિની સુંદરીઓને જોઇ શકતા નહોતા. પૂલ ઓળંગી જે સ્થળે એ નવયૌ-વનાઓ બેઠી હતી ત્યાં બન્ને કુમાર જઇ ચઢયા તો તેમણે એ સ્થળે માત્ર બે જ સુંદરીઓને બેસી રહેલી જોઇ. એ બે સ્ત્રીઓમાંની એક જેણે ઇન્દ્રજીત સાથે વાતચિત કરી હતી તે જ હતી. બીજી સુંદરી તેના કરતાં સૌન્દર્યમાં કાંઇક અંશે ચઢીઆતી હતી. ઇન્દ્રજીતસિંહે આશ્ચર્યસૂચક સ્વરે, પોતાની સાથે જે સુંદરીએ આરંભમાં વાતચિત કરી હતી તેને પૂછ્યું:-" તમારી સાથે બીજી જે સુંદરીઓ હતી તે ક્યાં જતી રહી ?"

" તેમનું સર્વનું આપને શું કામ છે ?" એ સુંદરીએ સ્હામો પ્રશ્ન પૂછ્યો.

ઇન્દ્રજીતઃ-હું તો સહજ જ પૂછું છું.

સુંદરીઃ-એ સર્વ આપના સત્કારની સુવ્યવસ્થા કરવા ગઇ છે. હવે આપ અમારી સાથે પધારો.

ઇન્દ્રજીતઃ-તમે અમને ક્યાં લઇ જશો ?

સુંદરીઃ-જ્યાં મરજી પડશે ત્યાં. આપે જ્યારે મેહમાની કબૂલ કરી છે ત્યારે.........

ઇન્દ્રજીતે તેનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વેજ કહ્યું:-" ઠીક, હવે હું આવો પ્રશ્ન નહિ પૂછું. તમે જ્યાં લઇ જશો ત્યાં અમે આવીશું."

એ સુંદરીએ સ્મિતહાસ્ય કરી કહ્યુંઃ–“ ચાલો ત્યારે. ”

બન્ને રાજકુમાર એ બન્ને સુંદરીઓની પાછળ પાછળ જ
લાગ્યા. અમે લખી ચુક્યા છીએ, કે જે સ્થળે એ સુંદરીઓ ઉ
હતી તેનાથી થોડા અંતરે એક મકાન આવેલું હતું. બન્ને કુમા
સાથે લઈ એ સુંદરીઓ મકાનના દ્વાર પાસે જઇ પહોંચી. એ દ
હમણાં બંધ હોઇ તેમાં કડું, સાંકળ કે તાળું જણાતું નહોતું.
સુંદરીઓએ શું કરીને કેવી રીતે દ્વાર ઉઘાડ્યું. એ સુદ્ધાં કુમાર જા
જાણી શક્યા નહિ. દ્વાર ખુલ્લું થયા પછી બન્ને કુમારને પ્રથમ અં
પ્રવેશ કરવા કહ્યું. જ્યારે બન્ને કુમાર દ્વારમાં થઈ અંદર ચાલ્યા ગ
ત્યારે એ બે સુંદરીઓએ પણ દ્વારપર પગ મૂક્યા તથા તે સાથે
એ દ્વાર પાછું ધીમા અવાજ સાથે બંધ થઇ ગયું. કુમારો હવે ચા
હાથ ઉંચી અને ત્રણેક હાથ પહોળી અંધકારવાળી સુરંગમાં ૰
પહોંચ્યા હતા. એ સુંદરીઓએ કદાચ પોતાને છેતર્યા તો નહિ હે
એવો સંશય ક્ષણુકાળ માટે તેમના મનમાં ઉપજ્યો; પરંતુ એ સ્
રીઓ પોતાની પાસે જ હોવાથી તથા તેમની પાસે એક પણ હ
યાર નહિ હોવાથી તેઓ ગભરાયા નહિ. પોતાના હાથ લંબ
દિવાલ તપાસી પોતે સુરંગમાં આવ્યા છે એવી તેમણે ખાત્રી ક
લીધી. એવામાં પાછળથી પેલી સુંદરીએ કહ્યુંઃ–“ મનમાં કોઇ
પ્રકારનો લેશ માત્ર સંશય રાખ્યા સિવાય આપ આગળ ચાલ્યા જ
આ સુરંગ કાંઇ બહુ લાંબી નથી. ”

લગભગ પચાસેક પગલાં ચાલ્યા પછી ઇન્દ્રજીત અને આન
સિંહ સુરંગના બીજી તરફના દ્વાર નજીક જઇ પહોંચ્યા તથા તેમ
હાથ એ દ્વારને લાગતાં જ દ્વાર આપોઆપ ઉઘડી ગયું. એ દ્વાર
થઇ બન્ને કુમાર એક બાગમાં જઇ પહોંચ્યા. એ બાગમાંની ઘણી

જમીન, ઓરડાઓ, મ્હેલો, બારાદરીઓ વગેરે ઇમારતોમાં જ રોકાયલી હતી તથા થોડા ભાગમાં બાગ બનાવવામાં આવ્યો હતો. એ ન્હાના બાગના મધ્યભાગમાં એક નાજુક સુંદર પુતળી ગોઠવેલી હતી. એ પુતળીને ફરતી ચાર ચાર આંગળની આરસ પત્થરની પગથીઓ બાંધેલી હતી. તેના ચારે ખુણામાં ચાર કદંબનાં વૃક્ષો આવેલાં હતાં. એ દરેક વૃક્ષ નીચે પચીસેક માણસો બેસી શકે એટલો મ્હોટો આરસ પત્થરનો ચબુતરો હતો. આ બાગમાંની ઇમારતો બ્હારથી તો શોભાયમાન જણાતી હતી; પરંતુ તેના આંતરિક સૌન્દર્યની કલ્પના કિંવા વિચાર આપણે જ્યારે તેમાં પ્રવેશ કરીશું ત્યારે જ કરી શકીશું. પેલી પુતળી પાસે જઇ પહોંચ્યા પછી પેલી સુંદરીએ ઇન્દ્રજીતને કહ્યું:-" અત્યારે પુષ્કળ તાપ પડતો હોવા છતાં આ કદંબની છાયા નીચે આ આરસ પત્થરના ચબૂતરાપર થોડો વખત બેસવાથી આપને કાંઇ અડચણ વેઠવી પડશે નહિ. એ સમય દરમ્યાન હું પેલા સ્હામેના ઓરડાઓ ઉઘડાવીને એમાં આપને માટે સઘળી તૈયારી કરાવું છું. આ કાર્ય માટે અહીંથી થોડો વખત જવાની આપ મ્હને રજા આપશો તો ઉપકાર થશે."

ઇન્દ્રજીતઃ-ભલે જાઓ; પણ તે પૂર્વે તમારાં નામ તો અમને કહી જાઓ. કદાચ કોઇ અત્રે આવીને અમને કાંઇ પૂછે તો અમે તેને કેવી રીતે કહી શકીએ કે અમે અમુક વ્યક્તિના અતિથિ છીએ?

પેલી ચપળા સુંદરીએ હસીને કહ્યું:-" આપનું કહેવું ખરૂં છે. આપે અમારાં બન્નેનાં નામ જાણવાં જ જોઇએ. મ્હારૂં નામ ઇન્દ્રાણી છે અને મ્હારી આ ન્હાની બ્હેનનું નામ આનન્દી છે. આનન્દી મ્હારી સગી ન્હાની બ્હેન છે."

આમ કહીને એ બન્ને સુંદરીઓ ઝડપથી એક તરફ ચાલી ગઇ.

કુમાર તેમને કાંઇ પૂછી શકયા નહિ. તેમના બન્નેના ચાલ્યા ગયા પછી આનન્દસિંહે પોતાના વડિલ બંધુને કહ્યું:–" આ બન્ને સુંદરીઓનાં નામપર આપે કાંઇ ધ્યાન ન આપ્યું કે ?"

ઇન્દ્રજીતઃ–જો એ નામ એમનાં અસલ નામ ન હોય તો પછી આપણે તેમનાથી છેતરાયા છીએ એમ જ સમજવું જોઈએ.

આનન્દઃ–હું પણ એમ જ ધારું છું; તે સાથે મ્હને એમ લાગે છે કે, હવે આપણે ચાલાક બનવું......

ઇન્દ્રજીતઃ-ના ના, હવે તો જ્યાં સુધી આપણો છુટકારો ન થાય ત્યાં સુધી આવા બ્રહ્મા જેવા ભોળા રહેવામાં જ કલ્યાણ છે.

આનન્દઃ–પણ મ્હારું અંતઃકરણ હવે મ્હને એમ કહે છે કે, તેમના દ્વારા આપણી જીવનદોરીનું ખેંચાણ તો નહિ જ થાય !

ઇન્દ્રજીતઃ–છતાં લંગરની માફક તેમાં લટકીને એટલો બધો ભાર તેઓ કરશે કે, જે આપણાથી ઉચકી શકાય નહિ !

આનન્દઃ–ખરું છે, એ વિષયનો જ હવે આપણે વિચાર કરવાનો છે.

ઇન્દ્રજીતઃ–ખરેખર ! આવા સમયે દૈવયોગે તેજસિંહ આપણાથી છૂટો પડી ગયો છે એ ઘણું ખોટું થયું છે. આવા પ્રસંગોમાં એની બુદ્ધિશક્તિ આશ્ચર્યજનક કાર્ય કરે છે હં, પણ સ્હામેથી કોણ આ તરફ આવે છે ?

આનન્દસિંહે સ્હામે નજર કરી હર્ષાવેશમાં આવી જઇને કહ્યું:– " એ તેજસિંહ હોય એમ જ લાગે છે. થયું, હવે ચિંતા કરવાનું બિલ્કુલ પ્રયોજન નથી."

બન્ને કુમારો ઉઠી ઉભા થયા; કેમ કે તેમણે સ્હામેની એક ઓરડીનું દ્વાર ઉઘાડી તેજસિંહને પોતાના તરફ આવતો જોયો હતો.

ઇન્દ્રજીત અને આનન્દસિંહ તેજસિંહને મળવા માટે તેની સ્હામે જવા લાગ્યા. તેજસિંહ પણ દૂરથી કુમારોને જોઈ પ્રસન્ન મુખે ઝડપથી તેમની પાસે દોડી આવ્યો. સ્નેહાલિંગનની સમાપ્તિ થઇ ગયા પછી તેઓ ત્રણે પાછા ફરી કદંબના વૃક્ષ નીચે આવેલા ચબુતરાપર બેઠા એટલે ઇન્દ્રજીતે કહ્યું:–" તેજસિંહ! આ તિલિસ્મી હોવાથી અત્રે પ્રત્યેક પગલું સાવધાનતાથી ભરવાની જરૂર છે. આવી સ્થિતિ હોવાથી તું તેજસિંહ જ છે એવી અમે ખાત્રી કરીએ તો તું માઠું લગાડીશ નહિ."

તેજસિંહઃ–ના ના, હું એવો મૂર્ખ નથી કે આપની ચાલાકી અને બુદ્ધિપુરઃસરની વાતથી નારાજ થાઉં. તિલિસ્મીમાં તથા દુશ્મનોના મકાનમાં દોસ્ત દુશ્મનની પરીક્ષા કરવાની ઘણી જરૂર છે. બગલવાળા મસા અને કમરપરના ડાઘ ઉપરાંત બીજી કેટલીક એવી નિશાનીઓ છે કે જે આપણા સિવાય બીજું કોઇ જાણી શકે તેમ નથી.

ઇન્દ્રજીતઃ–બસ બસ, મ્હારે કાંઇ પરીક્ષા કરવી નથી. હવે તું કહે જોઇએ કે ત્હારી થેલી તને મળી યા નહિ?

તેજસિંહે પોતાનાં બહુરૂપીનાં સાધનોની થેલી ઇન્દ્રજીત પાસે મૂકીને કહ્યું:–" આપના તિલિસ્મી ખંજરની મદદથી જ હું મ્હારી આ થેલી મેળવી શક્યો છું. વળી એમાંની એક પણ વસ્તુ ગૂમ થઇ નથી એ સદ્‌ભાગ્યનો વિષય છે."

આમ કહી તિલિસ્મી ખંજર અને એ ખંજર સાથે સંબંધ ધરાવતી મુદ્રિકા ઇન્દ્રજીતને આપીને તેજસિંહે કહ્યું:–" હવે મ્હને તિલિસ્મી ખંજરની કાંઈ જરૂર નથી. મ્હારે માટે મ્હારી આ થેલી બસ છે."

ઇન્દ્રજીતે ખંજર તથા મુદ્રિકા લઇને કહ્યું:–" જો કે, ત્હારી

હકીકત સાંભળવાને અમે અત્યંત આતુર છીએ; પરંતુ હમણાં સર્વથી પ્રથમ અમારી હકીકત તને કહી દેવાની જરૂર જણાય છે; કેમ કે એકાન્તનો વખત ઘણો થોડો છે તથા પેલી બે સુંદરીઓ વિના વિલંબે અત્રે પાછી આવી પહોંચશે. એ સુંદરીઓ જ અમને અત્રે લઇ આવી છે તથા હમણાં અમારા નસીબનું ચક્ર એમની ઇચ્છાનુસાર ચાલ્યા કરે છે !"

તેજસિંહે અધીરતાથી પૂછ્યું:-" આપને કોઇએ ફસાવ્યા છે કે શું ?"

ઇન્દ્રજીતઃ-અમને ફસાવ્યા છે કે કેમ એ હમણાં નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ નથી; પરંતુ અમારી હકીકત સાંભળી લીધા પછી તું કહે કે અમે ફસાયા છીએ કે નહિ ?

પછી ઇન્દ્રજીતે પોતાની સઘળી હકીકત તેજસિંહને કહી સંભળાવી. એ હકીકતના ઉત્તરમાં તેજસિંહ કાંઇ બોલ્યો પણ નહોતો એવામાં સ્હામેના ઓરડાનું દ્વાર ઉઘડ્યું તથા તેમાંથી ઇન્દ્રાણીને બ્હાર નીકળીને પોતાના તરફ આવતી કુમારો તથા તેજસિંહે જોઇ. આ વખતે ઇન્દ્રજીતે તેજસિંહને કહ્યું:-" જો, એ આવી પહોંચી ! એક સુંદરી તો આ જ છે તથા એનું નામ ઇન્દ્રાણી છે. વળી જે સુંદરીને એ પોતાની ન્હાની બ્હેન તરીકે ઓળખાવે છે તે હમણાં એની સાથે નથી."

તેજસિંહે આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી એ સુંદરી તરફ જોઇને કહ્યું:-" આ સુંદરીને હું પણ ઓળખું છું; છતાં એનું નામ ઇન્દ્રાણી છે એમ હું જાણતો નથી."

ઇન્દ્રજીતઃ-ત્હેં એને ક્યારે જોઇ હતી ?

તેજસિંહઃ-તિલિસ્મી ખંજર લઈ આપનાથી છૂટા પડ્યા પછી

મ્હારી થેલી પાછી મેળવવાના કાર્યમાં એણે મ્હને ઘણી મદદ કરી હતી. હું જ્યારે મ્હારી હકીકત આપને કહી સંભળાવીશ ત્યારે આપને માલૂમ પડશે કે, એ કેવી પ્રમાણિક સ્ત્રી છે! એની ન્હાની બ્હેનને હું ઓળખતો નથી. એણે કદાચ મ્હને જોયો હોય તો એ સંભવિત છે.

એવામાં ઇન્દ્રાણી ત્યાં આવી પહોંચી. જેવી રીતે તેજસિંહ ઇન્દ્રાણીને જોતાંની સાથે ઓળખી શક્યો હતો તેવી રીતે ઇન્દ્રાણીએ પણ જોતાંની સાથે જ તેજસિંહને ઓળખી જઇને કહ્યું:-" આપ પણ અત્રે આવી પહોંચ્યા કે ? ચાલો સારું થયું. આપની મુલાકાતથી બન્ને કુમાર પ્રસન્ન થશે તથા હવે મ્હારા ઉપર તેમના મનમાં કોઇ પણ પ્રકારની શંકા રહેશે નહિ."

તેજસિંહઃ-તમે મ્હને ઘણી મદદ કરી હતી એ વાત મ્હેં કુમારને જણાવી દીધી છે તથા તમારા માટે કોઇ પણ પ્રકારની શંકા નહિ રાખવાની મ્હેં તેમને ભલામણ કરી છે.

ઇન્દ્રાણીઃ-ઠીક, હવે તમે સ્નાન સંધ્યાદિથી નિવૃત્ત થયા છો કે નહિ તે કહો ?

તેજસિંહઃ-હું સ્નાન સંધ્યાદિથી નિવૃત્ત થયો છું તથા હરેક પ્રકારે હું નિશ્ચિંત છું.

ઇન્દ્રાણીએ બન્ને કુમાર તરફ જોઇને પૂછ્યું:-" આપ ?"

ઇન્દ્રજીતઃ-અમે પણ અમારા પ્રાભાતિક નિત્યકાર્યથી નિવૃત્ત થયા છીએ.

ઇન્દ્રાણીઃ-ઠીક, ત્યારે હવે આપ સર્વ કૃપા કરીને પેલા ઓરડામાં પધારો.

તેજસિંહઃ-ઘણી સારી વાત છે, ચાલો.

ઇન્દ્રાણીએ જે ઓરડો કુમારો માટે ઉઘાડ્યો હતો એ ઓર-

ડામાં તેજસિંહની સાથે બન્ને કુમાર ગયા. બન્ને કુમારોએ એ ઓર-ડાને ઘણો પસંદ કર્યો; કેમ કે એ ઓરડો ઘણો વિશાળ તથા સુંદર હોવા ઉપરાંત એમાં હરેક પ્રકારની વસ્તુઓ સુવ્યવસ્થિત રીતે ગોઠ-વેલી હતી. એની છત ઘણી ઉંચી તથા રંગીન હતી. તેની દિવાલ ઉપર ભિન્ન ભિન્ન પ્રકારની તસ્વીરો કાઢવામાં આવેલી હોઇ તે જોતાં શિલ્પીના શિલ્પનૈપુણ્ય માટે સ્વાભાવિક રીતે પ્રશંસાના ઉદ્ગાર મુખમાંથી બ્હાર નીકળી પડે તેમ હતું. જંગલ, પહાડ, ઝરો, વહેતી નદી, વન જંગલ વગેરે દેખાવો ઘણા મનોહર અને ચિત્તરંજક લાગતા હતા. કેટલી જંગલી જાનવરોની તસ્વીરો જોતાં એ જાનવરો સજીવ જ હોય એવો ભાસ થતો હતો. દિવાલ ઉપરાંત કાગળો અને કપડાંપર બનેલી તથા સુંદર ચોકઠાંઓમાં જડેલી તસ્વીરોની સંખ્યા પણ એ ઓરડામાં પુષ્કળ હતી. એ તસ્વીરો કેવળ લાવણ્યમયી, સૌન્દ-ર્યમયી નવયુવતીઓની જ હોઈ તેમના સૌન્દર્ય તથા ભાવનું દર્શન કરનાર પુરુષ પ્રેમથી પાગલ બની જાય એવો સર્વથા સંભવ હતો. એ તસ્વી-રોમાં ઇન્દ્રાણી તથા આનન્દીની તસ્વીર પણ હતી. એ તસ્વીરો જોઇ યુવરાજ ઇન્દ્રજીત હસી પડયો તથા તેજસિંહ તરફ જોઇને તેણે કહ્યું:– "જો ભાઇ! આ તસ્વીર ઇન્દ્રાણીની અને તેની ન્હાની બ્હેન આનન્દીની છે. આનન્દીને તો ત્હેં નહિ જોઇ હોય?"

તેજસિંહ:–ના.

ઇન્દ્રજીતઃ–તેઓ જેવી અતુલનીયા રૂપવતી છે એવી જ તસ્વીર બની છે. (ઇન્દ્રાણી તરફ જોઇને) પણ હવે અમારે આ તસ્વીર જોવાની જરૂર નથી.

ઇન્દ્રાણીએ કહ્યું:–"બેશક, હવે આપ સ્વતંત્ર છો."

ઇન્દ્રાણીનો ઉત્તર સાંભળી તેજસિંહ ખડખડાટ હસી પડયો; પણ

આનન્દસિંહે મહા મુશ્કેલીથી પોતાનું હાસ્ય રોકી રાખ્યું.

એ ઓરડીમાં હાંડીઓ, ઝુમ્મરો વગેરે દીપકો સળગાવવાનાં પુષ્કળ સાધનો હતાં. સુંદર બિછાનાંઓ ઉપરાંત ચાંદી સોનાની કેટલીક ખુરસીઓ પણ ત્યાં વ્યવસ્થિત રીતે રાખવામાં આવી હતી. ઇન્દ્રજીતે એક સોનાની ખુરસીપર બેસવાનો વિચાર કર્યો; પરંતુ ઇન્દ્રાણીએ સભ્યતા તથા નમ્રતાથી તેને રોકીને કહ્યું:–"ભોજન સામગ્રી ઠંડી થઇ જાય છે તેથી પ્રથમ આપ ભોજન કરી લ્યો."

ઇન્દ્રજીતઃ–ભોજન કરવાની ઇચ્છા નથી.

ઇન્દ્રાણીએ ઉદાસ બની જઇને કહ્યું:–"ત્યારે પછી આપ અમારા મેહમાન શામાટે થયા છો ? શું આપ પોતે હવે અસત્યવાદી બનવાને ઇચ્છો છો ?"

ઇન્દ્રાણીએ ભિન્ન ભિન્ન પ્રકારનાં વાક્યો સંભળાવી ઇન્દ્રજીતને ભોજન કરવા માટે રાજી કર્યો. એ ઓરડામાંથી બીજા ઓરડામાં જવાનું એક ન્હાનું દ્વાર હતું. બન્ને કુમાર તથા તેજસિંહને સાથે લઇ ઇન્દ્રાણી એ ઓરડામાં ગઇ. એ ઓરડો થોડો ન્હાનો હતો તથા રાજાઓના પાઠ પૂજાના તેમજ ભોજનના ઉપયોગમાં આવે એવો હતો. એ ઓરડામાં બન્ને કુમાર માટે સોનાના પાટલા ગોઠવી તેમની પાસે સુવર્ણ અને ચાંદીનાં વાસણોમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં પક્વાન્ન તથા ભોજન સામગ્રી પીરસવામાં આવી હતી. વળી તેમને વાયુ ઢોળવા માટે આનન્દી હાથમાં મનોહર પંખો લઇને ઉભી રહી હતી. ઇન્દ્રાણીએ તેના હાથમાંનો પંખો પોતાના હાથમાં લઇને કહ્યું:–"તેજસિંહજી પણ આવી પહોંચ્યા છે; તેમના માટે પણ ભોજનની તૈયારી કરો."

આવી આજ્ઞા થતાં જ આનન્દી ત્યાંથી ચાલી ગઇ તથા અલ્પ-

કાળમાં જ કેટલીક નવયુવતીઓની સાથે ભોજનની સામગ્રી લઈ પાછી આવી. તેજસિંહ માટે થાળ પીરસાવી તૈયાર કર્યા પછી તેણે એ નવ-યુવતીઓને ત્યાંથી વિદાય કરી દીધી. પછીથી ઇન્દ્રજીત, આનન્દસિંહ અને તેજસિંહ ભોજન કરવા બેઠા. આ વખતે ઇન્દ્રજીતે તેજસિંહ તરફ શંકાશીલ દૃષ્ટિ કરી. તેજસિંહે સંકેતદ્વારા જ કોઈ પણ પ્રકારનો સંકોચ નહિ રાખવાનું ઇન્દ્રજીતને જણાવ્યું. તેમના સંકેતો ઇન્દ્રાણી તથા આનન્દીના જોવામાં આવતાં તેઓ એમ સમજી ગઇ કે, કુમારના મનમાં ભોજનમાં દગો હોવાનો સંશય ઉપજ્યો છે; પરંતુ આ વખતે કાંઇ બોલવું ઉચિત નહિ લાગવાથી તેઓ ચુપ જ રહી. એ બન્ને સર્વાંગસુંદરીઓના વ્યવહારથી બન્ને રાજકુમાર અત્યંત પ્રસન્ન થયા તથા તેઓ પોતાના મનમાં વિચારવા લાગ્યા કે, એ બન્ને સુંદરીઓ જેવી સૌન્દર્યમયી છે તેવીજ કરૂણામયી અને સ્નેહમયી છે; એથી તેમની સાથે જે પુરુષનો લગ્નસંબંધ થશે તેના જેવો ભાગ્યશાળી પુરુષ સંસારમાં અન્ય એક પણ નહિ હોય.

ભોજન કરી રહ્યા પછી ઇન્દ્રાણીના હાથે મુખવાસ લઇ બન્ને કુમાર, તેજસિંહ, ઇન્દ્રાણી અને આનન્દી પેલા બેઠકખાનાવાળા વિશાળ તેમજ સુસજ્જિત ઓરડામાં જઇને બેઠાં. હવે ઇન્દ્રાણીએ ઇન્દ્રજીત તરફ નમ્રતાપૂર્વક જોઇને કહ્યું—"હવે આપ વિશ્રાંતિ લ્યો તથા જો મ્હને આજ્ઞા આપો તો........."

ઇન્દ્રાણીનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ ઇન્દ્રજીતે કહ્યું:—"તમારી હકીકત જાણવાને અમે અત્યંત આતુર છીએ; તેથી જ્યાં સુધી તમે અમારા પ્રશ્નોના સવિસ્તર ઉત્તરો આપી અમારા અંતરાત્માનું સમાધાન નહિ કરો ત્યાં સુધી એક ક્ષણ માટે પણ અમે તમને અમારી પાસેથી દૂર થવાની રજા આપીશું નહિ."

આ વખતે આનન્દસિંહે ઇન્દ્રજીત તરફ જોઇને કહ્યું:—"પણ ભાઇ! હજી એમને ભોજન કરવું હશે."

ઇન્દ્રજીતઃ—હા, બરાબર છે. જો એક કલાકમાં પાછાં આવવાની વાત કબૂલ કરીને તેમને જવું હોય તો ભલે જાય.

ઇન્દ્રાણીઃ—ઠીક, અમે આપની ઇચ્છાનુસાર એક કલાકમાં જ આપની સેવામાં હાજર થઇશું.

આમ કહી ઇન્દ્રાણી આનન્દીની સાથે પેલા ભોજનગૃહ તરફ ચાલી ગઇ.

---

## પ્રકરણ ૪ થું.

---

### અતિથિસત્કાર.

ઇન્દ્રાણી અને આનન્દીના પોતાની પાસેથી વિદાય થઇ ગયા પછી એકાન્ત મળતાં બન્ને રાજકુમાર તથા તેજસિંહને એક બીજાની સાથે વાતચિત કરવાનો સુયોગ પ્રાપ્ત થયો. ઇન્દ્રજીતે તેજસિંહને કહ્યું:—"હજી સુધી ઇન્દ્રાણીને એક પણ પ્રશ્ન પૂછવાનો અમને અવકાશ મળ્યો નથી."

તેજસિંહઃ—એ કોણ છે તથા ક્યાંની રહીસ છે?

ઇન્દ્રજીતઃ—એ વિશે હું કાંઇ જાણતો નથી. વળી માયાસુંદરી બંસરીબાલા, પદ્માવતી વગેરેનો પણ હજી સુધી પત્તો લાગ્યો નથી. તેમની સાથે અમારું મિલન ક્યારે થશે?

આનન્દઃ—એ સંબંધી તું પણ કાંઇ જાણતો હોઇશ. હેં જ

ઇન્દ્રાણીને પ્રથમ જોઈ છે. વળી જે સ્થાનોમાં અમે ફરી આવ્યા નથી એ સ્થાનોમાં તું ફરી આવ્યો છે. તું પ્રથમ ત્હારી હકીકત અમને કહી સંભળાવ.

તેજસિંહઃ—જેવી આજ્ઞા, સાંભળો. મ્હારી થેલી મેળવવા માટે જેવો પેલા દ્વારમાં મ્હેં પ્રવેશ કર્યો કે તરત જ એ દ્વાર બંધ થઈ ગયું. એ વખતે અલ્પ કાળ માટે મ્હારા મનમાં ભય ઉપજ્યો; પરંતુ તત્કાળ સાહસ એકઠું કરીને જે બુરખાવાળાની કમરપર મ્હારી થેલી લટકતી હતી તેના તરફ હું ધસી ગયો. પેલો લાલ પોષાકવાળો લાલ મકરંદ તો એ કાળા ઝભ્ભાવાળાનો દુશ્મન હતો તેથી તેની સાથે યુદ્ધ કરવાથી લાલ મકરંદ મ્હને મદદ કરશે એવી આશા મ્હારા મનમાં ઉપજી; કિન્તુ મ્હારી એ આશાનો ક્ષણ માત્રમાં જ ભંગ થયો; કેમ કે મ્હારું નામ સાંભળતાં જ તેઓ બન્ને મ્હારા કટ્ટા શત્રુ બની ગયા. તેઓ બન્ને બોલી ઉઠયા—"હવે એ થેલી તને કોઇ પણ પ્રકારે પાછી મળશે નહિ. અમારા બન્નેમાંથી ગમે તે એકની પાસે જ એ રહેશે. આમ કહી તેઓ મ્હારી સાથે યુદ્ધ કરવા તૈયાર થયા. મ્હારી પાસે આપનું તિલિસ્મી ખંજર હોવાથી તેમની આવી ધમકીથી હું બિલ્કુલ ગભરાયો નહિ. હું તેમની સાથે લડવા લાગ્યો તથા થોડા વખતમાં જ મ્હેં તેમને એવી ખાત્રી કરી આપી કે, પ્રબળ પ્રતાપી રાજરાજેશ્વર વીરસિંહજીના બહુરૂપી સાથે લડવાનું કાર્ય કાંઈ છોકરાંઓની રમત જેવું સહેલું નથી. કેટલાક સમય સૂધી તો તેમણે બન્નેએ સાવધાનતાથી તેમ જ ચાલાકીથી મ્હારા ઘા ચુકાવ્યા; પરંતુ છેવટે તેઓ થાકી ગયા તથા વિશેષ સમય સૂધી મ્હારી સાથે ટક્કર ઝીલવા જેટલું શક્તિ-સામર્થ્ય તેમનામાં રહ્યું નહિ. અંતે લાલ મકરંદે મ્હારા તરફ જોઇને કહ્યું; 'તમે અમારી બન્નેની સાથે શા માટે લડો છો?' મ્હેં ઉત્તર

આપ્યો, 'મ્હારી થેલી પાછી લેવા માટે જ હું તમારી સાથે લઢું છું.' લાલમકરંદે કહ્યું, 'તમારી થેલી મ્હારી પાસે નથી છતાં મ્હારી સાથે લઢવાનું કાંઈ કારણ?' મ્હેં ઉત્તરમાં કહ્યું, 'તમે પોતે જ જાણી જોઈને મ્હારી સાથે લઢવાની શુરુઆત કરી છે તથા આત્મરક્ષણ કરવા માટે જ મ્હારે તમારી સ્હામે લઢવું પડે છે.' મ્હારો ઉત્તર સાંભળી લાલ મકરંદે પેલા કાળા ઝબ્ભાવાળા તરફ જોઈને કહ્યું, 'કેમ, શો વિચાર છે? એમની થેલી એમને પાછી આપી દેવી છે કે અકાળે મરણને શરણ થવું છે?' આ પ્રશ્ન સાંભળી કાળા ઝબ્ભાવાળો માણસ બોલ્યો:-"થેલીના માલિક જ અત્રે ઉપસ્થિત થયેલા હોવાથી તેમની વસ્તુ તેમને પાછી આપવાની ના મ્હારાથી પાડી શકાય નહિ. જો તેઓ કદાચ અત્રે ન આવ્યા હોત તો હું કદાપિ આ થેલી તને આપત નહિ.' લાલ મકરંદે કહ્યું, 'તું એમની થેલી એમને પાછી આપી દઈ આ તકરારનો અંત લાવ. બાકી વખત ઉપસ્થિત થયો હોત તો થેલી કેમ રાખી શકાય છે એ હું તને અવશ્ય બતાવત!' પછી એ કાળા ઝબ્ભાવાળાએ મ્હારી પાસે થેલી મૂકી દઈને કહ્યું, 'લ્યો તમારી થેલી; હવે મ્હને રજા છે?' આવી રીતે તેણે મ્હારી પાસે રજા માગી; પરંતુ મ્હારી સઘળી વસ્તુઓ થેલીમાં છે કે નહિ એ વિષયની ખાત્રી કર્યા સિવાય મ્હેં તેને જવા દીધો નહિ. થેલીપર મ્હેં મ્હારા હાથે બાંધેલી ગાંઠ જોઈ; છતાં તેને ઉઘાડીને મ્હેં સઘળી વસ્તુઓ તપાસી સઘળી ખાત્રી કરી લીધી. પછી મ્હેં એ કાળા ઝબ્ભાવાળાને કહ્યું, 'હવે ત્હારે જવું હોયતો જા. મ્હને ત્હારી કાંઈ જરૂર નથી. તું માત્ર મ્હને એટલું બતાવતો જા કે, બન્ને રાજકુમાર પાસે મ્હારે કેવી રીતે જવું!" પોતાને કોઈ પણ માર્ગની માહિતી નથી એમ જણાવી તેણે મ્હને લાલ

મકરંદને સ્વાધીન કર્યો તથા ક્ષણુ કાળમાં જ તે ત્યાંથી અદૃશ્ય થઇ ગયો. હું આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી લાલ મકરંદ તરફ જોઇ રહ્યો જેથી તેણે મ્હને પૂછ્યું, 'કહો જોઇએ કે હવે તમારી શી ઇચ્છા છે?' મ્હેં ઉત્તર આપ્યો, 'મ્હારે બન્ને રાજકુમારોની પાસે જવું છે. જે દ્વારમાંથી હું અત્રે આવ્યો છું એ દ્વારમાંથી મ્હારાથી તેમની પાસે જઇ શકાશે કે નહિ?' લાલ મકરંદે કહ્યું, 'એ દ્વાર બંધ થઇ ગયું છે તથા તે હવે તમે ઉઘાડી શકશો નહિ. મ્હારી સહાયતા સિવાય તમે અત્રેથી બ્હાર જઇ શકશો નહિ; કેમ કે રસ્તો ઘણો વિકટ તથા અટપટો છે. તમે મ્હારી પાછળ પાછળ ચાલ્યા આવો—હું તમને બ્હાર પહોંચાડી દઉં છું.' તેણે આમ કહ્યું છતાં મ્હારા મનની ખાત્રી કરી જોવા માટે મ્હેં પેલું દ્વાર ઉઘાડવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે ઉઘડ્યું નહિ. અંતે નિરુપાયવશતઃ લાલ મકરંદ સાથે જવાની મ્હને ફર્જ પડી. એ કદાચ મ્હારો વિશ્વાસઘાત કરે એવો સંશય ઉપજવાથી હું ઘણી જ સાવધાનતાથી તેની પાછળ પાછળ જવા લાગ્યો. હાથમાં દીપક લઇ તે મ્હારી આગળ ચાલતો હતો. કેટલાંક ચમત્કારિક દ્વાર ઉઘાડીને, ઓરડા ઓરડીઓ અને ચૉક ઓળંગીને તે મ્હને ઇમારતની બ્હાર લઇ ગયો. હવે આપનાં સત્વર દર્શન થશે એવી આશાથી હું આનન્દિત બની ગયો; પરંતુ બ્હાર નીકળતાં કોઇ બીજી ઇમારતનાં દ્વાર નજીક મ્હેં મ્હને ઉપસ્થિત થયેલો જોયો. પ્રભાતકાળના નયનમનોહર પ્રકાશનો વિસ્તાર વસુંધરાપર થયેલો હોવાથી હું આશ્ચર્ય પામીને ચોતરફ જોવા લાગ્યો. એવામાં લાલ મકરંદે પેલી બીજી ઇમારતનું દ્વાર ઉઘાડી એમાં પ્રવેશ કરવાની મ્હને સૂચના કરી. અત્યાર સુધી તે મ્હારી આગળ ચાલતો હતો; પરંતુ હવે તેણે મ્હને આગળ ચાલવાનું કહ્યું એટલે મ્હારા મનમાં શંકા ઉપજી. એમ કરવાનું

મ્હેં તેને કારણ પૂછ્યું તથા તે મ્હને કાંઇ ઉત્તર આપવા જતો હતો એવામાં પાછળથી મ્હેં એમ સાંભળ્યું કે, 'તેજસિંહજી, તમે એ મકાનમાં પગ પણ મૂકશો નહિ. તમે એ લાલ મકરંદને પકડો કે જેથી તે પલાયન કરી જાય નહિ !' એ અવાજ કોનો છે એ જોવા માટે પાછળ જોયું તો ઇન્દ્રાણીને ઘણી ઝડપથી મ્હેં મ્હારા તરફ આવતાં જોયાં. પછી મ્હેં લાલ મકરંદ તરફ જોયું; પરંતુ તે મારી નજરે પડયો નહિ. એકાએક એ ક્યાં અદૃશ્ય થઇ ગયો એ હું જાણી શક્યો નહિ. ઇન્દ્રાણીએ મ્હારી પાસે આવીને મ્હને કહ્યું. 'એ બદમાસ મકરંદને તમે પકડયો નહિ તે ઘણી મ્હોટી ભૂલ કરી છે ! એણે તમારી સાથે લુચ્ચાઇ કરી છે. તમારી થેલી મેળવવાની લાલચથી એ તમારો જીવ લેવાને ઇચ્છતો હતો. એ વાતની મ્હને ખબર પડી તથા હું દોડતી દોડતી યથા સમયે અત્રે આવી પહોંચી એ માટે ઇશ્વરને ધન્યવાદ આપવો જોઇએ. એ બદમાશ મ્હને જોઇને જ પલાયન કરી ગયો.' ઇન્દ્રાણીનાં આવાં વાક્ય સાંભળી હું આશ્ચર્યચકિત બની ગયો તથા તેમનું મ્હોં જોવા લાગ્યો. ઇન્દ્રાણી જેવી ખૂબસૂરત કોમળ સુંદરીને જોઇને એ બદમાશ કેમ નાશી ગયો એ માટે જ મ્હને આશ્ચર્ય લાગ્યું. ઘણા સમય સુધી હું ઇન્દ્રાણીના મુખ તરફ જોઇ રહ્યો. (સ્મિત હાસ્ય કરીને) માફ કરજો. મ્હારા ઉપર ક્રોધે ભરાશો નહિ. હું જે કહું છું તે સાચું જ કહું છું. શ્રીમતી માયાસુંદરી કરતાં પણ ઇન્દ્રાણી વિશેષ સૌન્દર્યસંપન્ના છે. મ્હેં પ્રથમ તેમને જ્યારે જોયાં ત્યારે ઉષ:કાળના મનોહર પ્રકાશમાં તેમનું મુખમંડળ અત્યંત મનોહર જણાતું હતું."

ઇન્દ્રજીતે સ્મિતમુખે કહ્યું:-"પ્રભાતકાળમાં જ તું એવી રૂપસુંદરીને જોઇ શક્યો એ ત્હારું સદ્ભાગ્ય જ સમજવું જોઇએ."

તેજસિંહઃ–હા, એ સદ્ભાગ્યના પ્રતાપે જ મ્હારા જીવનનું રક્ષણ થયું છે અને આપની સાથે ટૂંક સમયમાં મ્હારું મિલન થયું છે!

ઇન્દ્રજીતઃ–ઠીક, પછી શું થયું?

તેજસિંહઃ–મ્હેં ધન્યવાદ આપીને ઇન્દ્રાણીને પૂછ્યું કે, 'તમે કોણ છો તથા પેલો લાલ મકરંદ કોણ હતો?' આ પ્રશ્નના ઉત્તરમાં ઇન્દ્રાણીએ કોમળ કંઠે કહ્યું, 'આ તિલિસ્મી હોવાથી અહીંના ભેદ ભરમોને જાણવાનો પ્રયત્ન કરશો નહિ. વિના પરિશ્રમે જે કાંઇ જોવા સમજવામાં આવે તે તમે ભલે સમજો. આ તિલિસ્મીમાં તમારા દોસ્ત અને દુશ્મનોની સંખ્યા ઘણી છે. બે ચાર દિવસમાં જ ઘણી વાતોનો પત્તો આપોઆપ તમને મળી શકશે. મ્હારા સંબંધમાં હું તમને એટલું જ કહેવું પ્રસંગોચિત ધારું છું કે, હું આ તિલિસ્મીની રાણી છું અને તમને તેમજ રાજકુમારને સારી રીતે ઓળખું છું.' આમ કહી ઇન્દ્રાણી ચુપ થઇ જઇ પાછલી બાજુએ જોવા લાગી. આ વખતે બીજી પણ ચાર પાંચ વસ્ત્રાલંકારવિભૂષિત નવયુવતીઓ આવી પહોંચી. મ્હેં માયાસુંદરી, બંસરીબાલા વગેરેના વર્ત્તમાન ઇન્દ્રાણીને પૂછવાનો વિચાર કર્યો; પરંતુ તેમણે મ્હને એ વર્ત્તમાન પૂછવાનો અવકાશ આપ્યો નહિ. 'આ તમને યુવરાજ ઇન્દ્રજીતસિંહ પાસે પહોંચાડી દેશે.' એમ કહી તેમણે મ્હને એક નવયુવતીને સ્વાધીન કર્યો અને પછી બીજી સુંદરીઓને સાથે લઇ ત્યાંથી ચાલ્યાં ગયાં. છેવટે પેલી નવયુવતીની મદદથી હું અત્રે આવી આપનાં પુનર્દર્શન કરવાને ભાગ્યશાળી થયો છું.

ઇન્દ્રજીતઃ–જે નવયુવતી તને અત્રે લઇ આવી હતી તેને પણ ત્હેં કાંઇ પૂછ્યું નહિ?

તેજસિંહઃ-મ્હેં તેને અનેક પ્રશ્ન પૂછ્યા હતા; પણ જાણે કે તે કાંઇ સાંભળતી જ નહોતો. તેણે મ્હારા એક પણ પ્રશ્નનો મ્હને ઉત્તર આપ્યો નહિ. વાતમાં ને વાતમાં હું આપને એક વાત કહેવી ભૂલી ગયો છું.

ઇન્દ્રજીતઃ-શી વાત ?

તેજસિંહઃ-ઇન્દ્રાણીના વિદાય થઇ ગયા પછી પેલી નવયુવતીની સાથે હું જ્યારે આ તરફ આવતો હતો ત્યારે માર્ગમાંથી મ્હને એક બીડેલો કાગળ મળી આવ્યો હતો. એ પત્ર રસ્તે ચાલતાં કોઇના ખીસ્સામાંથી પડી ગયો હોય એવી રીતે જમીનપર પડેલો હતો. લ્યો, આપ એ પત્ર વાંચી જુઓ. હું એ પત્ર વાંચીને પાગલ જેવો બની ગયો હતો.

આમ કહી યુવરાજના હાથમાં તેજસિંહે એક પત્ર આપ્યો. ઇન્દ્રજીતે એ પત્ર વાંચી તેને ધ્યાનથી જોઇને તેજસિંહને કહ્યું:-" અત્યંત આશ્ચર્યજનક વાત છે! પણ એમ બની શકશે નહિ. અમારાં હૃદય અમારી આધીનતામાં નથી તથા અમે કોઇની આધીનતામાં નથી."

આનન્દઃ-ભાઇ! એ પત્ર વાંચી જોવાની મ્હને રજા છે ?

ઇન્દ્રજીતઃ-ભલે વાંચી જો.

આમ કહી એ પત્ર ઇન્દ્રજીતે આનન્દસિંહના હાથમાં આપ્યો. આનન્દસિંહે પણ એ પત્ર વાંચી તેને લક્ષ્યપૂર્વક જોઈને કહ્યું:-' આ બળાત્કાર છે. તેજસિંહ! જ્યારે આ પત્ર ત્હેં ઉપાડી લીધો હતો ત્યારે ત્હારી સાથેની નવયુવતી સાથે ત્હારી કાંઇ વાતચિત થઈ હતી કે? "

તેજસિંહઃ-ના, એ મ્હારી આગળ ચાલતી હોવાથી મ્હેં પત્ર ઉપાડી લીધો એ પ્રકાર તે જાણી શકી નહોતી. મ્હેં એ પત્ર જમીનપરથી ઉપાડી લીધો તથા વાંચી પણ જોયો છતાં તેને કાંઇ ખબર

પડી નહિ. એ નવયુવતી, બ્હેરી, બોબડી અને બેવકૂફ હોવી જોઇએ એવી હજી સુધી મ્હારા મનમાં શંકા છે.

આનન્દ:—આ પત્ર ઉપર જે મહોર છે તે કોઇ રાજદરબારની મહોર જેવી જ લાગે છે.

તેજાસંહે હાસ્યમુખે ઇન્દ્રજીત તરફ જોઇને કહ્યું:—"ચાલો, આજકાલ આપના પાસા પોબાર છે. આપની ભાગ્યદેવી આજકાલ આપના ઉપર અતિશય પ્રસન્ન થઇ ગઇ હોય એવો જ મ્હને ભાસ થાય છે."

વાંચકબંધુઓના કુતૂહલને શાન્ત કરવા અમે એ પત્ર અત્રે પ્રકટ કરીએ છીએ. એ પત્રમાં નિમ્નલિખિત હકીકત હતી:—

"પૂજ્યવર !

પત્ર પ્રાપ્ત થવાથી ચિત્ત અત્યંત પ્રસન્ન થયું. આપનો અભિપ્રાય ઉત્તમ છે. તેમના બન્નેના માટે શ્રીમાન્ ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ જેવા વર મળવા કઠિન છે. વળી બન્ને રાજકુમારોને પણ એમના જેવી બીજી પત્ની મળી શકે તેમ નથી. થયું, હવે એ વિષયનો વિશેષ વિચાર કરવાની કાંઇ જરૂર નથી. આપની આજ્ઞાનુસાર ચોવીસ કલાકમાં જ હું સઘળા સરસામાનની ગોઠવણ કરીશ. પરમ દિવસે જ આ શુભવિવાહ સંપન્ન થઇ જાય એ ઉત્તમ છે. દાહેજમાં આપવાની જે રકમ વડિલો આ તિલિસ્મીમાં રાખી ગયા છે તે બન્ને રાજકુમાર માટે યોગ્ય છે. રાજકુમારોનાં અંત:કરણ બીજી તરફ આકર્ષાયલાં છે; પરંતુ તેઓ આપની આજ્ઞા માન્ય કર્યા સિવાય તિલિસ્મીની બ્હાર જઇ શકે તેમ નથી તેથી સઘળું આપની ઇચ્છાનુસાર જ થશે."

ઇન્દ્રજીતે એ પત્ર પુનઃ વાંચ્યો અને પછી આનન્દસિંહને તેણે કહ્યું:—"જો કદાચ આપણો ઉપહાસ કરવાના ઉદ્દેશથી આ પત્ર

લખીને તેજસિંહના રસ્તામાં નાખ્યો હોય તો એ પણ બનવા જેવું છે.”

આનન્દઃ–ખરું છે. જો આ વખતે પદ્માવતી હોત તો......

આનન્દસિંહનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ તેજસિંહ વચ્ચે બોલી ઉઠ્યોઃ–“ તો શું થાત ? વળી હું આપને એમ પૂછું છું કે, આ તિલિસ્મીમાં આવીને આપે શું કર્યું છે ? જો આવી રીતે વખત વૃથા ગૂમાવ્યા કરશો તો પછી આગળ ચાલતાં શું થાય છે તે જોશો ! ”

ઇન્દ્રજીતઃ–ત્યારે તું એવું કહેવાને ઇચ્છે છે કે, કાંઇ સમજ્યા વિચાર્યા વિના અમારે ભાંગફોડ કરી નાખવી ?

તેજસિંહઃ–એમ કરવાની શી જરૂર છે ? તિલિસ્મી પુસ્તક તથા વાજામાંથી જે હકીકત આપે સાંભળી છે તે ક્યારે ઉપયોગમાં આવશે ? આ બાગો સંબંધી એમાં કાંઇ વર્ણવ્યું નથી કે શું ?

ઇન્દ્રજીતઃ–વર્ણવ્યું તો છે; કિન્તુ તે સાથે એમાં એવું લખેલું હતું કે, તિલિસ્મીના આ બાગ તોડી શકાય એવા નથી.

તેજસિંહઃ–એ તો મ્હેં તિલિસ્મી પુસ્તક વાંચેલું નહિ હોવા છતાં હું પણ કહી શકું છું. આ બાગ જો તોડી શકાય એવા હોત તો રાણા ગોપાલસિંહજીએ માયાસુંદરી, બંસરીબાલા વગેરેને અત્રે રાખવાની વ્યવસ્થા ન જ કરી હોત; છતાં અત્રેથી મ્હાર નીકળીને તિલિસ્મીના તોડી શકાય એવા બીજા બાગમાં જવાનો માર્ગ તો હશે જ. આપ એ માર્ગની શોધ શા માટે નથી કરતા ?

ઇન્દ્રજીત આ વાક્યોનો ઉત્તર આપે તે પૂર્વે તો આનન્દીને સાથે લઇ ઇન્દ્રાણી ત્યાં આવી પહોંચી. ઇન્દ્રજીતે તેમને જોઇ પ્રસન્નમુખે કહ્યુંઃ–“ અમે ક્યારનાય તમારી રાહ જોયા કરતા હતા. તમે જો કે તમારી કબૂલત પ્રમાણે વખતસર આવ્યાં છો તો પણ ભિન્ન ભિન્ન

પ્રકારના વિચારોમાં નિમગ્ન બનેલાં અમારાં મનને એ વખત ઘણો લાંબો લાગ્યો છે!"

ઇન્દ્રાણી તથા આનન્દીએ હમણાં તદ્દન સાદાં વસ્ત્રો પહેર્યાં હતાં. તેમના શરીર ઉપર વિશેષ અલંકારો પણ નહોતા; આમ હોવા છતાં તેમનું સૌંન્દર્ય સંસારવિરાગી પુરુષના મનમાં પણ મોહને ઉપજાવે એવું આકર્ષણીય લાગતું હતું. તીક્ષ્ણ ધારવાળા શસ્ત્ર કરતાં પણ હૃદયમાં ઉંડો ઘા કરવાનું શક્તિસામર્થ્ય તેમનાં વિશાળ અને તેજસ્વી નયનોમાં સમાઇ રહેલું હતું. ગુલાબી ગાલ ઉપર સ્વાભાવિક રીતે વિખરાઇને આવી પડેલી કૃષ્ણકેશકલાપની લટો શાન્ત મનને પણ જાણે કે કામદેવની ચાબુક મારી વિહ્વળ બનાવતી હોય એમ લાગતું હતું. તેમનાં નેત્રોની જ્યોતિમાં તથા મુખ ઉપર નીતિ અને પવિત્રતાનો ભાવ સ્પષ્ટતાથી જોવામાં આવતો હતો. તેમના ઓષ્ઠાધર ખીલતી ગુલાબ કળી જેવા મનોહર લાગતા હતા. તેમના મુખમાથી નીકળતા મધુર શબ્દો સાંભળવાની લાલસાનો ત્યાગ રાજકુમાર કરી શકતા નહોતા. બન્ને કુમારોએ આગ્રહપૂર્વક તેમને બન્નેને પોતાની સ્હામે બેસાડી. લજ્જાની વિશેષતાથી મસ્તક નમાવી નીચે બેઠા પછી ઇન્દ્રાણીએ મૃદુમધુરકંઠે કહ્યું:–"વખત ઘણો થોડો મળવાથી અમે આપની યથોચિત આગતા સ્વાગતા કરી શક્યાં નથી એ માટે ઉદાર હૃદયે ક્ષમા આપશો."

ઇન્દ્રજીતઃ–તમે અહીંના મહારાણી હોવા છતાં અમારા જેવા પ્રવાસીઓની જે સેવા બજાવો છો એથી અમે તમારા આભારી છીએ. અહીંના જેવી સગવડતા તો કદાચ અમારા મહાલયમાં પણ નહિ હોય. તમારી સત્કારપ્રિયતા જોઇ અમે શરમાઇએ છીએ. તમે જેવી રીતે તમારા વ્યવહારથી અમને સંતુષ્ઠ તેમ જ પ્રસન્ન રાખ્યા

છે તેવી જ રીતે અમારા પ્રશ્નોના સદુત્તર આપી તમે અમારા સંશયનો નાશ કરશો એવી અમે આશા રાખીએ છીએ.

ઇન્દ્રાણીએ નમ્રતાસૂચક સ્વરે કહ્યું:-"મહાનુભાવ! આપને જે પૂછવું હોય તે બેલાશક પૂછો; અમે સહજ પણ સંકોચ રાખ્યા સિવાય આપના પ્રશ્નોના સદુત્તર આપીશું."

ઇન્દ્રજીતઃ-ઠીક, માયાસુંદરી, અંસરીબાલા, પદ્માવતી અને અલકિશોરી વગેરે આ બાગમાં આવ્યાં છે એ તમે જાણો છો કે? જો જાણતાં હો તો કહો કે હાલ તેઓ ક્યાં છે?"

ઇન્દ્રાણીઃ-તેઓ સર્વ અત્રે આવ્યાં છે. આ બાગની સાથે જોડાયલો બીજો તિલિસ્મી બાગ છે. એમાં તેમને સર્વને પદ્માવતી લઇ ગયાં છે.

ઇન્દ્રજીતઃ-તમે અમને તેમની પાસે લઇ જશો?

ઇન્દ્રાણીઃ-ના.

ઇન્દ્રજીતઃ-કાંઇ કારણ?

ઇન્દ્રાણીઃ-એ બાગ બીજી સ્ત્રીના અધિકારમાં છે તથા તેની સાથે અમારે ઘણી દુશ્મનાવટ હોવાથી......

ઇન્દ્રજીતઃ-ત્યારે તમે એ બાગમાં જતાં જ નથી કે શું?

ઇન્દ્રાણીઃ-ના, ત્યાં જવાનો માર્ગ પણ એ સ્ત્રીએ બંધ કરી દીધો છે અને હું પણ એ સ્ત્રીને તેમ જ તેનાં માણસોને આ તરફ આવવા દેતી નથી.

ઇન્દ્રજીતઃ-ત્યારે અમારે પદ્માવતી વગેરેને કેવી રીતે મળવું?

ઇન્દ્રાણીઃ-એ માટે ચાર પાંચ દિવસ સુધી આપને ધીરજ રાખવી પડશે; કેમ કે ઇશ્વરની કૃપાથી એ બાગ અમારા અધિકારમાં આવે એવી ગોઠવણ થઇ ગઇ છે. ત્યાંની રાણી મ્હારી કેદી થઇ જવાની

છે. એ બાગમાં નહિ જવા માટે અમારા દારોગાએ પદ્માવતીને ઘણું કહ્યું હતું; છતાં તેનું કહેવું તેમણે માનેલું નહિ હોવાથી તેઓ એવા સ્થળે જઈ ફસાઇ પડયાં છે કે, અમારી સાથે તેમનો કાંઇ સંબંધ રહે નહિ.

આનન્દઃ–ત્યારે તમે રાણા ગોપાલસિંહના તાબામાં નથી?

ઇન્દ્રાણીઃ–અમે રાણા ગોપાલસિંહની આધીનતામાં છીએ તથા હું સારી રીતે જાણું છું કે, આપ અત્રેનું તિલિસ્મી તોડવા માટે આવ્યા છો. વળી આપ એ પણ જાણતા હશો કે, અહીંના તિલિસ્મીનો કેટલોક ભાગ તૂટી શકે એવો નથી.

ઇન્દ્રજીત;–ખરું છે, એ વિષય અમારી જાણ બ્હાર નથી.

ઇન્દ્રાણીઃ–જે ભાગ તૂટી શકે એવો નથી તે કેવળ હરવા ફરવા અને ભિન્ન ભિન્ન પ્રકારના તમાશાઓ જોવા માટે બનાવવામાં આવ્યો છે. જમાનીઆના રાણા ગોપાલસિંહ એ સ્થળે પોતાના અંગત મેહમાનોને મોકલી તેમને એ તમાશાઓ બતાવે છે. એ જગ્યા હમ્મેશાં સારી સ્થિતિમાં રહે એટલા માટે જ અમારા કબ્જામાં સોંપવામાં આવી છે. હું નામ માત્રની જ રાણી છું; છતાં સુવર્ણ ચાંદી અને જવાહીરની અમને બિલકુલ ખોટ નથી.

ઇન્દ્રજીતઃ–જે વખતે માયાવિનીએ રાણા ગોપાલસિંહને કેદ કરી રાખ્યા હતા એ વખતે અહીંની સ્થિતિ કેવી હતી? માયાવિની કદાપિ અહીં આવતી હતી કે?

ઇન્દ્રાણીઃ–ના, માયાવિનીને આ સઘળી હકીકત તેમજ આ સ્થળની બિલકુલ માહિતી નહોતી. તે પોતાના વખતમાં અત્રે કદાપિ આવી નહોતી. ત્યાં સુધી અમે સર્વ અત્રે સંપૂર્ણ સ્વતંત્રામાં રહેતી હતી. પછીથી આપે જ્યારે રાણા ગોપાલસિંહજીને કારાગૃહમાંથી મુક્ત

કરી અમને જીવનદાન દીધું ત્યાર પછી માત્ર ત્રણ વખત તેઓ અત્રે આવ્યા છે. પરમ દિવસે મ્હારું લગ્ન હોવાથી તેઓ ચોથી વખત અત્રે પધારનાર છે.

ઇન્દ્રજીતે આશ્ચર્યચકિત બની જઇને પૂછ્યું:–"પરમ દિવસે તમારું લગ્ન થવાનું છે કે શું?"

ઇન્દ્રાણીએ સહજ શર્માઇ જઇને કહ્યું:–"જી હા, મ્હારું તેમજ મ્હારી ન્હાની બ્હેન આનન્દીનું પરમ દિવસે લગ્ન થનાર છે."

ઇન્દ્રજીતઃ–કોની સાથે લગ્ન થનાર છે?

ઇન્દ્રાણીઃ–એ વિષયની અમને કાંઇ ખબર નથી.

ઇન્દ્રજીતઃ–ત્યારે લગ્ન કરનાર કોણ છે? તમારાં માબાપ કે?

ઇન્દ્રાણીઃ–અમારાં માબાપ નથી–માત્ર ગુરુ મહારાજ છે. તેમની આજ્ઞા અમારે માબાપની આજ્ઞા કરતાં પણ વિશેષ માનવી પડે છે.

તેજસિંહે ઇન્દ્રાણી તરફ જોઇને પૂછ્યું:–"પરમ દિવસે આ તિલિસ્મીમાં બીજા કોઇનું લગ્ન થવાનું છે કે?"

ઇન્દ્રાણીઃ–ના.

તેજસિંહઃ–પણ મ્હેં એમ સાંભળ્યું છે.

ઇન્દ્રાણીઃ–તમે ખોટી હકીકત સાંભળેલી હોવી જોઇએ. જો બીજા કોઇનું લગ્ન થનાર હોત તો એ વિષયની ખબર અમને અગાઉથી આપવામાં આવી હોત.

ઇન્દ્રાણીનો ઉત્તર સાંભળી તેજસિંહે સ્મિતહાસ્ય કરતાં કરતાં ઇન્દ્રજીત અને આનન્દસિંહ તરફ જોયું તથા બન્ને કુમારોએ પણ એ દૃષ્ટિનો ભેદ સમજી જઇ મસ્તક નીચું નમાવી દીધું. ઇન્દ્રજીતે ઇન્દ્રાણીને પૂછ્યું:–"તમે પડદામાં રહેવાનું કેમ પસંદ કરતાં નથી?

ઇન્દ્રાણીઃ—અમે પર્દામાં રહેવાનું જ પસંદ કરીએ છીએ; પરંતુ જેમને ઇશ્વરે તિલિસ્મી તોડવાની શક્તિ આપી છે તેમને અમે સાક્ષાત ઇશ્વર સમાન સમજીએ છીએ તેથી જ તેમની પાસે પર્દો રાખવામાં અમે મહાપાપ માનીએ છીએ.

આનન્દઃ-ત્યારે તમે રાણા ગોપાલસિંહજી પાસે જઈ શકો તેમ છો કે? જો તેમ ન બને તો તમે તેમને અમારો એક પત્ર પહોંચાડી શકશો કે?

ઇન્દ્રાણીઃ—હું પોતે તેમની પાસે જઇ શકું તેમ છું તથા મ્હારા માણસ માર્ફત તેમને પત્ર પણ પહોંચાડી શકું તેમ છું; પરંતુ આજકાલ એવું થઈ શકે તેમ નથી; કેમ કે હમણાં માયાવિની વગેરે ખાસ બાગમાં આવેલાં છે તથા તેમની સાથે રાણા ગોપાલસિંહજીની હરિફાઇ ચાલી રહી છે. વળી હમણાં અનેક માણસોએ રાણા ગોપાલસિંહનો વેશ ધારણ કર્યો છે. મ્હને લાગે છે કે, આ વાત આપ પણ જાણતા જ હશો.

ઇન્દ્રજીતઃ—હા, જાણીએ છીએ.

ઇન્દ્રાણીઃ—આવી પરિસ્થિતિમાં હું કિંવા મ્હારું માણસ ત્યાં જાય એ મ્હને ઠીક લાગતું નથી.

ઇન્દ્રજીતઃ—બરાબર છે.

ઇન્દ્રાણીઃ—આ વાત આપે શા માટે ઉપાડી છે એ પણ હું સમજી શકું છું. બાગના જે ભાગમાં માયાસુંદરી, બંસરીબાલા વગેરે છે તે સંબંધી આપ રાણાજીને લખી જણાવવાની ઇચ્છા રાખો છો; પરંતુ એમ કરવાની કાંઇ જરૂર નથી. આપ બે દિવસ માટે ધીરજ રાખો એટલે રાણા ગોપાલસિંહજી પોતે જ અહીં આવી પહોંચશે.

ઇન્દ્રજીતઃ–ઠીક ત્યારે તમે અમારો પત્ર માયાસુંદરી કિંવા પદ્માવતીને પહોંચાડી શકશો કે?

ઇન્દ્રાણીઃ–જી હા, એટલું જ નહિ પણ હું આપના પત્રનો પ્રત્યુત્તર સુદ્ધાં મંગાવી આપી શકું તેમ છું. પદ્માવતીએ આપના તરફ એક પણ પત્ર મોકલાવેલો નહિ હોવાથી મ્હને એ માટે ઘણું આશ્ચર્ય લાગે છે! આપ અત્રે આવ્યા છે એ વિષયની તેમને ખબર છે એમાં કાંઇ સંદેહ નથી.

ઇન્દ્રજીતઃ–ગમે તે કોઇ અગત્યના કારણને લીધે જ તેઓ પત્ર નહિ લખી શક્યાં હોય. ઠીક ત્યારે, હું તમને પદ્માવતીના નામ ઉપર પત્ર લખી આપું કે?

ઇન્દ્રાણીઃ–હા લખી આપો. હું તેનો પ્રત્યુત્તર મંગાવી આપીશ.

યુવરાજ ઇન્દ્રજીતે આ વખતે તેજસિંહ તરફ જોયું. તત્કાળ તેજસિંહે પોતાની થેલીમાંથી લેખનસામગ્રી બ્હાર કાઢી ઇન્દ્રજીત પાસે મૂકી દીધી. ઇન્દ્રજીતે નીચે પ્રમાણે એક પત્ર લખી તેને બંધ કરી ઇન્દ્રાણીને આપી દીધોઃ—

"શ્રીમતી પદ્માવતી!

વડિલ ભાઇશ્રીની ઇચ્છાનુસાર માયાસુંદરી, બંસરીબાલા વગેરેની સાથે તમે અત્રે આવ્યાં છો એ હું જાણું છું; પરંતુ મ્હને અફસોસ થાય છે કે, તમારું હૃદય કે જે પૂર્વે માખણના જેવું નરમ હતું તે હમણાં લોખંડના જેવું કઠિન બની ગયું છે. તમે જાણી જોઇને મ્હને મળતાં નથી એમ તો હું ધારી શકતો નથી; પરંતુ કાંઇ પણ અપરાધ નહિ હોવા છતાં તમે મ્હારો દૂધમાં પડેલી મક્ષિકાની માફક ત્યાગ કર્યો છે એ માટે મ્હને કેટલો શોક થાય છે એ કેવળ મ્હારું અંતર જ જાણે છે. હશે, તમારા મનની કઠોરતા અને દઢતાનો અનુભવ તો

તમારાં અદ્દભુત કાર્યોથી જ મળી ચુક્યો હતો; પરંતુ હજી સુધી હું એવો વિચાર પણ નથી કરી શકતો કે, માયાસુંદરી સુદ્ધાં તમારી માફક મ્હને ભૂલી જવાની શક્તિ ધરાવતાં હોય! કરવું પણ શું? તેમના પગમાં પરાધીનતાની બેડી તથા ઓષ્ઠ ઉપર લાચારીની મ્હોર છે. આ સઘળી વાતો હમણાં લખવી વૃથા છે; કેમ કે ઇચ્છાનુસાર વર્તવાને તમે હમણાં સ્વતંત્ર છો. મ્હને મળવું હોય તો મળો અને ન મળવું હોય તો ન મળો પરંતુ તમે તમારા તથા તમારાં સાથીદારોનાં કુશળ સમાચાર લખી જણાવો. મ્હારા માટે એટલું કરવું પણ તમને યોગ્ય ન લાગતું હોય તો પછી એ માટે મ્હારો વિશેષ આગ્રહ નથી."

ઇન્દ્રજીત.

પોતાની અંતર્વ્યથા અલકકિશોરી તથા બંસરીબાલાને લખી જણાવવાની કુમાર આનન્દસિંહની પણ ઇચ્છા હતી; છતાં કેટલીક વાતનો વિચાર કરી તેણે પોતાની એ ઇચ્છાનો ત્યાગ કર્યો. ઇન્દ્રાણી યુવરાજ ઇન્દ્રજીતે લખેલો પત્ર લઇ ઉઠી ઉભી થઇ. તેની સાથે આનન્દી પણ ઉઠી ઉભી થઇ. પછી આનન્દીને સાથે લઇ ઇન્દ્રાણી એમ કહીને વિદાય થઈ ગઇ કે, "હવે દીવાબત્તી થયા પછી હું આપને મળીશ. ત્યાં સુધી જો આપની ઇચ્છા હોય તો આ બાગમાં ભ્રમણ કરો; પરંતુ આપ કોઇ મકાનમાં જવાનો પ્રયત્ન કરશો નહિ."



# પ્રકરણ ૫ મું.

## ઉપદેશની અસર.

હવે અમે થોડી હકીકત રાણા ગોપાલસિંહની લખીએ છીએ. માયાવિનીએ છોડેલી તિલિસ્મી ગોળીથી બેહોશ બની જઇ જમીનપર પડેલા માણસના મ્હોં ઉપરનો બુરખો ભીમસિંહે ખસેડી નાખ્યો તથા એ માણસ ગોપાલસિંહ છે એવું જાણવામા આવ્યું ત્યારે માયાવનીના આનન્દનો પાર રહ્યો નહિ. તેણે ભીમસિંહને કહ્યું:-" બસ, હવે વિલંબ કરવો વ્યાજબી નથી. હમણાં ને હમણાં જ આપણે એનું મસ્તક ધડથી જાદું કરી નાખવું જોઇએ."

ભીમસિંહ:-ના ના, એને એકદમ મારી નાખવો વ્યાજબી નથી. એને કેદ કરીને જો તિલિસ્મીના સઘળો ભેદ આપણે જાણી લઇશું તો તેથી આપણને ઘણો લાભ થશે.

માયાવિની:-પૂર્વે મ્હેં એને કેદ કરી રાખીને અપાર દુઃખ દીધેલું હોવું છતાં એણે તિલિસ્મીની કશી હકીકત કહી નહોતી તો હવે એ શું કહેશે? એને એકદમ મારી નાખવાની જ જરૂર છે.

માયાવિનીનાં આ વાક્યોના ઉત્તરમાં ઉપરના કઠેરામાંથી કોઇએ એમ કહ્યું કે, " તિલિસ્મીનો ભેદ જાણવાની તમારી લાલસા હજી સૂધી પૂર્ણ થઇ નથી કે? આઠ જ કલાકમાં તમારાં જીવનનો અંત આવનાર છે એ વાતની તમને ખબર હોય એમ લાગતું નથી."

આ વાક્યો સાંભળી સર્વેએ ઉપરના કઠેરા તરફ જોયું તો કઠેરામાં એક માણુસ ઉભો રહેલો તેમની નજરે પડયો. એ માણસના

મ્હોં ઉપર બુરખો નહોતો તથા તેના ડાબા હાથમાં એક બત્તી સળગતી હતી તેથી તેનો તેજસ્વી તેમ જ પ્રભાવશાળી ચ્હેરો સ્પષ્ટતાથી જોઇ શકાતો હતો. એ માણુસનો વેશ પણ આબેહુબ રાણા ગોપાલસિંહના જેવો જ હતો! આવો પ્રકાર નજરે પડતાં માયાવિની તથા તેનાં સાથીઓને ઘણું આશ્ચર્ય લાગ્યું. માયાવિની તો કિંકર્તવ્યવિમૂઢ બની જઇ ધ્રુજતા શરીરે એ માણુસ તરફ જોઇ રહી. એ માણુસે ગંભીર સ્વરે કહ્યું:–"તમારી પાસે બેહોશ બનીને પડેલો માણુસ રાણો ગોપાલસિંહ નથી. તિલિસ્મીનો સહજ પણ ભેદ તમે તેની પાસેથી જાણી શકો તેમ નથી. પ્રપંચપરાયણા સુંદર! તું ઘણાં વર્ષ સુધી મ્હારા સહવાસમાં રહેલી હોવા છતાં મ્હને ઓળખી શકતી નથી કે? એ બેશુદ્ધ બની ગયેલા માણુસના કદ તરફ જો ત્હેં ધ્યાન આપ્યું હોત તો ત્હારો સઘળો ભ્રમ દૂર થઇ જાત. એ માણુસ ઠીંગણો છે એટલું પણ તું નથી જોઇ શકતી કે? જો એ ગોપાલસિંહ હોત તો ત્હારા તમંચાની એક ગોળીથી જ બેશુદ્ધ બની જાત એમ તું ધારે છે કે? મ્હારાપર તું એકને બદલે પચાસ ગોળી છોડ અને પછી જો કે મ્હને શું થાય છે!"

નવીન ગોપાલસિંહનાં આ વાક્યો સાંભળી માયાવિની તદ્દન નિરાશ બની ગઇ. પોતાનો અંતકાળ નજીક આવી પહોંચ્યો હોય એવો તેને ભાસ થયો. નવીન ગોપાલસિંહ તરફ ગોળી છોડવાનો પ્રથમ તેણે વિચાર કર્યો હતો; પરંતુ હવે તેના હાથમાં એટલી શક્તિ રહી નહોતી. તેનાં સાથીઓ પણ આ નવીન ગોપાલસિંહને જોઇ ગભરાઇ ગયાં હતાં તથા માયાવિનીનો પક્ષ સ્વીકારવા માટે હવે તેમને ઘણો પશ્ચાત્તાપ થતો હતો. માયાવિનીને ચુપકીદીથી પોતાના તરફ જોતી ઉભી રહેલી જોઇને પેલા નવીન ગોપાલસિંહે કહ્યું:–"તું શી ચિં-

તામાં પડી ગઈ છે ? તું ત્હારા તિલિસ્મી તમંચામાંથી ગોળી છોડી તો જો ! જો ત્હારી ઇચ્છા હોય તો હું ત્હારી પાસે આવીને ઉભો રહું. ભીમસિંહ ! તમે બધાં આ દુષ્ટાની વાતોથી છેતરાઇ શા માટે જીવ ગુમાવવા તૈયાર થયાં છો ? માયાવિની તિલિસ્મીની રાણી બની જશે તથા તે પોતાના ઐશ્વર્યમાંથી તમને ભાગ આપશે એવી હજી સૂધી તમે આશા રાખો છો કે ? હવે કોઇ પણ રીતે માયાવિનીનો જીવ બચી શકે તેમ નથી; માટે જો તમારો જીવ બચાવવો હોય તો તમે સર્વ પેલા આરસ પત્થરના ચબુતરાપર ચાલ્યાં જાઓ. અન્ય કોઇ પણ સ્થળે તમે ઉભાં રહેશો નહિ. હું નીચે આવું તે પૂર્વે જ તમે ત્યાં પહોંચી જાઓ નહિ તો પછી ઘણાં પસ્તાશો. ”

આમ કહી હાથમાંથી બત્તી બુઝાવી દઇ એ માણસ ત્યાંથી અદૃશ્ય થઇ ગયો. હવે માયાવિની સાથે રહેવાથી તથા તેના પક્ષમાં રહેવાથી પોતાનો જીવ જશે એવી ખાત્રી થવાથી ભીમસિંહ વગેરે પેલા આરસ પત્થરના ચબુતરાપર ચાલ્યાં ગયાં. માયાવિની પણ તેમની સાથે ચબુતરાપર જવાને બદલે બાગમાં ઉભેલા સિપાહીઓના ટોળામાં નાશીને છુપાઇ ગઈ. ભીમસિંહ વગેરે પેલા ચબુતરાપર જઇને ઉભાં રહ્યાં એટલે એ ચબુતરો એકાએક જમીનમાં ઉતરી ગયો તથા તેમને સર્વને કોઇ અગમ્ય સ્થળે પહોંચાડી દઇ તે પાછો યથાસ્થિત થઇ ગયો. આ વખતે પ્રભાતકાળના પ્રકાશનો બાગમાં સર્વત્ર વિસ્તાર થયેલો હોવાથી ભીમસિંહ વગેરે કેવી રીતે અદૃશ્ય થઈ ગયાં એ માધવીના સિપાહીઓ જોઇ શક્યા. પોતાના માલિક તથા સાથીઓની આવી સ્થિતિ થયેલી જોઇને એ સિપાહીઓ ગભરાઈ ગયા તથા કોઇ માર્ગ મળી આવે તો પલાયન કરી જઇ જીવ બચાવવાનો વિચાર તેઓ કરવા લાગ્યા. પોતાના ટોળામાં માયાવિનીને આવેલી

જોઈ તેઓ ક્રોધે ભરાયા તથા તેમણે તિરસ્કારયુક્ત સ્વરે માયાવિનીને કહ્યુંઃ—" તમારે લીધે જ અમારી આવી દુર્દશા થઇ છે તથા અમારા માલિકપર સંકટ આવી પડયું છે. હવે તમે માનમાં ને માનમાં અમારા ટોળામાંથી ચાલ્યાં જાઓ નહિ તો પછી અમે તમારી બરાબર ખબર લઇ નાખીશું. "

અફસોસ ! પોતાનાં કુકર્મોને લીધે માયાવિનીની આજે આવી સ્થિતિ થઇ. સામાન્ય વર્ગના સિપાહીઓ પણ તેનું પુષ્કળ અપમાન કરવા લાગ્યા. માયાવિનીએ સિપાહીઓની વાત માની નહિ તેથી તેમણે વિશેષ ક્રોધે ભરાઈ પગનાં જુતાં હાથમાં લઇ તેમણે તેની બરાબર ખબર લઇ નાખી. આ વખતે ઉપરની તરફથી કોઇ બોલાવતું હોય એવો અવાજ આવ્યો.

જે સ્થળે આ સિપાહીઓ હતા તેનાથી થોડે છેટે એક બુરજ આવેલો હતો. એ બુરજ ઉપર રાણા ગોપાલસિંહને ચઢીને ઉભો રહેલો તથા પોતાને બોલાવતો એ સઘળા સિપાહીઓએ જોયો.

રાણા ગોપાલસિંહે એ સઘળા સિપાહીઓ તરફ જોઇને કહ્યુંઃ—" તમે સર્વ નિર્દોષ છો એ હું જાણું છું. તમારાં માલિકોને તેમનાં કુકર્મોનું કેવું ફળ મળ્યું છે એ તમે જોઇ શક્યા છો ? તેઓ હવે જીવતાં રહ્યાં નથી માટે તમે જો તમારો જીવ બચાવવાને ઇચ્છતા હો તો સત્વર અહીંથી જતા રહો. તમે બ્હાર જઇ શકો એટલા માટે બાગનો દરવાજો ઉઘાડવામાં આવે છે. બ્હાર નીકળ્યા પછી તમે તમારી ઇચ્છા હોય ત્યાં ચાલ્યા જજો. વળી જો તમે પ્રામાણિકતાથી નોકરી કરવાની ઇચ્છા રાખતા હશો તો મ્હારા સૈન્યવિભાગમાં તમને નોકરી પણ આપવામાં આવશે. "

સિપાહીઓ બિચારા પ્રથમથી જ ગભરાઈ ગયા હતા તેથી આ વાક્યો સાંભળવામાં આવતાં તેમનો ભય સહજ ઓછો થયો. એ સિપાહીઓના સરદારે આગળ જઇ પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:– “આપ મહાનુભાવ સારી રીતે જાણો છો કે, અમે તો નોકર હોવાથી જ અત્રે આવ્યા હતા. અમારાં કમઅક્કલ માલિકો આપના પ્રબળ પ્રતાપ તથા અપાર શક્તિસામર્થ્યનો વિચાર કર્યા સિવાય પ્રપંચ-પરાયણા માયાવિનીની વાગ્જાળમાં ફસાઈ પડી પોતાના જીવ ગૂમાવી બેઠાં છે. હવે અમે સર્વ આપની આધીનતામાં છીએ, જેથી અમને આ કારાગૃહમાંથી મુક્ત કરી આપ આપની સેવામાં જ રાખવાની કૃપા કરો.”

ગોપાલસિંહઃ–ઠીક, તમારી ઇચ્છા પૂર્ણ કરવામાં આવશે. હવે તમને મ્હારા નોકરો સમજીને હું એવી આજ્ઞા કરું છું કે, માયાવિની તમારા ટોળામાં નાશી આવી છે; તેને જુતાં મારી કાઢી મૂકો અને પછી ( હસ્તસંકેત કરી ) પેલી તરફની દિવાલ પાસે જજો. એમાં એક ન્હાનું દ્વાર ઉઘાડું હશે. એ દ્વારમાંથી બ્હાર નીકળી જઇ ખુલ્લા મયદાનમાં તમે મુકામ કરજો. મ્હારા દીવાન ત્યાં આવી તમને સર્વ પ્રકારની વ્યવસ્થા કરી આપશે; પરંતુ માયાવિની તમારી સાથે એ મયદાનમાં ન આવે તેમ જ તમારામાંનો એક પણ સિપાહી તેની સાથે ન રહે એ વાતની બરાબર સંભાળ રાખજો.

માયાવિનીને પ્રથમથી જ ખાસડાંનો માર પડેલો હતો; છતાં હજી તે દૂર ઉભી રહીને રાણા ગોપાલસિંહનાં વાક્યો સાંભળતી હતી. માધવીના સિપાહીઓની નિમકહરામી જોઇ તે તેમનાપર અપાર ક્રોધે ભરાઇ; પરંતુ હમણાં તે સર્વ પ્રકારે નિરુપાય બની ગયેલી હોવાથી પશ્ચિમ તરફની ઇમારત તરફ નાશી જઇ એક ઓર-

ડીમાં પ્રવેશ કરી અદૃશ્ય થઇ ગઈ. કદાચ એ ઓરડીમાં કોઇ માર્ગ કિંવા સુરંગ હોઇ એ વિષયની તેને ખબર હશે! માયાવિની એ ઇમારતના બીજા મજલા ઉપર જઈ પહોંચી તથા એ સ્થળે છુપાઇ રહીને તે પેલા સિપાહીઓ તરફ તિલિસ્મી તમંચામાંથી ગોળીઓ છોડવા લાગી. એ ગોળીઓથી શી અસર થતી હતી એ અમે પૂર્વે અનેક વખત લખી ચુક્યા છીએ. રાણા ગોપાલસિંહની આજ્ઞાનુસાર એ સિપાહીઓ દરવાજા સુધી જઈ પહોંચે તે પૂર્વે રાક્ષસી માયાવિનીએ ઉપરા ઉપરી ગોળીઓ છોડવાથી એના ધુમાડાથી સર્વે બેહોશ બની જમીનદોસ્ત થઈ ગયા. આવો પ્રકાર નજરે પડતાં માયાવિનીને આનન્દ થયો; પરંતુ તેનો એ આનન્દ અલ્પકાળમાં જ દૂર થઇ ગયો; કેમ કે થોડા વખત પછી તેણે રાણા ગોપાલસિંહને બેહોશ બની ગયેલા સિપાહીઓ પાસે જતો જોયો. ગોપાલસિંહ શું કરે છે એ જાણવાની ઇચ્છાથી માયાવિની જ્યાં હતી ત્યાં જ ઉભી રહી. ગોપાલસિંહે એ સિપાહીઓ પાસે જઇને એક ગોળો જમીનપર પછાડ્યો. એ ગોળામાંથી પુષ્કળ ધુમાડો નીકળી આસપાસ ફેલાઈ ગયો તથા ધીમે ધીમે આકાશ તરફ ઉંચે ચઢી ગયો. એ ધુમાડાની અસરથી સઘળા સિપાહીઓની બેશુદ્ધિ દૂર થઇ ગઈ. પોતાની વચ્ચે રાણા ગોપાલસિંહને ઉભો રહેલો જોઇ પેલા સઘળા સિપાહીઓના સરદારે બન્ને હાથ જોડીને કહ્યું:—“ મહારાજ! આપની આજ્ઞાનુસાર અમે અત્રેથી ચાલ્યા જતા હતા; છતાં આપે અમને સર્વને બેહોશ કેમ બનાવી દીધા?”

આ પ્રશ્નના ઉત્તરમાં ગોપાલસિંહે કહ્યું:—“ તમને સર્વને મ્હેં નહિ પરંતુ લુચ્ચી માયાવિનીએ બેહોશ બનાવી દીધા હતા. મ્હેં પોતે અહીં આવીને તમારી બેશુદ્ધિ દૂર કરી છે. તમે હવે એક ક્ષણનો પણ વિલંબ કર્યા સિવાય મ્હેં કહ્યું છે ત્યાં ચાલ્યા જાઓ.”

એ સરદારે ગોપાલસિંહને નમન કર્યું અને પોતાના સિપાહીઓને કાંઇ સંકેત કરીને તે ત્યાંથી ચાલી નીકળ્યો. આવો પ્રકાર જોઇ બદમાશ માયાવિનીએ તિલિસ્મી તમંચામાંથી પુનઃ તેમના તરફ ગોળીઓ છોડી; કિન્તુ એ ગોળીઓની હવે કાંઇ અસર થઇ નહિ. પેલા સરદારની સાથે સઘળા સિપાહીઓ થોડા વખતમાં જ તિલિસ્મી બાગની બ્હાર નીકળી પડયા. પછી રાણો ગોપાલસિંહ ક્યાં ગયો તથા શું થયું એ સંબંધી માયાવિની કાંઇ જાણી શકી નહિ! સાહસ એકઠું કરીને પુનઃ તે બાગમાં આવી તથા જે સ્થળે પેલા ગોપાલસિંહને તે બેશુદ્ધાવસ્થામાં રાખી આવી હતી ત્યાં ગઇ; પરંતુ આ વખતે ત્યાં તે તેની નજરે પડયો નહિ. માયાવિની આશ્ચર્યચકિત બની જઇ ચોતરફ જોવા લાગી તો રાણા ગોપાલસિંહને મારી નાખવાના વિચારથી જે કૂવો તેણે પૂરાવી નાખ્યો હતો તેની પાળ ઉપર તેણે પાછો ગોપાલસિંહને દૂરથી જોયો. તેણે એક વૃક્ષના થડ પાછળ છુપાઇ જઇને તિલિસ્મી તમંચાની એક ગોળી તેના તરફ છોડી જેથી તે બેશુદ્ધ બની જમીનપર ઢળી પડયો. દોડતી દોડતી માયાવિની તેની પાસે જઇ પહોંચી. થોડા વખત સુધી તેના મ્હોં તરફ જોઇ રહ્યા પછી તેણે પોતાની કમરેથી ખંજર કાઢી એનું મસ્તક કાપી નાખ્યું. પોતે ગોપાલસિંહને જ મારી નાખ્યો છે એવી જો કે હજી તેના મનની ખાત્રી થઇ નહોતી; છતાં તે સહજ આનન્દ પામી આસપાસ જોવા લાગી.

મધ્યાન્હકાળ થઇ ગયેલો હોવા છતાં માયાવિની હજી ખાવાપીવાનો અવકાશ મેળવી શકી નહોતી તેથી ગોપાલસિંહના મૃતદેહને ત્યાં જ પડયો રહેવા દઇ તે ત્રીજા ભાગના બાગમાં જવાના વિચારથી પોતાના મહેલના દિવાનખાનામાં ગઇ અને ત્યાંથી હમ્મેશાના રસ્તે થઇ તે એ બાગમાં જતી રહી. ત્યાં પણ દૂરથી તેણે બીજા

નંબરની ઓરડીના દ્વાર પાસે ગોપાલસિંહને કાંઇ કાર્ય કરતો બેઠેલો જોયો ! તે આશ્ચર્ય પામી થોડા વખત સુધી તો તેના તરફ જોઇ રહી અને પછી તમંચાથી ગોળી છોડીને તેણે તેને પણ બેહોશ બનાવી દીધો. તેના બેહોશ બની ગયા પછી એ રાક્ષસીએ તેની પાસે જઇને તેનો પણ શિરશ્છેદ કર્યો. પછી એક નિશ્વાસ મૂકીને તેણે સ્વગત કહ્યું:–"શું આ બેમાંથી એક પણ ખરો ગોપાલસિંહ નહિ હોય કે? પણ હાં, પેલા સિપાહીઓને શુદ્ધિમાં લાવનાર ગોપાલસિંહપર મ્હારી ગોળીએ કાંઈ અસર કરી નહોતી. એ જ ખરો ગોપાલસિંહ હોવો જોઇએ." આ વાક્યોના ઉત્તરમાં પેલી ઓરડીમાંથી કોઇએ કહ્યું:–"એ પણ ખરો ગોપાલસિંહ નહોતો; ખરો ગોપાલસિંહ તો હજી સૂધી જીવતો જ છે."

આ વાકય સાંભળવામાં આવતાં માયાવિનીનું હૃદય કંપી ઉઠયું. કંપતાં કંપતાં તેણે એ ઓરડીમાં જોયું તો કૃષ્ણલાલ ઉપર તેની નજર પડી. કૃષ્ણલાલ નજરે પડતાં જ માયાવિનીને વિશેષ ક્રોધ ઉપજ્યો. થોડા વખત સુધી તેના તરફ ક્રોધયુક્ત દષ્ટિથી જોઇ રહ્યા પછી તેના ઉપર પણ તેણે તિલિસ્મી તમંચાની ગોળી છોડવાનો વિચાર કર્યો; પરંતુ કૃષ્ણલાલે તેની વિચિત્ર સ્થિતિ જોઇ હસી પડીને કહ્યું:–"હજી પણ તમે મ્હને તમારો પક્ષકાર સમજતાં નથી કે?"

માયાવિની:–હું તને મ્હારો પક્ષકાર સમજું એવું કયું કાર્ય ત્હેં કર્યું છે?

કૃષ્ણલાલ:–રાણા વીરસિંહ, તેના વંશજો તથા બહુરૂપીઓની સાથે મ્હારી ઘણી દુસ્મનાવટ થઇ છે એ તમે જાણતાં નથી કે? મ્હારા પિતાને કેદ પકડી, ગુન્હેગાર ઠરાવી વીરસિંહના બહુરૂપીઓએ તેમને ગભરાવી નાખ્યા છે. મ્હારી આબરુપર પણ તેમણે હુમલો કર્યો છે.

મ્હારા પિતા પોતાનો બચાવ કરવાની ખટપટમાં પડયા છે; પરંતુ હું તો મ્હારું વૈર વાળવાનો સુયોગ જ શોધ્યા કરું છું. તમે મ્હને સહાયતા કરશો તથા તમારી સહાયતાથી હું મ્હારી ઇચ્છા પૂર્ણ કરી શકીશ એવી આશાથી જ હું અહીં આવ્યો છું!

માયાવિનીઃ-જો તું કહે છે તે સાચું હોય તો તેથી મ્હને ઘણો આનન્દ થાય તેમ છે.

કૃષ્ણલાલઃ-તમે મ્હારા એક પણ શબ્દને અસત્ય નહિ માનતાં હું જે કહું છું તેના ઉપર વિશ્વાસ મૂકો, એ લોકોનું અનિષ્ટ કરતાં કદાચ મ્હારો આ જીવ જશે તો તેની પણ મ્હને બિલ્કુલ ચિંતા નથી.

માયાવિનીઃ-જો ત્હેં પ્રથમથી જ મ્હારી વાત માની હોત તો આજે મ્હારે તથા ત્હારે આવો દિવસ જોવો પડત નહિ. હશે, જે થવાનું હતું તે થઈ ગયું છે. તેને માટે હવે અફસોસ કરવો વૃથા છે; પણ જો હજી તું મ્હને મળી જાય તો આપણે બન્ને ઘણું કરી શકીએ તેમ છીએ.

કૃષ્ણલાલઃ-પહેલાં લોભવૃત્તિની પ્રબળતાથી મ્હને બીજું કાંઇ સૂઝતું નહોતું. વળી દરબારમાંથી મ્હારું દુઃખદારિદ્ર દૂર થઇ જાય એવી મદદ મળવાની હું આશા રાખતો હતો; પરંતુ એ વખતે મ્હને એવી ખબર નહોતી કે, વીરસિંહના બહુરૂપીઓ પોતાના મંડળ સિવાયના કોઈ નવા અગર બીજા બહુરૂપીને પોતાના દરબારમાં જોવાનું પસંદ નહિ કરતા હોય! પદ્માવતીએ મ્હને જે જે આશાઓ આપી હતી એમાંની એક પણ પૂર્ણ થઇ નથી; ઉલટું મ્હારા પિતાને ગુન્હેગાર ઠરાવવામાં આવ્યા છે.

માયાવિનીઃ-પિશાચપતિ ઉપર જે જે આરોપ મૂકવામાં આવ્યા છે તેની સઘળી ખબર મ્હને મળી ચુકી છે. હવે મ્હારી મદદ સિવાય

પિશાચપતિ પોતાનો જીવ બચાવી શકે તેમ નથી તથા બલભદ્રસિંહનો પત્તો પણ લાગી શકે તેમ નથી. ખરી વાત તો એ છે કે, પિશાચ-પતિએ પણ મ્હારી સાથે લુચ્ચાઇ કરી છે.

કૃષ્ણલાલઃ-એ વખતે પદ્માવતીએ આપેલી આશાઓથી તેઓ પણ અંધ બની ગયા હતા અને તેથી જ તેમણે કેટલાંક નહિ કરવાનાં કાર્યો કર્યા હતાં. હવે તેમની પદ્માવતી સાથે પણ દુશ્મનાવટ થઇ છે. પદ્માવતી વગેરેને રાણા ગોપાલસિંહે આ બાગમાં રાખી છે એવું સાંભળી હું મ્હારા વૈરનો બદલો લેવા અહીં આવ્યો છું.

માયાવિનીઃ-તને અહીં આવવાનો રસ્તો કોણે બતાવ્યો ?

કૃષ્ણલાલઃ-અહીંના ઘણાખરા રસ્તાઓ પદ્માવતીએ મ્હને બતાવ્યા હતા. પહેલાં પણ એક વખત હું અત્રે આવ્યો હતો.

માયાવિનીઃ-ક્યારે ?

કૃષ્ણલાલઃ-જ્યોતિસિંહે જ્યારે તમને કેદ કર્યા હતાં તથા ચંડૂલે આવી તમને ગભરાવ્યાં હતાં ત્યારે.

માયાવિનીઃ-ત્યારે તો એ ચંડૂલ કોણ હતો તેની તને ખબર હશે ?!

કૃષ્ણલાલઃ-એ પદ્માવતી જ હતી તથા હું એની સાથે હતો.

માયાવિનીઃ-ઠીક, તું મ્હારી પાસે આવ. તું ખરી આંતરિક ઇચ્છાથી મ્હારા પક્ષમાં રહેવાને તૈયાર છે કે પછી મ્હને છેતરવા માટે તું આ સઘળી વાત કરે છે એની પ્રથમ મ્હારે ખાત્રી કરવી જોઇએ. જો તું આંતરિક ઇચ્છાથી મ્હારો પક્ષ સ્વીકારીશ તો આપણે બન્ને મળીને અનેક મહાન્ કાર્યો કરી શકીશું તથા તેથી તને પણ ઘણો... ઠીક, તું એકાન્તમાં મ્હારી સાથે ચાલ એટલે નિશ્ચિંતતાથી આપણે વાતચિત કરીશું.

કૃષ્ણલાલઃ-પણ અહીં કોણ આપણી વાત સાંભળે તેમ છે?

માયાવિનીઃ-અરે! અહીંની દિવાલોને પણ કાન છે.

આમ કહી માયાવિની કૃષ્ણલાલને લઇ બીજી તરફ ચાલી ગઇ. થોડે દૂર ગયા પછી વળી એક ત્રીજા ગોપાલસિંહપર તેની નજર પડી. માયાવિનીએ તત્કાળ તિલિસ્મી તમંચામાં ગોળી ભરી તેના તરફ છોડી. એ ગોળી તેના ઘુંટણપર વાગીને ફુટી ગઈ તથા તેમાંથી પુષ્કળ ધુમાડો નીકળ્યો; પરંતુ એ ધુમાડાની તેના ઉપર કાંઈ અસર થઇ નહિ. તેણે ઝડપથી માયાવિની પાસે દોડી આવીને કહ્યુંઃ-" રાક્ષસિ! હું કાંઇ બનાવટી ગોપાલસિંહ નથી કે ત્હારી ગોળીની મ્હારા ઉપર અસર થાય. હું ખરો ગોપાલસિંહ હોઇ ત્હારી હવે કેવી દુર્દશા કરું એ પ્રશ્ન તને પૂછવા માટે આવ્યો છું."

આ પ્રશ્ન સાંભળી માયાવિની ગભરાઇ ગઈ. પોતાનું મૃત્યુ નજીક આવ્યું હોય એમ જ તેને લાગ્યું. ગોપાલસિંહને તે કાંઇ ઉત્તર આપી શકી નહિ. ગભરાઇ જઇને તે કૃષ્ણલાલ તરફ જોવા લાગી; જેથી ગોપાલસિંહે ક્રોધે ભરાઇને કહ્યુંઃ-" એના મ્હોં તરફ શું જોઇ રહી છે? લગાર મ્હારા તરફ નજર કર."

આમ કહીને ગોપાલસિંહે માયાવિનીના ગાલપર જોરથી એક તમાચો લગાવી દીધો. એ તમાચાની વેદના વેઠી નહિ શકાયાથી તેને તમ્મર આવી તથા તે તરત જ ધરાશાયિની થઇ. પછી ગોપાલસિંહે પોતાના ખીસ્સામાંથી એક શીશી બ્હાર કાઢી તેમાંની વસ્તુ તેને સુંઘાડી; જેથી તે સંપૂર્ણ બેશુદ્ધ બની ગઇ.

આ સર્વ પ્રકારનું દર્શન કરી ભયભીત બની જઇ કૃષ્ણલાલ કંપતો કંપતો એક તરફ ઉભો રહ્યો હતો. તેના તરફ જોઇને ગોપાલસિંહે કહ્યુંઃ-" કેમ કૃષ્ણલાલ! તું અત્રે ક્યાંથી આવી પહોંચ્યો?

ત્હારી પતિવ્રતા પત્નીના પ્રણયનો તને તિરસ્કાર ઉપજ્યો છે કે મનોરમાને શોધતો શોધતો તું અત્રે આવ્યો છે ? ”

કૃષ્ણલાલે ડરતાં ડરતાં પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:—“ મહારાજ ! હું પદ્માવતીને મળવા માટે આવ્યો હતો; કેમ કે તેઓ મ્હારાપર કૃપા રાખે છે અને જ્યારે જ્યારે મ્હને ગ્રહદશા દુ:ખી કરે છે ત્યારે ત્યારે તેઓ મ્હને મદદ કરે છે. તેઓ આ બાગમાં આવ્યાં છે એવી ખબર મળવાથી જ હું અત્રે આવ્યો છું. ”

ગોપાલ:—પરંતુ અત્રે આવ્યા પછી પદ્માવતીને બદલે માયાવિની પાસે મદદ માગવાનો તને વખત મળ્યો એ નવાઈ જેવું છે ! તેની સાથે જ તું કદાચ અત્રે આવ્યો હોય તો એમાં નવાઇ જેવું કાંઇ નથી.

કૃષ્ણલાલ:—ના મહારાજ ! માયાવિની મ્હારી પ્રથમથી જ શત્રુ હોવાથી તથા તેણે મ્હારા પિતાજીને ભયંકર સંકટમાં ફસાવેલા હોવાથી હું તેની સોબત કદાપિ કરું નહિ.

ગોપાલ:—સઘળી ખરી હકીકત હું જાણું છું. ત્હેં ત્હારા પિતાના બચાવ માટે શો પ્રયત્ન કર્યો છે એ વિષય પણ કોઇથી ગુપ્ત રહ્યો નથી. તારાસિંહે ત્હારા તરફ આવીને ત્હારા જે સમાચાર મેળવ્યા છે એ પણ મ્હારા જાણવામાં આવ્યા છે. તું તારાસિંહ પાસે બદલો લેવાને અત્રે આવ્યો છે, કેમ ? ઠીક, કહે જોઇએ કે કયા રસ્તેથી તું અત્રે આવ્યો છે ?

કૃષ્ણલાલ:—હું તારાસિંહ પાસે શો બદલો લઇ શકું તેમ છું ? તારાસિંહ તો શું પરંતુ મહારાણા વીરસિંહજીના એક સામાન્ય બહુરૂપી સાથે પણ હરિફાઇ કરવા જેટલું બુદ્ધિસામાર્થ્ય અને શક્તિસામર્થ્ય મ્હારામાં નથી. આમ હોવા છતાં તારાસિંહે મ્હારી સાથે જે વર્તન ચલાવ્યું છે તેનો મ્હને ઘણો ખેદ થાય છે તથા એ વિષયની હું

પદ્માવતીને ફરિયાદ કરવા આવ્યો છું. તેમના ઉપર મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે. આપને જ્યારે કમબખ્ત માયાવિનીએ અત્રે કેદ કરી રાખ્યા હતા તથા પાગલ બનેલા જ્યોતિસિંહ અત્રે આવ્યા હતા ત્યારે પદ્માવતીએ મ્હને અત્રે આવવાનો રસ્તો બતાવી દીધો હતો.

ગોપાલઃ–ઠીક છે; પણ મ્હને એમ લાગે છે કે, બેબડી યશોદાને લીધે અહીં આવીને પૂર્વે જે ભેદ ત્હેં જોયા હતા એ ભેદને સર્વાંશે જાણવાની ઇચ્છાથી જ તું પાછો અહીં આવ્યો હોઇશ.

કૃષ્ણલાલઃ–જી હા, એ ભેદો જાણવાની મ્હારી ઇચ્છા છે એમાં કાંઇ શક નથી; પરંતુ આપની કૃપા સિવાય મ્હારી એ ઇચ્છા......

ગોપાલસિંહ વચ્ચે જ બોલી ઉઠયોઃ–"ના ના ત્હારી ગણના પ્રામાણિક બહુરૂપીઓમાં નહિ થતી હોવાથી એ ભેદો તું જાણી શકે તેમ નથી. હું ત્હારી સઘળી હકીકત જાણું છું. અલકકિશોરીએ ત્હારી સઘળી હકીકત મ્હને કહી સંભળાવી હતી તથા તેને જ યશોદા સમજીને તું અહીં સુધી આવ્યો હતો; પરંતુ અહીં આવીને ત્હેં જે કાંઇ જોયું હતું તેનું કારણ જણાવવું મ્હને વ્યાજબી લાગતું નથી. એમ છતાં હું તને ખાત્રીપૂર્વક કહું છું કે, પેલા દારોગાવાળા અજાયબઘરમાં જે તસ્વીર ત્હેં જોઇ હતી તે વાસ્તવિક રીતે નકામી હતી.

કૃષ્ણલાલઃ–અને કૂવામાંથી નીકળેલો પેલો હાથ ?

ગોપાલઃ–એ ત્હારા સગા ધનપતનું કારસ્થાન હતું. કૃષ્ણલાલ! તું ત્હારી યુવાવસ્થા, હિમ્મત, યોગ્યતા, વિદ્યા તથા બુદ્ધિનો ઉપયોગ અસત્કાર્યોમાં કરે છે એ માટે મ્હને ઘણો અફસોસ થાય છે. જો તું પ્યારની મોહક જાળમાં ફસાઇ ન પડયો હોત તો યથા પ્રસંગે ત્હારા પિતાને પણ આવશ્યકીય સહાયતા કરી પિતા પ્રત્યેનું ત્હારું કર્ત્તવ્ય કાંઇક અંશે બજાવી શકત એમાં કાંઇ સંદેહ જેવું છે જ નહિ. હવે તું

ત્હારું ચરિત્ર તથા વ્યવહાર સુધારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કર અને કોઇની સાથે દુશ્મની કરવાના કિંવા બદલો લેવાના વિચારને ત્હારા અંતરમાંથી દૂર કર. આ ચાર દિવસની ચાંદની જેવા ક્ષણભંગુર જીવનમાં સામાન્ય અયશઆરામ અથવા વિભવ વિલાસ માટે પોતાના પરલોકને બગાડવો એ બુદ્ધિશાળી મનુષ્યનું કામ નથી. સદાચારી મનુષ્યો મૃત્યુ તથા જીવનનો નિર્ણય અન્ય પ્રકારે કરે છે. જ્યાં સુધી પોતાનું નામ પ્રમાણિકતાથી સંભળાશે કિંવા લેવાશે ત્યાં સુધી પોતાનું જીવન કાયમ છે તથા અપ્રમાણિકતાથી જીવવું એ મરવા બરાબર છે એવી જ તેમની દૃઢ માન્યતા હોય છે. પાપી, પ્રપંચી અને દગાબાજ મનુષ્યો બીજાં મનુષ્યોને કદાચ કીડી જેવાં ગણતા હશે તો પણ ઇશ્વરનો ભય તો તેમના મનમાં અવશ્ય હશે જ. પ્રત્યેક વ્યક્તિને પોતાનું કર્મફળ ભોગવવું જ પડે છે. પાપ પુણ્યનું પરિણામ તું નથી જોઇ શકતો કે ? મહારાણા વીરસિંહજીના જીવનપરથી ત્હારે કાંઇ ઉપદેશ લેવો ઘટતો નથી કે ? માયાવિની, માધવી, અગ્નિદત્ત, ક્રૂરસિંહ, કનકસિંહ, ભીમસિંહ વગેરેના કરતાં પણ તું તને પોતાને વિશેષ સામર્થ્યવાન્ સમજે છે કે ? તું આટલું બધું જુએ છે, અનુભવે છે છતાં શા માટે અંધ બની હજી સુધી પાપમાર્ગે પ્રયાણ કરે છે ? ત્હારો પિતા અદ્ભુત શક્તિ ધરાવનાર બહુરૂપી હોવા છતાં તથા દરેક રીતે એ હલકો પડેલો હોવા છતાં તે પુનઃ મહારાણા વીરસિંહજીનો કૃપાભાજન થવાનો સતત પ્રયત્ન કરે છે અને તું તેનોજ પુત્ર હોવા છતાં ત્હારા ચંચળ તથા અમિત મનને સંયમમાં નથી રાખી શકતો કે ?

ગોપાલસિંહે આવી રીતે કૃષ્ણલાલને ઘણો માર્મિક ઉપદેશ આપ્યો. આ ઉપદેશની અસર કૃષ્ણલાલના મનપર થઈ. તે રાણા ગોપાલસિંહના ચરણોમાં નમી પડયો. ગોપાલસિંહે પોતાના હાથે તેને

ઉઠાડયો એટલે નીચું જોઇને તેણે ગદ્દગદ કંઠે કહ્યું:-" કૃપાનિધાન ! મ્હારા અપરાધોની આપ કૃપા કરી મ્હને ક્ષમા આપો. જો કે હું આપ મહાનુભાવની પાસે ક્ષમા માગવાને યોગ્ય નથી પણ હું પ્રાર્થના કરું છું કે, આપ મ્હને આપની સેવામાં સ્થાન આપો. આપના ઉપદેશામૃતની મ્હારાપર કેવી પ્રબળ અસર થઈ છે તથા હું કેવી રીતે આપની સેવા બજાવું છું તેનો અનુભવ અલ્પકાળમાં જ આપને થશે."

આ વાક્યોના ઉત્તરમાં ગોપાલસિંહે કહ્યું:-" ઠીક, હું ત્હારા સકળ અપરાધોની ક્ષમા આપી ત્હારી પ્રાર્થના સ્વીકારું છું. તું મ્હારી સાથે ચાલ તથા હું કહું તેમ કર."

---

## પ્રકરણ ૬ ઠું.

---

### માયાવિની અને માન્ત્રીનું મૃત્યુ.

મધ્યાન્હકાળ વીતી ગયા પછી યુવરાજ ઇન્દ્રજીત, આનન્દસિંહ અને તેજસિંહ બાગમાં ફરવા નીકળ્યા. કોઇ પણ ઇમારતમાં પ્રવેશ નહિ કરવાની ઇન્દ્રાણીએ તેમને સૂચના કરેલી હોવાથી તેઓ બાગમાં જે સ્થળે પુષ્પલતાઓ આવેલી હતી તે તરફ ફરવા લાગ્યા. વૃક્ષલતાઓ વિશે ચર્ચા કરતા કરતા જ્યાં મેંદીના છોડ ઉગાડવામાં આવ્યા હતા ત્યાં તેઓ જઈ પહોંચ્યા. તેજસિંહે કહ્યું:-" અહીં આ મેંદીના છોડ પણ બીજી પુષ્પલતાઓ સાથે ઉગાડવામાં આવેલા હોવાથી કેવા ખરાબ લાગે છે!"

ઇન્દ્રજીતઃ—ખરું છે, એને લીધે બીજી પુષ્પલતાઓની સુગંધ દબાઇ જાય છે. મેંદીના છોડને કેવળ એક જ બાજૂએ રોપવાની જરૂર હતી. એ છોડને બીજા સ્થળે રોપવાની આપણે ઇન્દ્રાણીને સૂચના કરીશું.

આ વખતે આનન્દસિંહે તેજસિંહ તરફ જોઇને કહ્યું:—" ભાઇ તેજસિંહ! હવે થોડા વખત માટે તું અમારાથી છૂટો પડી અન્ય સ્થળે ફરે તો સારું!"

આ વાક્ય સાંભળી આશ્ચર્ય પામીને તેજસિંહે કહ્યું:—"એમ કરવાનું શું કારણ છે? આપના આ રાત દિવસના સહચરને દૂર કાઢી મૂકી આપ કાંઇ ગુપ્ત વાતચિત કરવાને ઇચ્છતા હો એમ મ્હને લાગે છે."

આનન્દસિંહઃ—એવી રીતે વાત છુપાવવાની શુરુઆત ત્હેં જ કરી છે.

તેજસિંહઃ—મ્હને તો એ સંબંધીની કાંઇ ખબર નથી.

આનન્દઃ—ના ખબર હોય તો તું ત્હારા અંતઃકરણને પૂછી જો એટલે ખબર પડશે.

તેજસિંહઃ—ત્યારે હું તેજસિંહ નથી એવી આપના અંતઃકરણમાં હજી શંકા છે કે?

આનન્દઃ—ના, એવી શંકા છે જ નહિ. માત્ર તું જે વાત કહે છે તેની સત્યતા માટે શંકા છે.

તેજસિંહઃ—એવી શંકા કયારથી ઉત્પન્ન થઇ છે?

આનન્દઃ—વડિલ ભાઈ ગોપાલસિંહે તને તિલિસ્મીમાં મોકલતી વખતે સકળ કાર્ય પદ્માવતીની આજ્ઞાનુસાર કરવાનું તને સૂચવ્યું ત્યારથી.

તેજસિંહ:-પણ હું રાણા ગોપાલસિંહજીની સૂચનાનુસાર વર્ત્યા કરું છું એમ આપ શા ઉપરથી ધારી શકો છો?

આનન્દ:-ત્હારી થેલી પાછી મળ્યાની વાત જો કે ત્હેં મ્હને જણાવી છે; છતાં ત્હેં ત્હારા તિલિસ્મી ખંજરની વાત ઉડાવેલી દીધેલી હોવાથી સ્વાભાવિક રીતે જ અમારા મનમાં શંકા ઉપજી છે.

આ વખતે તેજસિંહે લજ્જિત બની જઇને કહ્યું:-"ખરેખર, એ મ્હારી ભૂલ થઈ છે."

આનન્દસિંહે ટકોરમાં કહ્યું:-"હા, ત્હેં તિલિસ્મી ખંજર સંબંધી કાંઇ કપોળકલ્પિત અસત્ય વાત અમને કહી નથી એ ત્હારી મ્હોટી ભૂલ જ થઇ છે."

તેજસિંહે વિશેષ લજ્જિત બની જઇને કહ્યું:-"કુમાર! એવું કાંઇ નથી. મ્હારી થેલી સાથે તિલિસ્મી ખંજર મ્હને મળ્યું નથી એ વાત આપને કહેવી હું ભૂલી ગયો છું. પેલા કાળા ઝભ્ભાવાળાએ તથા લાલ મકરંદે પોતાની પાસે મ્હારું તિલિસ્મી ખંજર નથી એમ પ્રતિજ્ઞાપૂર્વક જણાવ્યું હતું."

આનન્દસિંહે ભેદક દૃષ્ટિથી તેજસિંહ તરફ જોઇને કહ્યું:-"એમ કે? ત્હેં એમણે પ્રતિજ્ઞાપૂર્વક કહેલી વાતને સાચી માની કે?"

તેજસિંહે નમ્રતાપૂર્વક કહ્યું:-"પરંતુ આવી સામાન્ય ભૂલ માટે આપનો મ્હારા ઉપરથી વિશ્વાસ ઉઠી જાય એ વ્યાજબી ન ગણાય."

આનન્દ:-ના ના, તું ખરો તેજસિંહ નથી અથવા તો તું અમારા શત્રુઓના પક્ષમાં શામિલ થઇ અમારું અનિષ્ટ કરવાને ઇચ્છે છે એવો અત્રલક વિચાર તો અમારા મનમાં કાળાંતરે પણ ઉત્પન્ન નહિ થાય. અમારો એ વિષય પરત્વે ત્હારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે; પરંતુ થોડા વખત માટે જેવી રીતે સત્ય વાત તું અમારાથી છુ-

પાવે છે તેમ અમે પણ કેટલીક વાત થોડા વખત માટે ત્હારાથી છુપાવવાને ઇચ્છીએ છીએ.

આ વાક્યોના ઉત્તરમાં તેજસિંહ કાંઇ કહેવા જતો હતો એવામાં સ્હામેથી એક સુંદરીને પોતાના તરફ આવતી જોઇ સર્વનું ધ્યાન તેના તરફ ખેંચાયું. એ સુંદરી પાસે આવી પહોંચી એટલે બન્ને કુમાર તેને ઓળખી શક્યા. આનન્દસિંહે કહ્યું:-" જે સુંદરીઓ ઇન્દ્રાણી અને આનન્દી સાથે નહેરના કિનારે બેઠેલી હતી તેઓમાંની જ આ છે."

ઇન્દ્રજીતઃ-એ સઘળી સુંદરીઓ ઉમ્મરે જો કે સહજ ન્હાની મ્હોટી છે પરંતુ તેઓ એક જ કુટુંબની હોય એમ લાગે છે.

આનન્દઃ-એ શા સમાચાર લઇ આવી છે એ તો આપણે જાણીએ!

એ સુંદરી અલ્પકાળમાં જ બન્ને રાજકુમાર તથા તેજસિંહ પાસે આવી પહોંચી તથા તેણે પોતાના બન્ને હાથ જોડી નમ્રતાથી કહ્યું:- " રાણી ઇન્દ્રાણી અને આનન્દી હવે આપની પાસે આવી શકે તેમ નહિ હોવાથી તેમના તરફથી આપની ક્ષમા માગવા માટે તેમણે મ્હને મોકલી છે. તેઓ આપની આવશ્યકીય આગતા સ્વાગતા કરે તે પૂર્વે જ ગુરુ મહારાજે તેમને આપની પાસે આવવાનો નિષેધ કર્યો છે."

ઇન્દ્રજીતઃ-એવો નિષેધ કરવાનું શું કારણ છે?

સુંદરીઃ-એ બન્ને બ્હેનોનાં આપની ઉભયની સાથે લગ્ન થવાનાં છે એજ કારણ હોય એમ મ્હને લાગે છે. વિશેષ કાંઇ હું જાણુતી નથી.

ઇન્દ્રજીતઃ-અમારી બન્ને ભાઇઓની સાથે અમારી તથા અમારાં વડિલ જનોની ઇચ્છા જાણ્યા સિવાય તેમનાં લગ્ન કરવામાં આવશે?!

સુંદરીઃ-જી હા.

ઇન્દ્રજીતઃ-અમારી ઇચ્છા નહિ હોય તો?

સુંદરીઃ-બળાત્કારપૂર્વક લગ્ન કરવામાં આવશે.

ઇન્દ્રજીતઃ-આવો જ અતિથિસત્કાર અત્રે કરવામાં આવે છે કે?! શું એમના ગુરુ મહારાજ અમારી ઇચ્છા વિરુદ્ધ વર્તી શકે એટલું બધું શક્તિસામર્થ્ય એમનામાં છે?

સુંદરીઃ-જી હા.

ઇન્દ્રજીતે ખીજવાઇ જઇને કહ્યુંઃ-"ના ના, એમ કદાપિ બની શકનાર નથી."

આનન્દસિંહ પણ અંતરની ઉત્તેજનાથી બોલી ઉઠયોઃ-"અમારી સાથે કોઇ ધૃષ્ટતા કરશે તો તે અમે કદાપિ સહન કરી શકનાર નથી."

આ વખતે પેલી સુંદરીએ ત્યાંથી વિદાય થઇ જવા માટે પોતાનું મ્હોં ફેરવ્યું એટલે આનન્દસિંહે તેને પૂછયુંઃ-"ત્યારે તું જાય છે કે?"

સુંદરીઃ-જી હા.

ઇન્દ્રજીતઃ-આટલો જ સંદેશો કહેવાને તું આવી હતી કે?

સુંદરીઃ-જી હા.

આનન્દસિંહ વિરક્તિ સૂચક સ્વરે બોલી ઉઠયોઃ-"તને અત્રે મોકલનારે 'જી હા.' થી વિશેષ કાંઇ નહિ બોલવાની તને સૂચના કરેલી છે કે શું?"

સુંદરીઃ-જી હા!

બન્ને કુમારને વિરક્ત બની ગયેલા જોઇ એ સુંદરીને હસવું આવ્યું. તે હસતી હસતી જે તરફથી આવી હતી તે તરફ ચાલી ગઇ તથા થોડે દૂર જઇ અદૃશ્ય થઇ ગઇ. હવે તેજસિંહે વિનોદ-

ભાવથી બન્ને કુમાર તરફ જોઇને કહ્યું:-" આપની ભાગ્યદેવી આપના ઉભયનાપર અત્યંત પ્રસન્ન થઈ હોય એમ જ મ્હને લાગે છે! રંભા તથા ઉર્વશી જેવી ભુવનમોહિની સુંદરીઓને બળાત્કારે આપને ગળે વળગાડવામાં આવે છે; છતાં આપ નખરાં કરો છો! જો આપની નામરજી હોય તો મ્હને કહો જેથી હું આપનો વેશ ધારણ કરી તેમની સાથે લગ્ન કરી નાખું."

ઇન્દ્રજીતઃ-પછી નારંગી કોના નામની પોક મૂકશે?!

તેજસિંહઃ-અરે! એની સાથે ક્યારે મુલાકાત થશે એ કોણ જાણે છે? આ પીરસેલી થાળીને લાત મારવી એ મ્હને વ્યાજબી લાગતું નથી. લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જવું એ ગંભીર ભૂલ કરવા બરાબર છે.

ઇન્દ્રજીતઃ-ગમે તેમ પણ તેજસિંહ! મ્હને લાગે છે કે, આ લગ્નના રહસ્યની તને થોડી ઘણી ખબર જરૂર હોવી જોઇએ.

તેજસિંહઃ-અને ધારો કે કદાચ એ સંબંધીની મ્હને કાંઇ ખબર હોય તો પણ હમણાં એ સંબંધી આપને કાંઇ કહેવાનું સાહસ હું કરી શકું તેમ નથી.

ઇન્દ્રજીતઃ-નહિ કહેવાનું કાંઈ કારણ?

તેજસિંહઃ-કારણ એ જ કે, આપ મ્હને અસત્યવાદી સમજો છો!

ઇન્દ્રજીતઃ-એ સંબંધી હવે શંકા જેવું કાંઈ છે જ નહિ.

તેજસિંહે ચ્હીડાઇને કહ્યું:-" જો એમ જ હોય તો હવે આપની સાથે રહેવું મ્હને ઠીક લાગતું નથી.

ઇન્દ્રજીતઃ-તું અમારી સોબત થોડા વખત માટે છોડી દે એમ અમે પણ ઇચ્છીએ છીએ.

તેજસિંહે નમન કરીને કહ્યું:–" ઠીક ત્યારે, રામ રામ ! "

ઇન્દ્રજીતઃ–રામ રામ !

આનન્દઃ–રામ રામ ! પણ કહો તો ખરા કે આપ સાહેબ ક્યાં પધારશો ?

તેજસિંહઃ–તે સાથે આપને શો સંબંધ છે ?

ઇન્દ્રજીતઃ–ખરું છે સાહેબ ! એ સાથે અમારો કંઈ સંબંધ નથી. આપ કૃપા કરી હવે જલ્દી અહીંથી પધારો.

આ વાક્યના ઉત્તરમાં તેજસિંહે કાંઇ કહ્યું નહિ. તે ત્યાંથી રવાના થઇને પૂર્વ તરફ આવેલી એક ઇમારતની નીચેની એક ઓરડીમાં જતો રહ્યો. પછીથી તેનું શું થયું તથા તે ક્યાં ગયો એ માલૂમ પડયું નહિ. થોડા વખત પછી બન્ને કુમાર પણ ધીમે ધીમે ચાલતા એ ઓરડીમાં ગયા; પરંતુ ત્યાં તેઓ તેજસિંહને જોઇ શક્યા નહિ. એ ઓરડીમાંથી અન્ય કોઇ સ્થળે જવાનો રસ્તો પણ તેમની નજરે પડયો નહિ.

ઇન્દ્રજીતે આનન્દસિંહને પૂછ્યું:–" કેમ, આપણી કલ્પના ખરી કરીને ? "

આનન્દઃ–અવશ્ય. એ અસત્ય બોલતો હતો. જો એમ ન હોત તો જાણકારની માફક આ ઓરડીમાં પ્રવેશ કરી એકાએક એ અદૃશ્ય ન થઈ જાત.

ઇન્દ્રજીતઃ–અહીંના હવા જ એવી છે કે જે પોતાને પારકા બનાવી દે છે માટે તિલિસ્મીના આ ભાગમાં ઘણો વિચાર કરીને પ્રત્યેક કાર્ય કરવાની જરૂર છે.

આનન્દઃ–એમ જ છે. મ્હારા વિચાર પ્રમાણે અત્રે હવે ચુપકીદીથી બેસી રહેવું વૃથા છે. અત્રેથી બીજી તરફ જવાનો પ્રયત્ન આપણે કરવો જોઇએ.

ઇન્દ્રજીતઃ-આજની રાત્રિ ધીરજ ધારી પસાર કરીએ. કાલે સ્હવારે આપણે કાંઇ બંદોબસ્ત અવશ્ય કરીશું.

પછી બન્ને ભાઇ ત્યાંથી ખસી પેલી પુતળી પાસે ગયા તથા આરસ પત્થરના ચબુતરા ઉપર બેઠા. આ વખતે એક માણુસને સ્હામેની ઇમારતમાંથી બ્હાર નીકળી તેમણે પોતાના તરફ આવતો જોયો. એ માણુસ પેલો દારોગો હતો કે જેની સાથે પહેલાં બાગમાં બન્ને કુમારની મુલાકાત થઇ હતી તથા જેણે કૃષ્ણલાલને કેદ કર્યો હતો. એ દારોગાની મદદથી જ કુમારો બાગના આ ભાગમાં આવ્યા હતા એ વાંચકો જાણે છે. તેણે બન્ને કુમાર પાસે આવી નમન કર્યું. કુમારોએ માનપૂર્વક તેને પોતાની પાસે બેસાડયો. પછી તેમની વચ્ચે વાતચિત ચાલવા લાગી. ઇન્દ્રજીતે કહ્યું:-"આજે પુનઃ તમારી સાથે મુલાકાત થશે એવી અમને આશા નહોતી."

દારોગોઃ-હું પણ એમ ધારતો નહોતો; પરંતુ એક જરૂરી કારણને લીધે મ્હારે આપની સેવામાં હાજર થવું પડયું છે. આપ જયારે દોરડાની મદદથી બાગમાં ઉતર્યા હતા એ સમયે હું એમ નહોતો જાણતો કે જે સુંદરીઓ નહેરના કિનારે બેઠેલી હતી તેમાંની બે. સુંદરીઓને અહીંની રાણી તરીકેનો અધિકાર મળેલો છે. વૃદ્ધાવસ્થાને લીધે મ્હારાં નેત્રોની જ્યોતિ અને શક્તિ સ્વાભાવિક રીતે ક્ષીણ થઇ ગયેલી હોવાથી હું એ સુંદરીઓને ઓળખી પણ શક્યો નહોતો એ માટે મ્હને ક્ષમા આપજો.

ઇન્દ્રજીતઃ-પરંતુ એમાં તમારે અમારી પાસે ક્ષમા માગવા જેવું શું છે? જે કાર્ય માટે તમે અત્રે આવવાની તકલીફ લીધી છે એ કાર્ય તમે જણાવો.

દારોગોઃ-એ ઇન્દ્રાણી તથા આનન્દીને માટે જ મ્હારે આપની

સેવામાં ઉપસ્થિત થવું પડ્યું છે. પરમ દિવસે એ બન્ને બ્હેનોની સાથે આપનાં બન્ને ભાઇનાં લગ્ન થનાર છે તથા એ વાત આપને નિવેદન કરવા માટે મ્હને અત્રે મોકલવામાં આવ્યો છે. આપ પણ આ શુભ પ્રસ્તાવને સ્વીકારી કૃતાર્થ કરશો એવી હું આશા રાખુ છું.

ઇન્દ્રજીતઃ-કેટલાંક મહત્વનાં કારણોને લીધે આ પ્રસ્તાવ અમારાથી સ્વીકારી શકાય તેમ નથી જેથી અમે દિલગીર છીએ.

દારોગોઃ-પ્રબળ પ્રતાપી યુવરાજ ! આપના તરફથી મ્હારે આવો અપ્રિય ઉત્તર સાંભળવો પડશે એમ હું પ્રથમથી જ ધારતો હતો; પરંતુ હું અંતઃકરણપૂર્વક મ્હારા ખરા હૃદયથી આપને એવી સલાહ આપવી ઉચિત સમજું છું કે, આપ આ પ્રસ્તાવનો અસ્વીકાર કરશો નહિ-આપનાથી અસ્વીકાર કરી પણ શકાશે નહિ. કેટલીક હકીકત લાચારીથી સમજાવીને આ વિષયમાં આપને સંમત કરવાની ફર્જ મ્હને ન પાડો તો સારું. આપ શા માટે આ પ્રસ્તાવનો સ્વીકાર કરતા નથી એ જાણવાની ધૃષ્ટતા હું કરતો નથી; છતાં જે મુખ્ય કારણને લીધે આપ આ લગ્ન કરવામાં નારાજ છો એ કારણ કેવળ હું જ નહિ પરંતુ ઇન્દ્રાણી, આનન્દી વગેરે જાણે છે. યુવરાજ ! હું આપને એવી ખાત્રી આપું છું કે, આ લગ્ન થવાથી માયાસુંદરી અને બંસરી બાલાને બિલકુલ ખોટું લાગશે નહિ; કેમ કે તેઓ સારી રીતે સમજે છે કે, આ લગ્ન થવાથી જ તેમની સાથે જ આપનું મિલન થઈ શકે તેમ છે. આ લગ્ન થયા સિવાય આપ તેમનાં અને તેઓ આપનાં દર્શન કોઇ પણ પ્રકારે કરી શકે તેમ નથી.

ઇન્દ્રજીતઃ-તમારાં આ વચનો ઉપર વિશ્વાસ મૂકવાનો હું પ્રયત્ન કરીશ; પરંતુ સઘળી વાતના વિચાર દૂર કરી હું તમને એમ પૂછું છે કે, આ લગ્ન કયી રીતિ અનુસાર થનાર છે ? શાસ્ત્રમાં

વિવાહના આઠ પ્રકાર દર્શાવેલા છે. એ આઠ પ્રકારમાંથી આ લગ્ન ક્યા પ્રકારનાં છે ? વળી આવી રીતે બળાત્કારે લગ્ન કરવાથી કેવું પરિણામ આવશે તેનો કોઇએ કાંઇ વિચાર કર્યો છે ? જો કે એથી અમને કાંઇ નુકસાન થનાર નથી; પરંતુ અમારી નારાજીથી જે નુકસાન થાય તેમ છે તેનો કન્યાઓનાં વાલીઓએ વિચાર કરવાની જરૂર છે.

દારોગોઃ-આપનું કહેવું બરાબર છે; પણ મ્હારા ધારવા પ્રમાણે એ સર્વ વિષયનો વિચાર કરવામાં આવ્યો છે તથા જ્યોતિષીએ પણ એવી ખાત્રી આપી છે કે, ' આ લગ્નનું પરિણામ બન્ને પક્ષ માટે ઘણું શુભદાયક નીવડશે. ' ઠીક છે, હવે હું જાઉં છું. હું સ્હવારે આપનો ઉત્તર જાણવા માટે પુનઃ આપની પાસે આવીશ.

આમ કહી દારોગો ઉઠી ઉભો થયો તથા ઉત્તરની રાહ જોયા સિવાય જે તરફથી તે આવ્યો હતો તે તરફ ચાલ્યો ગયો. એના વિદાય થયા પછી બન્ને ભાઇએ થોડા વખત સુધી એક બીજાની સાથે વાતચિત કરી અને પછી જરૂરી કાર્યથી નિવૃત્ત થઇ, સ્નાન સંધ્યા કરી પુનઃ પેલા સુસજ્જિત ઓરડામાં તેઓ ગયા.

આ વખતે સંધ્યાકાળ થયો હતો. એ ઓરડામાં દીપકો સળગતાં હોવા છતાં કોઇ માણસ નજરે નહિ પડવાથી બન્ને કુમારને ઘણું આશ્ચર્ય લાગ્યું; પરંતુ થોડા વખત પછી ઇન્દ્રાણી અને આનન્દી તેમની પાસે આવી પહોંચી. તેમને જોઇ બન્ને કુમાર અત્યંત પ્રસન્ન થયા. ઇન્દ્રજીતસિંહે ઇન્દ્રાણીને કહ્યું:-" તમે તો એવો સંદેશો મોકલાવ્યો હતો કે, હવે અમારી સાથે તમે મુલાકાત નહિ કરી શકો ! "

ઇન્દ્રાણીઃ-બેશક એમ જ છે; પરંતુ છુપી રીતે હું આપને કાંઇ કહેવાને આવી છું.

ઇન્દ્રજીતઃ-એવી શી વાત છે કે જે કહેવા માટે તમે છુપી રીતે અત્રે આવ્યાં છો ?

ઇન્દ્રાણીએ સ્મિતહાસ્ય કરીને કહ્યું:-" હું આપના સર્વ પ્રશ્નના ઉત્તર આપીશ. કૃપા કરીને આપ મ્હારી સાથે પાસેના ઓરડામાં આવો."

ઇન્દ્રજીતઃ-તમે મ્હારા પત્રનો ઉત્તર લાવ્યાં છો કે ?

ઇન્દ્રાણીઃ-જી હા, હું આપના પત્રનો ઉત્તર લઇ આવેલી હોઇ હમણાં તે આપને આપું છું.

પછી ઇન્દ્રજીત અને આનન્દસિંહને ઉઠી ઉભા થતા જોઇ ઇન્દ્રાણીએ આનન્દસિંહ તથા આનન્દી તરફ જોઇને કહ્યું:-" તમે બન્ને અહીં જ બેસો. અમે અલ્પકાળમાં જ અત્રે પાછાં આવીએ છીએ."

ઇન્દ્રજીત જો કે ઇન્દ્રાણી સાથે લગ્ન કરવાની વાતનો અસ્વીકાર કરતો હતો; પરંતુ ઇન્દ્રાણીનું સૌન્દર્ય, બુદ્ધિ, સભ્યતા તથા મધુર વચનોની તેના હૃદયપર ઘણી અસર થતી હતી. ઇન્દ્રાણીની પ્રત્યક્ષ મુલાકાત થતાં સ્વાભાવિક રીતે જ ઇન્દ્રજીતનું મન તેના તરફ આકર્ષાતું હતું. બીજી તરફથી આનન્દી અને આનન્દસિંહની પણ એવી જ સ્થિતિ હતી. આ વખતે ઇન્દ્રજીત ઇન્દ્રાણીની વાત અમાન્ય કરી શક્યો નહિ. તે તેની સાથે પાસેના ઓરડામાં ચાલ્યો ગયો.

બે કલાક સુધી ઇન્દ્રજીત અને ઇન્દ્રાણી તેમ જ આનન્દસિંહ અને આનન્દી વચ્ચે શી વાતચિત થઇ તે અમે કહી શકતા નથી; છતાં એટલું અમે અવશ્ય કહીશું કે, ઇન્દ્રજીતસિંહ અને ઇન્દ્રાણી પાછાં જ્યારે પેલા ઓરડામાં આવ્યાં ત્યારે તેઓ ઘણાં પ્રસન્ન જણાતાં હતાં અને આનન્દસિંહ તથા આનન્દી પણ આનન્દિત જણાતાં હતાં. ઇન્દ્રાણી તથા આનન્દીના વિદાય થઇ ગયા પછી કેટલીક સુંદરીઓ

ભોજન સામગ્રી લઇ આવી તથા બન્ને કુમાર ઇચ્છાનુસાર ભોજન કરી સુઇ ગયા. સ્હવારે દારોગો જ્યારે ઉત્તર લેવાને આવ્યો ત્યારે બન્ને કુમારોએ પ્રસન્નતાથી તેની મુલાકાત કરી અને ઉત્તરમાં ઇન્દ્રજીતે કહ્યું:-" ઇન્દ્રાણી અને આનન્દી સાથે લગ્ન કરવામાં અમે બન્ને બાઇ કબૂલ છીએ."

આવી રીતે બન્ને કુમારોએ લગ્નનો પ્રસ્તાવ સ્વીકાર્યો એટલે એ ન્હાના બાગમાં વિવાહની તૈયારી થવા લાગી. બન્ને કુમારના લગ્નનું વર્ણન ધામધૂમથી કરવા જેવો અમને પ્રસંગ પ્રાપ્ત થતો નથી. આ લગ્નમાં જાન નહોતી, ગાનતાન નહોતું, મેહફિલ, બેઠક કે જિયાફત નહોતી; જેથી અમે શાનું વર્ણન કરીએ? લગ્ન કરાવનાર પંડિત અવિદ્વાન્ તથા લોભી નહોતો તેમ જ શાસ્ત્રોક્ત પદ્ધતિથી લગ્ન કરાવવામાં બિલકુલ ભૂલ કરતો નહોતો એટલું અમે ખાત્રીપુર્વક જણાવીએ છીએ. પેલા પુતળી ઉપરના આરસ પત્થરના ચબુતરા ઉપર જ લગ્નનો મંડપ તૈયાર કરવામાં આવ્યો તથા ત્યાં જ બન્ને કુમારનાં લગ્ન એક જ મુહૂર્તે કરવામાં આવ્યાં. ઇન્દ્રાણીએ કહેલું હોવાથી પોતાની રાણા ગોપાલસિંહ સાથે મુલાકાત થશે એવી ઇન્દ્રજીતને આશા હતી; કિન્તુ તેની એ આશા પૂર્ણ થઇ નહિ. આ લગ્નમાં ભાગ લેનાર ઇન્દ્રાણીની પાંચેક સખીઓ ઉપરાંત ચાર પુરુષ ત્યાં હાજર હતા. તેઓમાંનો એક વૃદ્ધ દારોગો, બીજો લગ્નક્રિયા કરાવનાર પંડિત, ત્રીજો પૂજા વગેરેનો સામાન આપનાર નોકર અને ચોથો કન્યાદાન આપનાર હતો. એ કન્યાદાન આપનાર પુરુષ ઇન્દ્રાણી તથા આનન્દીનો શો સગો થતો હતો એ બન્ને કુમાર જાણતા નહોતા. વળી તેનું સ્વરૂપ જોવામાં આવતાં બન્ને કુમારને અપાર આશ્ચર્ય ઉપજ્યું. તેની ઉમ્મર પચાસેક વર્ષની હોય એમ લાગતું હતું; છતાં તે ઘણો ઘરડો દેખાતો હતો. તેના

ચહેરા ઉપર મલિનતા છવાઈ ગઇ હતી. તેનાં વિશાળ નેત્રો ઉંડાં ઉતરી ગયાં હતાં. શરીરનું પ્રત્યેક હાડકું તથા પાંસળું જોઇ શકાતું હતું. તેની સ્થિતિના દર્શનથી તેના જીવનનો ઘણો ખરો કાળ શોક, દુઃખ અને ચિંતામાં પસાર થયો હોય એવો સ્પષ્ટ ભાસ થતો હતો. પૂર્વે તે સાહસિક, બહાદુર અને સ્વરૂપવાન્ હશે એમાં શંકા જેવું કાંઈ નહોતું; પરંતુ તેની વર્તમાન સ્થિતિ હરેકના અંતરમાં દયા ઉપજાવે એવી શોચનીય હતી. એ પુરુષની હકીકત જાણવા માટે બન્ને કુમાર અધીરા બની ગયા હતા; પરંતુ તેમની અધીરતા સત્વર દૂર થાય એવો સંભવ નહોતો. લગ્નની ક્રિયા સમાપ્ત થયા પછી બન્ને કુમારોએ પોતપોતાની આંગળીપરથી વીંટી ઉતારીને પોતપોતાની પત્નીને લગ્નની ભેટ તરીકે પહેરાવી દીધી. પછી સર્વની ઇચ્છાનુસાર તેઓ પોતાના ઓરડામાં ચાલ્યા ગયા.

રાત્રિનો ઘણો થોડો સમય અવશિષ્ટ રહ્યો હતો. અવશિષ્ટ રાત્રિ બન્ને કુમારોએ જાગ્રત સ્થિતિમાં જ પસાર કરી. આવી રીતે એક પ્રહર કરતાં પણ વિશેષ વખત વીતી જવા છતાં કોઇ તેમની ખબર પૂછવા આવ્યું નહિ. છેવટે કંટાળી જઇને તેઓ એ ઓરડાની બ્હાર નીકળ્યા. બાગમાં સર્વત્ર ગંભીર નિસ્તબ્ધતા જોવામાં આવતાં તેમને ઘણું આશ્ચર્ય લાગ્યું. બાગમાં એકકે માણસ કે લગ્નની કાંઇ સામગ્રી જોવામાં આવતી નહોતી. જે આરસ પત્થરના ચબુતરા ઉપર રાત્રે લગ્ન થયાં હતાં એ ચબુતરો પણ તદ્દન સ્વચ્છ જણાતો હતો. સર્વથા વિશેષ આશ્ચર્યજનક બનાવ તો એ બન્યો કે એ આખો દિવસ પસાર થઇ જવા છતાં કોઇ કુમારોની ખબર પૂછવા આવ્યું નહિ. સ્નાન સંધ્યાદિથી નિવૃત્ત થઇ ફળાહાર કરીને જ કુમારોએ સંતોષ માન્યો. પછી ભિન્ન ભિન્ન પ્રકારના વિચારો કરવામાં દિવસ વીતિ

ગયો તથા સંધ્યાકાળે જે કાંઇ તેમના જોવામાં આવ્યું તે સહન કરવાનું સામર્થ્ય તેમના કોમળ હૃદયમાં નહોતું.

સંધ્યાકાળને થોડો વિલંબ હતો એવામાં તેમણે પેલા વૃદ્ધ દારોગાને ઝડપથી પોતાના તરફ આવતો જોયો. આ વખતે તે તદ્દન ગભરાઈ ગયેલો દેખાતો હતો. આવતાંની સાથે જ તેણે યુવરાજ ઇન્દ્રજીત તરફ જોઇને કહ્યું:–"બહુ ખોટું થયું! આજનો દિવસ અમારે માટે ભયંકર પ્રલયનો દિવસ હોવાથી જ આપની સેવામાં કોઇથી હાજર થઇ શકાયું નથી!"

ઇન્દ્રજીતે ગભરાઇ જઈ આશ્ચર્યસૂચક સ્વરે પૂછ્યું:–શું થયું છે?"

દારોગો:–આ બાગમાં બે ખૂન થવા છતાં આપ કાંઇ જાણી શક્યા નથી એ આશ્ચર્ય પામવા જેવું છે!

ઇન્દ્રજીતે ચમકી ઉઠીને પૂછ્યું:–"ક્યાં કોનું ખૂન થયું?"

દારોગાએ એક વૃક્ષને હાથથી દેખાડતાં કહ્યું:–" પેલા વૃક્ષ નજીક આપ આવશો તો આપને માલૂમ પડશે કે, એક દુષ્ટે ઇન્દ્રાણી તથા આનન્દીનું ખૂન કર્યું છે! ઘણી મહેનતે અમે ખૂનીને કેદ પકડ્યો છે."

આ વાત સાંભળવામાં આવતાં જ બન્ને કુમારના હોશ ઉડી ગયા. તેઓ બન્ને ગભરાટમાં જ એ વૃદ્ધ દારોગાની સાથે પૂર્વ દિશા તરફ આવેલા પેલા વૃક્ષ નજીક ચાલ્યા ગયા. ત્યાં એ વૃક્ષ નીચે તેમણે ઇન્દ્રાણી અને આનન્દીના મૃતદેહને પડી રહેલા જોયા. તેમના શરીર ઉપર લગ્ન વખતના જ વસ્ત્રાલંકારો હતા. તે સાથે એક વૃક્ષના થડ સાથે બાંધી દેવામાં આવેલા કૃષ્ણલાલ ઉપર બન્ને કુમારની વ્યાકુળતાપૂર્ણ નજર પડી. ઇન્દ્રજીતે ક્રોધકર્કશકંઠે તેને પૂછ્યું:–" આ બન્ને સુંદરીઓનું ખૂન ત્હેં કર્યું છે કે?

આ પ્રશ્નના ઉત્તરમાં કૃષ્ણલાલે કહ્યું:–"હા, એ બન્ને સુંદરીઓ ઘણી બદમાશ હતી તેથી જ મ્હેં તેમની મારી નાખી ઇનામ મેળવવા જેવું કાર્ય કર્યું છે!"

ઇન્દ્રાણી અને આનન્દીનું ખૂન થવાથી બન્ને કુમાર ઘણા દુઃખી તો થયા જ હતા તેમાં જ્યારે કૃષ્ણલાલે ઉપર પ્રમાણે ઉત્તર આપ્યો ત્યારે તેઓ આત્મસંવરણ કરી શક્યા નહિ. આનન્દસિંહે પોતાની તલ્વારની મૂઠપર હાથ નાખી ઇન્દ્રજીત તરફ જોયું; અર્થાત્ તેણે ઇશારાથી જ એમ પૂછ્યું કે, જો આજ્ઞા આપો તો કૃષ્ણલાલના બે કકડા કરી નાખું. આનન્દસિંહના ભાવને કૃષ્ણલાલ પણ સમજી ગયો તથા હસતાં હસતાં તેણે કહ્યું:–"આપના દુશ્મનોનો નાશ મ્હેં કરેલો હોવા છતાં આપ મ્હને ગુન્હેગાર સમજો છો એ આશ્ચર્યનો વિષય છે!"

ઇન્દ્રજીતઃ–શું આ બે સુંદરીઓ અમારી દુશ્મન હતી?

કૃષ્ણલાલઃ–હા.

ઇન્દ્રજીતઃ–એનું પ્રમાણ શું છે?

કૃષ્ણલાલઃ–એ બન્ને મૃતદેહના ચહેરા આપ સાફ કરી જોશો એટલે પછી પ્રમાણની જરૂર રહેશે નહિ.

ઇન્દ્રજીતઃ–તેઓ કોણ છે?

કૃષ્ણલાલઃ–માયાવિની તથા માધવીએ જ ઇન્દ્રાણી અને આનન્દીનું સ્વરૂપ ધારણ કર્યું હતું!

ઇન્દ્રજીતઃ–ત્યારે આ માયાવિની અને માધવી છે કે?

કૃષ્ણલાલે ભાર દઇને કહ્યું:–"હસ્તકંકણને આયનાની શી જરૂર છે? આપની ઇચ્છા હોય તો એમનાં બન્નેનાં મ્હોં ધોઇ નાખી આપ ખાત્રી કરી જુઓ."

ઇન્દ્રજીતે અત્યંત આશ્ચર્યચકિત બની જઇ ક્રોધયુક્ત દૃષ્ટિથી પેલા વૃદ્ધ દારોગા તરફ જોઇને કહ્યું:–" આ કૃષ્ણલાલ શું કહે છે તે તમે સાંભળો છો કે ? "

દારોગો.–ના ના–કૃષ્ણલાલ તદન જૂઠું બોલે છે.

કૃષ્ણલાલે નિર્ભયતાથી કહ્યું:–" કાંઇ ચિંતા નહિ. જો યુવરાજ જરાદય પ્રયત્ન કરી જોશે તો જૂઠું કોણ છે એ તેઓ અલ્પકાળમાં જ જાણી શકશે. "

દારોગો:–બેશક, હું પાણી લઈ આવું છું તથા આ બન્ને સુંદરીઓના ચ્હેરા સાફ કરી કુમારની ખાત્રી કરી આપું છું.

આમ કહી દારોગો બનાવટી જોશ બતાવી ત્યાંથી પાણી લેવા ચાલ્યો ગયો; પરંતુ ઘણો વખત વીતી જવા છતા તે પાણી લઇને પાછો આવ્યો નહિ.

કૃષ્ણલાલનાં વાકયોની યુવરાજ ઇન્દ્રજીતસિંહ અને કુમાર આનન્દસિંહના કોમળ હૃદય ઉપર કેવી અસર થઇ હશે તેની કલ્પના વિચારશીલ વાચકો જ કરી લેશે. ઇન્દ્રાણી અને આનન્દી ખરી રીતે માયાવિની અને માધવી છે એવું જાણવામાં આવતાં તેઓ ઘણા બેચેન બની ગયા. તેઓ બન્ને કરેલા કાર્યનો અફસોસ કરતા ક્રોધ તથા લજ્જાયુક્ત દૃષ્ટિથી વારંવાર એક બીજા તરફ જોતા હતા તથા મનમાં વિચારતા હતા કે, " અરેરે ! અમે કેવી ગંભીર ભૂલ કરી ? જો કદાચ આ હકીકત પદ્માવતી, અલકકિશોરી, માયાસુંદરી અને બંસરીબાલાના જાણવામાં આવશે તો તેઓ અમને કેવાં અસત્ય મ્હેંણા મારશે ? અફસોસ ! કેવળ એકલા વૃદ્ધ દારોગાએ જ નહિ પરંતુ અમારા જીવનસહચર તેજસિંહે પણ અમારી સાથે દગો કર્યો છે. તેજસિંહ એમ કહેતો હતો કે ઇન્દ્રાણીએ તેને મદદ કરી

છે. માયાવિની તેને મદદ કરે એ સર્વથા અસંભવ છે. સાચા પ્રામાણિક બહુરૂપીઓ પણ પોતાના માલિકો સાથે દગો કરે એવો હડહડતો કળિયુગ આવ્યો છે કે શું ?"

થોડા વખત સુધી બન્ને કુમારોએ આવા વિચાર કર્યા તથા દારોગાની તેમણે ઘણી રાહ જોઈ. છેવટે આનન્દસિંહે ઇન્દ્રજીતને કહ્યું:—"કમબખ્ત બુઢ્ઢો દારોગો ડરી જઇ નાશી ગયો હોય એમ લાગે છે. જો આજ્ઞા આપો તું હું જઇને પાણી લઇ આવું."

ઇન્દ્રજીતે સંકેતદ્વારા સંમતિ દર્શાવી એટલે આનન્દસિંહ ઝડપથી ઝરા તરફ ગયો અને થોડા વખતમાં જ એક વસ્ત્રને પાણીથી ભીંજાવી લઈ આવ્યો. એ ભીંજાવેલા વસ્ત્રથી બન્ને મૃતાત્માઓના ચહેરા સાફ કરવામાં આવ્યા. એટલે કૃષ્ણલાલની સત્યતાની બન્ને કુમારને ખાત્રી થઇ. એ બન્ને મૃતદેહ વાસ્તવિક રીતે માયાવિની તથા માધવીના જ હતા.

હવે બન્ને કુમારના શોકસંતાપની સીમા રહી નહિ. સ્થિર, ધીર તથા ગંભીર બની જઇ તેઓ થોડા વખત સુધી એ બન્ને મૃતદેહ તરફ જોઇ રહ્યા. પછી આનન્દસિંહે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–"વાહરે તેજસિંહ! ત્હેં જ જ્યારે અમારી સાથે દગો કર્યો ત્યારે હવે અમે કોના ઉપર વિશ્વાસ મૂકીએ ?"

આના ઉત્તરમાં પાછળથી એવો અવાજ આવ્યો કે, "તેજસિંહે શો ગુન્હો કર્યો છે કે આપ આમ બોલો છો ?"

બન્ને કુમારોએ પાછળ દૃષ્ટિ ફેરવી તો તેજસિંહ તેમની નજરે પડ્યો. તેજસિંહે પુનઃ કહ્યું:–"જે દિવસે આપ એમ સિદ્ધ કરશો કે આ તેજસિંહે આપની સાથે દગો કર્યો છે એ દિવસે આ તેજસિંહને કોઇ જીવતો જોઇ શકશે નહિ."

ઇન્દ્રજીતઃ–અમારી ધારણા તો એવી જ હતી; પરંતુ આજ-કાલ ત્હારા સ્વભાવમાં ફેરફાર થયેલો અમે સ્પષ્ટતાથી જોઇ શકીએ છીએ.

તેજસિંહઃ–એ આપનો ભ્રમ છે.

ઇન્દ્રજીતઃ–જો ત્હારો સ્વભાવ પ્રથમના જેવો જ હોત તો તું અમારાથી ઘણી વાતો છુપાવીને અમને સંકટમાં ફસાવત નહિ.

તેજસિંહે ઇન્દ્રજીતની પાસે આવીને કહ્યું:–"મ્હેં કોઇ પણ વાત આપનાથી છુપાવી નથી. જે કાંઈ આપ સમજ્યા છો એ સઘળો ભ્રમ છે."

ઇન્દ્રજીતઃ–શું ત્હેં એમ નહોતું કહ્યું કે, ઇન્દ્રાણી આ તિલિસ્મીમાં તને મળી હતી તથા તેણે તને સહાયતા કરી હતી?

તેજસિંહઃ-એ વાતનો હું ક્યાં અસ્વીકાર કરું છું?

ઇન્દ્રજીતે એ બન્ને મૃતદેહ તરફ ઇશારો કરીને કહ્યું:–"ત્યારે આ સઘળો શો પ્રકાર છે? આ કોના મૃતદેહ છે એ તું જાણે છે?"

તેજસિંહઃ–હું સારી રીતે જાણું છું કે, આ માયાવિની અને માધવીના મૃતદેહ છે. એ બન્ને કૃષ્ણલાલના હાથે મૃત્યુ પામી છે; પરંતુ એથી મ્હારા ઉપર કાંઇ ગુન્હો સાબિત થતો નથી તથા મ્હારી હકીકત અસત્ય ઠરતી નથી. તેમણે બન્નેએ જેવી રીતે આપને છેતર્યાં છે તેવી જ રીતે આપનો સાક્ષીદાર સમજી મ્હને પણ તેમણે છેતર્યો હોય એ બનવા જેવું છે.

ઇન્દ્રજીતઃ–ફિકર નહિ. આ કાંઇ એક વાત નથી. બીજી પણ કેટલીક વાતોમાં હું તને અસત્યવાદી ઠરાવીશ.

તેજસિંહઃ–વિનોદની વાતો બાદ કરતાં બીજી એક પણ વાતમાં આપ મ્હને અસત્યવાદી ઠરાવી શકો તેમ નથી.

ઇન્દ્રજીત:-આવો રહસ્યાલાપ કરવો છોડી દઇ હારે મ્હારી વાતોના સ્પષ્ટતાથી ઉત્તર આપવા પડશે.

તેજસિંહ:-આપની વાતોના સંપૂર્ણ સ્પષ્ટતાથી ઉત્તર આપવાને હું તૈયાર છું; આપને જે પૂછવું હોય તે બેલાશક પુછો.

ઇન્દ્રજીત:-અમારાથી છૂટો પડીને તું કયાં ગયો હતો ? વળી અત્યારસુધી તું કયાં હતો હમણાં તું કયાંથી આવે છે તથા આ બન્ને મૃતદેહની ખબર તને કયાંથી મળી ?

તેજસિંહ:-આપે એક સાથે અનેક પ્રશ્ન પછેલા હોવાથી એ સકળ પ્રશ્નના ઉત્તર હું એક સાથે આપી શકુ તેમ નથી. આપ જો પેલા સુસજ્જિત ઓરડામાં આવો તો સારું અને જો ત્યાં ન આવો તો આપણે બીજા કોઇ સ્થળે જઇને બેસીએ. પછી હું જે ઉત્તરો આપું તે આપ ધ્યાનથી સાંભળજો. તેથી આપના મનમાં ઉત્પન્ન થયેલો સંશય અવશ્ય દૂર થઇ જશે તથા આપ મ્હને સર્વથા નિર્દોષ સમજશો. વળી હું બાજી પણ કેટલીક હકીકત આપને કહીશ.

ઇન્દ્રજીત:-આ બન્ને મૃતદેહને તથા કૃષ્ણલાલને આપણે આવી સ્થિતિમાં અહીં જ રહેવા દઇએ કે ?

તેજસિંહ:-એમ કરીએ તો તેથી નુકસાન પણ શું છે ?

કૃષ્ણલાલ:-મ્હે આપનું કોઇ પણ પ્રકારનું અનિષ્ટ નહિ કરેલું હોવા છતાં આપ મ્હને આવી બંધનયુક્ત સ્થિતિમાં શા માટે રાખી જાઓ છો ? જો કદાચ મ્હને ઇનામ ન આપવું હોય તો ન આપશો; પણ કૃપા કરીને મ્હને છૂટો તો કરો.

ઇન્દ્રજીત:-ઠીક છે, પણ આ તિલિસ્મામાં તું કેવી રીતે શા હેતુથી આવ્યો હતો એ પ્રથમ અમારે જાણવાની જરૂર છે. દારોગાએ જ્યારે તને પકડયો હતો ત્યારે ત્હારી લુચ્ચાઇ અમારા જાણવામાં આવી હતી.

કૃષ્ણુલાલઃ-પણુ એ દારોગો જ લુચ્ચો હતો એમ હવે આપ જાણી શકયા છો

તેજસિંહે ઇન્દ્રજીત તરફ જોઇને કહ્યુંઃ-“ આપણે આ ઝઘડામાં પડવાની જરૂર નથી. રાણા ગોપાલસિંહજીનો માણુસ એને લઇ જવા માટે આવતો હશે. આપ કૃષ્ણુલાલને એ માણુસને સ્વાધીન કરી દેજો.’

ઇન્દ્રજીતઃ-જો એમ હોય તો ઘણું સારું; પણુ રાણા ગોપાલસિંહનો માણસ અત્રે આવશે એવી તને ચોક્કસ ખબર છે કે ? આ સઘળા બનાવના સમાચાર તેમના જાણવામાં આવ્યા છે કે ?

તેજસિંહઃ-જી હા.

ઇન્દ્રજીતઃ-પદ્માવતી સાથે ત્હારી મુલાકાત થઇ હતી કે ? હમણાં તેઓ સર્વ કયાં છે ?

તેજસિંહઃ-જી હા, એમની સર્વની સાથે હું આપની મુલાકાત પણ કરાવી શકું તેમ છું. ( હાથનો ઇશારો કરીને ) તેઓ સર્વ પેલા તરફના બાગમાં છે. હું તેમની સાથે જ હતો. ( સ્હામે જોઇને ) જુઓ, સ્હામેથી રાણા ગોપાલસિંહનો માણસ આ તરફ આવે છે.

બન્ને ભાઇએ આશ્ચર્ય પામીને એ તરફ જોયું. એ માણસે પાસે આવી ઇન્દ્રજીતના હાથમાં એક પત્ર આપીને કહ્યુંઃ “ મ્હને રાણા ગોપાલસિંહજીએ આપની પાસે મોકલ્યો છે. ”

ઇન્દ્રજીતે એ પત્ર ઘણા ધ્યાનથી જોયો તો રાણા ગોપાલસિંહના હસ્તાક્ષર અને તેની ખાસ નિશાની પણુ તે જોઇ શક્યો. પછી તેને જ્યારે એવો નિશ્ચય થઇ ગયો કે, એ પત્ર રાણા ગોપાલસિંહે જ લખ્યો છે ત્યારે તેણે તે વાંચી આનન્દસિંહને આપ્યો. એમાં કેવળ એટલું જ લખ્યું હતું કેઃ—

“ આપ કૃષ્ણુલાલને તથા માયાવિની અને માધવીના મૃત-

દેહને આ માણસને સ્વાધીન કરી અલગ થઈ જજે તથા બની શકે તેટલી ત્વરાથી તિલિસ્મીનું કાર્ય પૂર્ણ કરજે."

ઇન્દ્રજીતે એ માણસને કહ્યું:-"ઠીક, કૃષ્ણલાલ તથા આ બે મૃતદેહને ત્હારે સ્વાધીન કરવામાં આવે છે. તું તને જેમ સૂચવવામાં આવ્યું હોય તેમ કરજે; પરંતુ કાલ સ્હાંજ સુધીમાં રાણા ગોપાલસિંહજી આ બાગમાં અમને મળે એવો સંદેશો તું તેમને જરૂર કહેજે."

"બહુ સારું—જેવી આજ્ઞા." પેલા માણસે ઉત્તરમાં કહ્યું.

પછી બન્ને કુમાર અને તેજસિંહ ત્યાંથી રવાના થઇને ચબુતરા તરફ ગયા. ત્યાં વસ્ત્રો ઉતારી સ્નાનાદિ કરી આવી તેઓ ચબુતરાપર બેસીને જ વાતચિત કરવા લાગ્યા.



## પ્રકરણ ૭ મું.



### સ્નેહીઓનું સંમિલન.

યુવરાજ ઇન્દ્રજીતે એક ગાઢ નિશ્વાસ મૂકીને તેજસિંહને કહ્યું:-"ભાઇ! તું અમારી સાથે બુરાઇ કરીશ એવી કલ્પના પણ કદાપિ મ્હારા અંતરમાં ઉપજી શકે તેમ નથી; પરંતુ ત્હેં જૂઠું બોલીને અમને ઘણા દુઃખી કર્યા છે. જો જૂઠું બોલીને ત્હેં અમને છેતર્યા ન હોત તો ઇન્દ્રાણી અને આનન્દીવાળા પ્રકારમાં હાથ નાખીને અમે અમારાં મ્હોં કાળાં ન કર્યાં હોત. જો કે તેમના બન્નેના માટે ભિન્ન ભિન્ન પ્રકારના વિચાર અમારા અંતરમાં ઉપજતા હતા પરંતુ તેઓ માયાવિની ને માધવી હશે એવો વિચાર

સ્વપ્નમાં સુદ્ધાં અમારા અંતરમાં ઉપજ્યો નહોતો. લગ્ન થઇ ગયા પછી અડધા કલાક માટે પણ એ બન્ને કાળસર્પિણીઓ અમારા સહવાસમાં રહી શકી નથી એ ઇશ્વરનો અમે અમારા ઉપર મહાન્ ઉપકાર થયો સમજીએ છીએ. જો લગ્ન પછી અલ્પકાળ માટે પણ અમે તેમના સહવાસમાં રહેત તો અમે ગંભીર ધર્મસંકટમાં ફસાઇ પડત. મ્હારી એવી માન્યતા છે કે, રાણા ગોપાલસિંહની આજ્ઞાનુસાર હમણાં તું પદ્માવતીની સાથે રહે છે તથા એમાં કાંઇ હિત સમાયલું હશે; પરંતુ તું કોઇની સલાહથી આવો મૂર્ખતાપૂર્ણ વિનોદ કરવાનું સાહસ કરે એ મ્હને સંભવિત લાગતું નથી. આ વિનોદ નહિ પણ પ્રતિષ્ઠાની પાયમાલી કરી ચિરકાળ માટે કલંક લગાડે એવું કાર્ય છે. હવે તું જ કહે જોઇએ કે અમે માયાસુંદરી, બંસરીબાલા વગેરેને અમારાં આ કલંકિત મ્હોં કેવી રીતે બતાવી શકીશું ? "

તેજસિંહઃ–બીજા માણસોની વાત જવા દો; કેમ કે આ તિલિસ્મીમાં જે બનાવો બને છે તેની ખબર બ્હારના માણસને પડતી નથી; પરંતુ માયાસુંદરી, બંસરીબાલા, નારંગી વગેરેને આ વિષયની સઘળી ખબર છે અને તેથી તેઓ સર્વ તમને મ્હેણા માર્યા સિવાય રહેશે નહિ. તેઓ આ પાસેના બાગમાં હાજર છે; છતાં હું સાચું જ કહું છું કે, આ વિષયમાં હું તદ્દન નિર્દોષ છું. વળી મ્હારે આપને એમ પણ કહી દેવું જોઇએ કે શ્રીમતી પદ્માવતીની આજ્ઞાથી મ્હેં ઘણી વાતો આપનાથી છુપાવી છે; પરંતુ ઇન્દ્રાણીવાળા પ્રકારમાં તો હું પણ છેતરાયો છું. હું એકલો જ નહિ પણ પદ્માવતી સુદ્ધાં એમ સમજતાં હતાં કે, ઇન્દ્રાણી આ તિલિસ્મીની રાણી છે. હશે, જે થવાનું હતું તે થઇ ગયું છે. આપ શોક સંતાપ દૂર કરી મ્હારી સાથે ચાલો એટલે હું આપની પદ્માવતી વગેરેની સાથે મુલાકાત કરાવું.

ઇન્દ્રજીતઃ-ના ના, હમણાં તેમની સાથે હું મુલાકાત નહિ કરું. થોડા દિવસ પછી જોઇ લેવાશે.

આનન્દઃ-મ્હારો પણ એવો જ મત છે. અફસોસ! માધવીના બનાવટી કાંડા ઉપર પણ એ વખતે મ્હેં ધ્યાન આપ્યું નહિ. જો કે એ વાત ઘણી સામાન્ય હતી.

તેજસિંહઃ-ના ના-હવે આપ એ સંબંધી કાંઇ વિચાર કરશો નહિ. જો આપ આ વિષયનો જ શોક સંતાપ કર્યા કરશો તો પછી કોઇ મહાન્ કાર્ય કેવી રીતે કરી શકશો? વળી આ વિષયમાં માયા-સુંદરી, પદ્માવતી વગેરેનો શો દોષ છે કે જેથી આપ તેમની સાથે મુલાકાત કરતા નથી? લગ્ન કરવા માટે તો આપ અધીરા બની ગયા હતા એમાં એમનો શો દોષ છે? (ચમકીને) હશે, આપ તેમની પાસે ન આવશો. જુઓ, પદ્માવતી પોતે જ આપણી પાસે આવે છે.

ઇન્દ્રજીત અને આનન્દસિંહે અફસોસ અને દિલગીરીથી નમેલાં પોતાનાં મસ્તક ઉંચા કરીને જોયું તો તેમણે પદ્માવતીને સ્મિત હાસ્ય કરતી કરતી પોતાના તરફ આવતી જોઇ. તેને જોતાં જ બન્ને કુમાર શરમાઇ ગયા અને મનમાં જૂદી જૂદી વાતોના વિચાર કરવા લાગ્યા. પદ્માવતીએ તેમની પાસે આવી પ્રણામ કરીને કહ્યું:-" આપ અહીં જમીનપર કેમ બેઠા છો? આપ પેલા સુસજ્જિત ઓરડામાં આવીને બેસો. "

ઇન્દ્રજીતઃ-પરંતુ ત્યાં અંધકાર હશે.

પદ્માવતીઃ-જી ના, ત્યાં પુષ્કળ પ્રકાશ હશે; કેમ કે અહીંની રાણીના મરી ગયા પછી આ બાગ એક સુઘડ રાણીના અધિકારમાં આવ્યો છે તથા તેમણે આપનો સત્કાર કરવા માટે એ ઓરડામાં રોશની અવશ્ય કરી હશે.

ઇન્દ્રજીતે સહજ લજ્જાયુક્ત સ્વરે કહ્યું:–"થયું, રહેવા દો–હવે અહીંની રાણીઓના મેહમાન બનવાની મ્હારી ઇચ્છા નથી. જે કાંઇ બનવાનું હતું તે બન્યું છે. હવે તો અમારે તમારાં મ્હેંણાં સાંભળવાનાં છે!"

પદ્માવતીએ પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:–"આપને મ્હેંણા સંભળાવવાની હિમ્મત મ્હારામાં કયાંથી હોઇ શકે? ઠીક ચાલો, મ્હારા મેહમાન બનવાને તો હરકત નથી ને?"

ઇન્દ્રજીતઃ–આ સ્થળે પોતાનાં માણસો પણ પારકાં બની જઇ દુઃખ દે છે એ તમે જાણતાં નથી કે?

તેજસિંહઃ–પદ્માવતિ! આ મ્હારી પૂજા થાય છે એ તમે સમજી શકો છો કે?

પદ્માવતીઃ–થવી જ જોઇએ. આપ એને યોગ્ય છો. (ઇન્દ્રજીત તરફ જોઇ) પરંતુ આપ આ સેવિકા ઉપર સહજ પણ સંદેહ રાખશો નહિ. જો કદાચ આપના મનમાં એવો સંશય હોય કે હું પદ્માવતી નથી તો પૂર્વજીવનની ઘણી વાતો કહીને હું આપનો સંશય દૂર કરી શકું તેમ છું. જે વખતે આપ પેલા તળાવ વચ્ચે આવેલા અજાયબઘરમાં મ્હારી સાથે રહતા હતા એ વખતની પણ કેટલીક ગુપ્ત વાતો હું આપને કહી શકું તેમ છું. (એ સમયના બે ત્રણ ગુપ્ત વાતોનો સ્ફોટ કરીને) હવે કહો જોઇએ કે મ્હારાપર આપને સંશય છે?

ઇન્દ્રજીતે કૃત્રિમ હાસ્ય કરીને કહ્યું:–"ના, તમારા ઉપર મ્હને સહજ પણ સંશય નથી; કેવળ તમારા વ્યવહારથી મ્હને ઘણો અફસોસ થાય છે."

પદ્માવતીઃ–અફસોસ થવાનું કાંઇ કારણ?

ઇન્દ્રજીતઃ-કારણ એ જ કે, અહીં આવ્યા પછી જાણી જોઇને તમે મ્હારાથી છુપાઇ રહ્યાં અને મ્હને ચિંતામગ્ન બનાવી દીધો.

પદ્માવતીએ હસી પડી ઇન્દ્રજીતનો હાથ પકડીને કહ્યુંઃ-" ઠીક, આપ અહીંથી ઉઠી પેલા ઓરડામાં ચાલો. ત્યાં હું આપના સકળ પ્રશ્નોના ઉત્તર આપીશ. આપ તો નહિ જેવી વાતમાં નારાજ થઇ જાઓ છો. આપનાં ભાભીએ જ આપની મશ્કરી કરી છે તથા તેમણે જ અમને આપની પાસે આવતાં અટકાવ્યાં હતાં. આપ એમને સઘળું પૂછી જોજો. હમણાં તેઓ પણ એ ઓરડામાં આપની રાહ જોતાં બેઠાં હશે. "

ઇન્દ્રજીતઃ-મ્હારાં ભાભી લક્ષ્મીદેવી કે ? એમને તો હું અવશ્ય મળીશ. મ્હેં જ્યારે એમ સાંભળ્યું છે કે, રતિસુંદરી જ ખરી રીતે લક્ષ્મીદેવી છે ત્યારથી હું તેમને મળવા માટે ઉત્કંઠિત બની ગયો છું.

આમ કહી યુવરાજ ઇન્દ્રજીત ઉઠી ઉભો થયો તથા પહેલાં જે ઓરડામાં તેણે આનન્દસિંહ સાથે વિશ્રામ કર્યા કર્યો એ ઓરડામાં તે પદ્માવતીની સાથે ગયો. તેની પાછળ પાછળ આનન્દસિંહ અને તેજસિંહ પણ એ ઓરડામાં ગયા.

આ વખતે પદ્માવતીએ મૂલ્યવાન્ પોષાક પહેરેલો હોઇ તેના અંગપર કિમતી અલંકારો પણ હતા. તે સ્વાભાવિક રીતે જ માયાસુંદરીના જેવી રૂપવતી તો હતી જ તેમાં પોષાક અને અલંકારોના સૌન્દર્યનું મિલન થવાથી હમણાં તે વિશેષ રૂપવતી દેખાતી હતી. તેની મુલાકાત થતાં પૂર્વે બન્ને કુમાર અનેક જાતના વિચાર કર્યા કરતા હતા તથા ઇન્દ્રાણી અને આનન્દીવાળા પ્રકારથી લજ્જિત બની જઇ તેઓ તેન જલ્દી મળવાને નારાજ હતા; પરંતુ પદ્માવતી પોતે જ તેમની પાસે ઉપસ્થિત થઇ એટલે તેઓ ગઇ ગુજરીને થોડા

વખત માટે ભૂલી જઇ પ્રસન્નવદને તેની સાથે પેલા સુસજ્જિત ઓરડામા ગયા. પદ્માવતીએ એ ઓરડાનું દ્વાર ઉઘાડ્યું એટલે અનેક દીપકો સળગી રહેલા બન્ને કુમાર તથા તેજસિંહના જોવામાં આવ્યા. હમણાં એ ઓરડામાં કેટલીક સુંદરીઓ બેઠેલી હતી; તેઓ કુમારનું દર્શન થતાં જ ઉઠી ઉભી થઇ તથા એક સુંદરી સિવાય બીજી સઘળી સુંદરીઓએ બન્ને કુમારને વિનયપૂર્વક પ્રણામ કર્યા.

જે સુંદરીએ કુમારને પ્રણામ કર્યા નહિ એ લક્ષ્મીદેવી હતી તથા રાજા ગોપાલસિંહને મુખે તેણે એમ સાંભળ્યું હતું કે, બન્ને કુમાર રાણા ગોપાલસિંહના ન્હાના ભાઇ થાય છે. બન્ને કુમારોએ સ્વયં લક્ષ્મીદેવીને નમન કર્યું તથા તેમની ભૂતકાળની શોચનીય સ્થિતિ માટે અફસોસ દર્શાવી પુનઃ જમાનીઆનાં રાણી થવા બદલ તેમણે તેને મુબારકબાદી આપી. બીજા પણ કેટલાક વિષય સંબંધીની તેમણે તેની સાથે વાતચિત કરી. પછી માયાસુંદરી, બંસરીબાલા વગેરેની સાથે વાતચિત કરવાનો પ્રસંગ ઉપસ્થિત થયો. ઇન્દ્રજીત અને માયાસુંદરી વચ્ચે તથા આનન્દસિંહ અને બંસરીબાલા વચ્ચે વિશુદ્ધ સ્નેહ હતો; પરંતુ ધર્મ, લજ્જા અને સભ્યતાનું તેઓ હમ્મેશાં રક્ષણ કરતાં હતાં. આ વખતે એ સ્થળે કોઇ વૃદ્ધ સ્ત્રી હાજર નહિ હોવા છતાં તેમણે હાવભાવ. નેત્રસંકેત વગેરેથી જ પોત પોતાના અંતરની વાત એક બીજાંને વ્યક્ત કરી અને પછીથી એક બીજાંનું મિલન થવાથી દરેકે પ્રસન્નભાવ દર્શાવ્યો. ત્યાર પછી પદ્માવતી અશ્વ-કકિશોરી, નારંગી, સરયુ તથા ઇન્દિરા વગેરેના કુશળ વર્ત્તમાન પૂછ્યા બાદ સર્વની વચ્ચે વાર્તાચિત ચાલવા લાગી. ઇન્દ્રજીતે લક્ષ્મી-દેવી તરફ જોઇને કહ્યું:–" ભાભી, અમારા વડિલ ભાઇએ પ્રપંચપરા-યણા પાપિણી માયાવિનીને હાથે જે અસહ્ય કષ્ટ સહન કર્યું છે એ

સંબંધીની હકીકત જાણવામાં આવતાં તમે તમારું દુઃખ તો ભૂલી જ ગયાં હશો!"

લક્ષ્મીદેવીઃ-ઇશ્વર એવું દુઃખ દુશ્મનને પણ ન દે.

ઇન્દ્રજીતે સ્મિતહાસ્ય કરીને કહ્યુંઃ-"પરંતુ મ્હેં એમ સાંભળ્યું હતું કે તમે તેમના ઉપર નારાજ થયાં છો તથા જમાનીઆ આવવામાં..........."

પદ્માવતીએ હસીને કહ્યુંઃ-"તેઓ તેમના કરતાં કૃષ્ણયશને વિશેષ પસંદ કરતાં હતાં!"

લક્ષ્મીદેવીઃ-ખરી રીતે જોતાં એમણે મ્હને ઠગી હતી.

ઇન્દ્રજીતઃ-તમે રતિસુંદરીનો વેશ ધારણ કરી પદ્માવતીને ઠગ્યાં હતાં એવી રીતે કે?

નારંગીઃ-આપે બરાબર કહ્યું. એમણે બન્નેએ ઠગવિદ્યા અજમાવી હતી.

પદ્માવતીઃ-રતિસુંદરીના વેશમાં તેઓ મ્હારી પાસે રહેતાં હતાં અને બહુરૂપીનું કામ કરતાં હતાં એ વખતને હું જ્યારે યાદ કરું છું ત્યારે મ્હને ઘણું આશ્ચર્ય લાગે છે. તેઓ ઘણી ચાલાકીથી દુશ્મનોનો પત્તો મેળવતાં હતાં. શ્યામગઢની તળેટીમાં જ્યારે માયાવિનીનો બહુરૂપી કંચનસિંહને મારી નાખી આપને બેહોશ બનાવી રથમાં નાખી લઇ ગયો હતો ત્યારે પણ એ વિષયના સમાચાર એમણે મ્હને પ્રથમથી જ પહોંચાડયા હતા.

ઇન્દ્રજીતઃ-એમ કે? ત્યારે એમનો મ્હારા ઉપર મહાન્ ઉપકાર થયો છે. અહા! એ પણ કેવો ભયંકર વખત હતો! એ પ્રસંગે આપણા સદ્‌ભાગ્યે શત્રુઓ એક બીજાને ઓળખ્યા સિવાય પોતપોતામાં જ લડી મરતા હતા! શ્યામગઢમાં માયાવિનીની દાસીએ જ

માધવીને ઘાયલ કરી હતી; પરંતુ મૃત્યુપર્યંત એ પ્રકાર માધવીના જાણવામાં આવ્યો નહિ. જો એ પ્રકાર એના જાણવામાં આવ્યો હોત તો એ આજ સુધી માયાવિનીના પક્ષમાં રહીને તેની સાથે અહીંના તિલિસ્મી બાગમાં આવવાની હિમ્મત કરત કે?

પદ્માવતીઃ—કદાપિ નહિ. (હસીને) છતાં આશ્ચર્યનો વિષય એ છે કે, જે માયાવિની અને માધવીનો આપ અપાર તિરસ્કાર કરો છો તથા જેમણે આપણી સર્વની સાથે ઘણી શત્રુતા કરી છે તેમની બન્નેની સાથે આપે લગ્ન કર્યાં! અફસોસ! એમનાં પાપોએ એમને જીવતી રહેવા દીધી નહિ તથા અમને મુબારકબાદી આપવાનો અવકાશ મળ્યો નહિ!!

ઇન્દ્રજીતે લજ્જિત બની જઇને કહ્યું:—" તમે તો........."

લક્ષ્મીદેવીએ ઇન્દ્રજીતનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ પદ્માવતીને ઉદ્દેશીને કહ્યું:—" બ્હેન! તું પણ કેવી બહુબોલી છે! એ વાત સંબંધી એક પણ શબ્દ નહિ ઉચ્ચારવા માટે હું તને વારંવાર કહી ચુકી છું; છતાં તું માનતી જ નથી. કુમારોએ તેમની સાથે લગ્ન કર્યાં તેથી ત્હારું શું બગડી ગયું? ત્યારે શા માટે તેમને મ્હેણાં મારવાં જોઇએ? વળી જે કાર્ય ભૂલથી થયું છે એ માટે તેમને શા માટે ગુન્હેગાર સમજવા જોઇએ? બન્ને કુમાર ભ્રમને લીધે જ છેતરાયા છે. ખબરદાર! હવે કોઇ એ વાતનો ઉચ્ચાર કરશો નહિ. (કુમાર તરફ જોઇને) ઠીક, હવે કહો જોઇએ કે અમારી હકીકત આપના જાણવામાં આવી છે કે નહિ?"

ઇન્દ્રજીતઃ—હું તો ઘણા દિવસથી આ તિલિસ્મીમાં છું; પરંતુ મ્હારની તથા તમારી કેટલીક હકીકત વડિલ બંધુ ગોપાલસિંહદ્વારા મ્હારા જાણવામાં આવતી હતી તથા જે હકીકત અમારા જાણવામાં

નહિ આવી હોય તે હવે જાણી શકાશે; ઇશ્વરકૃપાથી આજે આપણે ઘણો સારો સમાગમ થયો છે. એકબીજાંની વાત કહેવા સાંભળવા માં આજના જેવો બીજો ઉત્તમ સુયોગ મળી આવવો કઠિન છે. તે સારૂ હું આપને એમ કહું છું કે, આપ પદ્માવતીને વાત વાતમાં ઠપકો આપશો નહિ. તેમને હજી બીજું જે કાંઈ કહેવું હોય તે બેલાશક કહેવા દો; કેમ કે તેમનો મ્હારા ઉપર સંપૂર્ણ અધિકાર છે. એમણે મ્હારી સાથે જે સદ્વ્યવહાર કર્યો છે તે સર્વના જાણવામાં છે. એમના ઉપકારોનું ઋણ આ જીવનમાં અમે અદા કરી શકીએ તેમ નથી.

પદ્માવતી:-બસ બસ-બહુ થયું. હવે આપ વિશેષ પ્રશંસા કરવી રહેવા દો. ( સરયુ તરફ જોઇને ) જો આપ પાસેના ઓરડામાં જઇ બન્ને કુમારના ભોજનની તૈયારી કરો તો સારૂ.

સરયુદેવી પદ્માવતીના અંતિમ વાક્યનો આશય સમજી ગઇ કે પોતાની હાજરીમાં વિનોદ મશ્કરીની વાતચિત કરતાં તેઓ શર્માય છે. તે તરત જ ત્યાંથી ઉઠી બીજા ઓરડામાં ચાલી ગઇ. પછી પદ્માવતીએ પુનઃ ઇન્દ્રજીતને કહ્યું:-" આપના ઉપર મ્હારો સંપૂર્ણ અધિકાર હોવાથી હું હવે આપને મ્હારી પાસે જ રાખીશ!"

માયાસુંદરીએ સ્મિત હાસ્ય કરીને કહ્યું:-" અરે ! તમે એમને માથા ઉપર બેસાડીને જ ફર્યા કરજો."

પદ્માવતી:-અને તમે એમને ગળે વળગાડીને ફરજો.

લક્ષ્મીદેવીએ કુમારને ઉદ્દેશીને કહ્યું:-" આજે આપણા સર્વને માટે ઘણો જ આનન્દનો દિવસ છે. હર્ષાતિશયથી અમારાથી જો વધારે પડતો વિનોદ થઇ જાય તો તેથી આપ અમારા ઉપર વિરક્ત બની જશો નહિ."

ઇન્દ્રજીત:-આશ્ચર્યનો વિષય છે કે તમે વિરક્ત બની જવાનું

શંકા રાખો છો છો ! અમે ક્યારનાય તમારો હાસ્યવિનોદનો ઉપભોગ ભોગવવા અધીર બની ગયા છીએ. મ્હને લાગે છે કે, શ્રીમતી પદ્માવતીની કૃપાથી હવે અમારી અધીરતા સત્વર દૂર થઇ જશે !

પદ્માવતીઃ-આપની અધીરતા કેવળ માયાસુંદરી જ દૂર કરી શકે તેમ છે.

ઇન્દ્રજીતે વાતને ફેરવી નાખવાના વિચારથી કહ્યું:-" કૃષ્ણલાલ તમને મળ્યો હતો કે ? "

પદ્માવતીએ હાવકા મુખે કહ્યું:-" ના જી. હું ધારું છું કે એના ઉપર આપને ઘણો ક્રોધ ઉપજ્યો હશે. "

ઇન્દ્રજીતે નારંગી તરફ જોઇને કહ્યું:-" એની રીતભાત ઘણી ખરાબ થઇ ગઇ છે. પિશાચપતિનો પુત્ર કૃષ્ણલાલ-તમારો ભાઇ થાય છે ને ? "

નારંગીઃ-હા જી, પિતાજી તો આજકાલ પોતાની ભૂલો માટે પશ્ચાત્તાપ કરી ક્ષમા મેળવવાનો પ્રયત્ન કર્યા કરે છે.

આમ કહીને નારંગીએ એક નિશ્વાસ મૂકયો. ઇન્દ્રજીતે તેને કહ્યું:-" તમારા પિતાજી માટે તમે બિલકુલ ચિંતા કરશો નહિ. તેમણે ભૂતકાળમાં કાંઇ ભૂલ કરી હોય તેથી શું ? હમણાં તેઓ શુદ્ધ અંતઃકરણથી તથા પ્રમાણિકતાથી અમારી સેવા બજાવે છે, જેથી તેમને તેમના સકળ અપરાધોની ક્ષમા આપવામાં આવશે એવી તમે ખાત્રી રાખજો. "

નારંગીઃ-આપશ્રીની કૃપાથી સર્વ સારું જ થશે. શ્રીમતી પદ્માવતીએ પણ મ્હને એવી આશા આપી છે.

ઇન્દ્રજીતઃ-તેઓ પદ્માવતીના જ બહુરૂપી હોઇ જે તિલિસ્મી

અંજર તેમણે તેમને આપ્યું છે તેની મદદથી તેમણે ઘણાં મહાન કાર્યો કર્યા છે અને કરે છે.

લક્ષ્મીદેવીએ ઇન્દ્રજીત તરફ જોઇને કહ્યું.—"હું આપને એક વાત પૂછવા ઇચ્છું છું."

ઇન્દ્રજીતઃ—બેલાશક પૂછો.

લક્ષ્મીદેવીઃ—તળાવવાળા તિલિસ્મી મકાનથી થોડે છેટે જંગલમાં એક સુંદર નહેર છે તથા ત્યાં કોઇ યોગીરાજના સમાધિ છે........

ઇન્દ્રજીતઃ-હા હા, એ સ્થાનની હકીકત હું જાણું છું. જો કે હું કદાપિ ત્યાં ગયો નથી; પરંતુ રક્તગ્રંથના વાચનથી ત્યાંની સઘળી હકીકત મ્હારા જાણવામાં આવી છે. વળી એ રક્તગ્રંથ ઘણા દિવસ સુધી પદ્માવતી પાસે હતો તેથી તેઓ પણ એ સ્થાનની હકીકત જાણતાં હશે.

પદ્માવતીઃ—ખરું છે. રક્તગ્રંથની મદદથી એ સ્થાનની કેટલીક હકીકત મ્હારા જાણવામાં આવી હતી તથા એ સ્થળેથી તિલિસ્મી અંજર અને ભાલો મ્હેં મેળવ્યાં હતાં; પરંતુ એ રક્તગ્રંથનું લખાણ બરાબર સમજી નહિ શકવાથી એ સ્થાનની સંપૂર્ણ હકીકત હું જાણી શકી નહોતી.

લક્ષ્મીદેવીએ ઇન્દ્રજીત તરફ જોઇને કહ્યું:—"તેથી જ એ મ્હારા પ્રશ્નોના બરાબર ઉત્તર આપી શકી નથી. હવે આપ જ કહો જોઇએ કે એ સ્થળે પણ કોઇ તિલિસ્મી છે કે શું?"

ઇન્દ્રજીતઃ—ના, ત્યાં કોઇ તિલિસ્મી નથી. જે દાર્શનિક મહાત્માની એ સમાધિ છે તેમણે આ તિલિસ્મી, ચ્યાવગઢવાળું ભેદી ભોંયરું, તળાવના મધ્ય ભાગમાં આવેલું અજાયબગૃહ તથા જે તિલિસ્મી ખંડેરમાં મ્હને મુર્દું બનાવીને પહોચાડવામાં આવ્યો હતો

અથવા જેમાં માયાસુંદરી, બંસરીબાલા અને તેજસિંહ વગેરે ફસાઇ પડયાં હતાં એ ખંડેર અને રામગઢવાળું તિલિસ્મી તેમના ગુરુએ બનાવ્યું છે. અહીંના રાજા કે જેમણે તિલિસ્મી બનાવડાવ્યું હતું તે એમના શિષ્ય હતા. એ મહાત્માએ પોતાની જીવિત સ્થિતિમાં જ સમાધિ લીધી હતી તથા તેમણે પોતાનો યોગાશ્રમ પણ એ સ્થળે જ બનાવ્યો હતો. પદ્માવતીએ તિલિસ્મી ખંજર એ યોગાશ્રમમાંથી કાઢયું હશે; કેમ કે ત્યાં ઘણી અદ્દભુત તેમ જ ઉપયોગી વસ્તુઓ છે.

પદ્માવતીઃ–જી હા. વળી એ સ્થળે મ્હેં એવા સોગંદ ખાધા હતા કે, પિશાચપતિ તથા કૃષ્ણલાલને હું મ્હારા ભાઈ બરાબર સમજીશ. જો એ લોકો આપણી સાથે દગો નહિ કરે તો હું મ્હારા એ સોગંદ જરૂર પાળીશ; છતાં પિશાચપતિના ભેદોનો સ્ફોટ હજી સુધી થતો નથી એ આશ્ચર્યનો વિષય છે. ગમે તેમ હો, પણ મ્હારે એટલું તો કહેવું જ જોઇએ કે પિશાચપતિએ આજ સૂધી પ્રમાણિકતાથી આપણી સેવા બજાવી છે.

ઇન્દ્રજીતઃ–ખરું છે. પિશાચપતિની પ્રમાણિકતા માટે કોઇને શંકા જેવું કાંઇ છે જ નહિ. ખરી રીતે જોવા જતાં એ ઘણે બાહોશ બહુરૂપી છે. હવે મ્હને કહો જોઇએ કે કૃષ્ણલાલ અહીં કેવી રીતે આવી પહોંચ્યો ?

પદ્માવતીઃ–એ સંબંધી હું શું જાણું ?!

આનન્દસિંહે સ્મિતહાસ્ય કરી કહ્યું:–" એ તેની યશોદાને શોધતો શોધતો અત્રે આવી પહોંચ્યો હશે."

અલકઃ–એની યશોદા ઘણા વખતથી મરી ગઇ છે એમ તે જાણી શક્યો છે.

આનન્દઃ–એ કદાચ તેની તસ્વીર શોધવા આવ્યો હશે !

અલક:-મ્હને લાગે છે કે એ કોઇની જાનમાં આવ્યો હશે!

અલકનું આ વાકય સાંભળતાં સર્વને હસવું આવ્યું. આનન્દ સિંહ શર્માઇ જઇ ચુપ થઇ ગયો.

ઇન્દ્રજીતે પદ્માવતીને કહ્યું:-" અગ્નિદત્તને કોણે મારી નાખ્યો હતો એ વાતનો કાંઈ પત્તો મળ્યો કે? (માયાસુંદરી તરફ જોઇને) આ પ્રશ્નનો ઉત્તર તો તમે જ આપી શકો તેમ છો."

માયાસુંદરી:-માયાવિનીના બહુરૂપીઓએ એને મારી નાખ્યો હતો તથા એ લોકોએ જ મ્હને તિલિસ્મી ખંડેરમાં લઇ જઇ કેદ કરી હતી

તેજસિંહે પદ્માવતીને ઉદ્દેશીને કહ્યું:-" બરાબર યાદ આવ્યું મ્હેં એમ સાંભળ્યું હતું કે, એ સમયે શાહ દરવાજો બંધ થઇ જવાના કારણથી અમે દુ:ખી થતાં હતાં. એ વખતે વિચિત્ર રીતે ત્યાં આવી ચઢીને તમે અમને સહાયતા કરી હતી. મ્હને આ સઘળી વાતની ખબર કેવી રીતે મળી?

પદ્માવતીએ લક્ષ્મીદેવી તરફ ઇશારો કરીને કહ્યું:-" એ વખતે લક્ષ્મીદેવી બહુરૂપીનું કામ કરતાં હતાં તથા તેમણે એવી ખબર સુદ્ધ પહોંચાડી હતી કે ખંડેર વાળી પુતળી સાફ થઇ ગઇ છે તથા એ સ્થળે જવાનો રસ્તો યોગીરાજની સમાધિ પાસે જ છે. જો એ પુતળી સાફ ન થઇ ગઇ હોત તો હું એ ખંડેરનો શાહ દરવાજો ખુલ્લો કરી શકત નહિ; કેમકે ઉપર ચઢીને એ ખંડેરમાં જઇ શકાય તેમ નહોતું માયાવિનીનાં માણસો અંદરના રસ્તેથી જ ભોંયરામાં ગયા હતા. એ વખત ઘણો કઠિન હતો."

નારંગી:-એ વખતે રાણા કનકસિંહે પણ ત્યાં આવીને........

પદ્માવતી વચ્ચે જ બોલી ઉઠી:-" બરાબર છે. એ વખતે પિશાચપતિએ ઘણી મદદ કરી હતી. અરિસિંહ બનીને જો તેઓ

કનકસિંહને કેદ ન કર્યો હોત તો ગજબ થઇ જાત."

તેજસિંહઃ–કુમારની જીંદગી માટે હું એ વખતે તદ્દન નિરાશ થઇ ગયો હતો.

પદ્માવતીએ ઇન્દ્રજીતને પૂછ્યુંઃ–"આપને ત્યાં કેવી રીતે પહોંચાડવામાં આવ્યા હતા? માયાવિનીના માણસોએ આપને કેદ કર્યા હતા એ તો અમે જાણીએ છીએ; પરંતુ એ મકાનમાં આપે તથા લક્ષ્મણસિંહજીએ શું જોયું હતું કે જેથી આપ હસતા હસતા અંદર કૂદી પડયા હતા એ હજી સુધી હું જાણતી નથી. વળી આપના અંદર કૂદી પડયા પછી શું થયું હતું?"

ઇન્દ્રજીતઃ–અંદર કૂદી પડયા પછી હું બેહોશ બની ગયો હતો. વળી મ્હારી પહેલાં જેઓ અંદર કૂદી પડયા હતા તેઓ પણ બેહોશ બની ગયા હતા. અંદરના ભાગમાં હસાવે એવી શી વસ્તુ હતી તે હમણાં હું તમને કહીશ નહિ.

પદ્માવતીઃ–એ સંબંધી અમે જ્યારે લક્ષ્મણસિંહજીને પૂછ્યું હતું ત્યારે તેમણે પણ એમ કહ્યું હતું કે, 'માફ કરો. જ્યાં સુધી યુવરાજ ઇન્દ્રજીતસિંહ મ્હારી પાસે હાજર નહિ હોય ત્યાં સુધી હું એ સંબંધી કાંઇ ખુલાસો કરી શકીશ નહિ. એ વાત છુપાવવાની તેમણે મ્હને સખ્ત તાકીદ કરેલી છે.' આપે આપના સાથીઓને પણ એ વાત જાહિર નહિ કરવાની તાકીદ કરી છે તથા આપ પોતે પણ એ વાત જાહિર કરતાં નથી એથી ઘણું આશ્ચર્ય લાગે છે!

ઇન્દ્રજીતઃ–ના–ના, એ વાત જાહિર કરવામાં મ્હને અડચણ નથી; પરંતુ મ્હારી એવી ઇચ્છા છે કે, એ તમાશો તમને સર્વને બતાવી એમાં શું હતું એ તમને દેખાડું. એમ કરવાથી તમારી પણ એવી જ દશા થશે.

પદ્માવતીઃ-ત્યારે આજે જ એ તમાશો આપ અમને કેમ નથી બતાવતા ?

ઇન્દ્રજીતઃ-હું તમને એ તમાશો આજે બતાવી શકું તેમ નથી. જો વડિલ બંધુ ગોપાલસિંહજી ધારે તો તેઓ બતાવી શકે તેમ છે; પરંતુ એ તમાશો જોવાની ઉતાવળ શા માટે કરવી જોઇએ ?

લક્ષ્મીદેવીઃ-હશે, જવા દો. છેવટે એક દિવસે એ ભેદ અમારા સર્વના જાણવામાં આવશે જ. વારું, હવે કહો જોઇએ કે, આપ આ તિલિસ્મીમાં અથવા તો પેલા બાગમાં આવ્યા ત્યારે પેલા વૃદ્ધ તિલિસ્મી દારોગા સાથે આપની મુલાકાત થઇ હતી કે ?

ઇન્દ્રજીતઃ-હા, થઇ હતી. એ ઘણો બદમાશ છે. એ તમને મળ્યો નથી કે શું ?

લક્ષ્મીઃ-અમને મળ્યા સિવાય એ કદાપિ રહી શકે ખરો કે ? એણે અમને છેતરવાનો પ્રયત્ન પણ કર્યો હતો; પરંતુ તમારા વડિલ ભાઇએ એની લુચ્ચાઈની વાત અમને પ્રથમથી જ કહી સાવધાનતા રાખવાની સૂચના કરી હતી. આમ હોવાથી જ એ અમારું કાંઇ અનિષ્ટ કરી શક્યો નથી-

પદ્માવતીઃ-પરંતુ આપે એની વાત ઉપર વિશ્વાસ મૂક્યો તેથી આપના ઉપર અત્યંત પ્રસન્ન થઇને એણે આપનાં લગ્ન કરાવી આપ્યાં. આપે તો એનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનવો જોઇએ!

લક્ષ્મીદેવીએ પદ્માવતી તરફ કિંચિત્ ક્રોધયુક્ત દૃષ્ટિથી જોઇને કહ્યું:-" પાછી ત્હારી જીભને તું વશ ન રાખી શકી કે ? "

ઇન્દ્રજીતે કહ્યું:-" હવે જો એ બદમાશ દારોગાની સાથે કદાચ અમારી મુલાકાત થશે તો અમે એને જીવથી મારી નાખીશું. "

ઇન્દ્રજીતનું આ વાક્ય સાંભળી સર્વને હસવું આવ્યું. એવામાં

સરયુએ ત્યાં આવીને કહ્યું:–" કુમાર ! પધારો, ભોજન તૈયાર છે."

લક્ષ્મીદેવીના આગ્રહથી બન્ને કુમાર ભોજન કરવા ઉઠયા. ભોજન કરી રહ્યા પછી સર્વ પાછાં એ સુસજ્જિત ઓરડામાં બેસી વાતચિત કરવા લાગ્યાં.

## પ્રકરણ ૮ મું.

## બલભદ્રસિંહનું મિલન.

બીજે દિવસે જ્યોતિસિંહને પેલી તિલિસ્મી ઇમારતમાં રાખી, અજીતસિંહને સાથે લઇ રાણા વીરસિંહ તેના પિતાને મળવા માટે રામગઢ ગયો. વીરસિંહે પોતાના પિતાને મળી તેમણે સાષ્ટાંગ પ્રણામ કર્યા. દેવીસિંહે પુત્રને આશીર્વાદ આપી, પોતાના હાથે તેને ઉભો કરી તેને સ્નેહાલિંગન કર્યું તથા તેઓ તેને પ્રવાસ સંબંધીની હકીકત પૂછવા લાગ્યા. તેમની ઇચ્છાનુસાર એકાન્ત થયા પછી વીરસિંહે પ્રવાસની સઘળી હકીકત પિતાને કહી સંભળાવી. દેવીસિંહે એ હકીકત ઘણા જ ધ્યાનથી સાંભળી. પછી પિતાની સાથે જ વીરસિંહ મહેલમાં જઇને માતાને મળ્યો તથા સંક્ષેપમાં સઘળી હકીકત કહી તે વિદાય થયો અને મૃગલોચની પાસે ગયો. ત્યાં તે કિશોરી તથા પુષ્પાવતીને પણ મળ્યો.

બીજે દિવસે વીરસિંહ પોતાના પિતા પાસે બેસીને કેટલીક વાતોમાં તેમની સલાહ લેતો હતો એવામાં ખબર મળી કે, જમાનીઆની રાણા ગોપાલસિંહનો પત્ર લઇ એક સવાર આવ્યો છે, આજ્ઞા-

નુસાર તેને હાજર કરવામાં આવ્યો. એ સવારે નમન કરી રાણા ગોપાલસિંહનો પત્ર આપ્યો અને પછી તે વિદાય થઇ બ્હાર ચાલ્યો ગયો.

જે પત્ર રાણા ગોપાલસિંહે મોકલ્યો હતો તે કેવળ નામનો જ પત્ર હતો. વાસ્તવિક રીતે એ એક ચોપડી જ હોય એમ લાગતું હતું. એમાં રાણા ગોપાલસિંહે બન્ને કુમાર, માયાસુંદરી, બંસરીબાલા, સરયુદેવી, રતિસુંદરી, માયાવિની, માધવી વગેરેની વિગતવાર હકીકત કે જે અમે પ્રથમથી લખી ચુક્યા છીએ તથા જે હકીકત રાણો વીરસિંહ હજી સુધી જાણી શક્યો નહોતો તે લખેલી હતી. તેમાં એમ પણ લખ્યું હતું કે, ' આપ સર્વે પેલી ખંડેરવાળી નવી ઇમારતમાં રહીને બન્ને કુમારની રાહ જોજો. '

રાણો ગોપાલસિંહ પોતાના જ વંશનો કુળદીપક છે એવું જાણવામાં આવતાં દેવીસિંહ અને વીરસિંહ અત્યંત પ્રસન્ન થયા. બન્ને કુમારની સાથે પણ હવે પોતાનું સત્વર મિલન થશે એવી તેમના અંતરમાં આશા ઉપજી. અંતે સર્વેએ ગોપાલસિંહની સૂચનાનુસાર પેલી ખંડેરવાળી નવીન ઇમારતમાં જઇને રહેવાનો તથા ત્યાં જ પિશાચપતિનો તપાસ કરવાનો નિશ્ચય કર્યો. એ નિશ્ચયાનુસાર દેવીસિંહ, વીરસિંહ, મહારાણી, રાણી મૃગલોચની, કિશોરી, પુષ્પાવતી વગેરે એ ખંડેરવાળી નવીન ઇમારતમાં જઇને રહ્યાં. માયાવિનીનો દારોગો તથા બીજાં કેદી માણસોને પણ ત્યાં લઇ જવામાં આવ્યાં.

ખંડેરની ચોતરફ ફરતો ઉચ્ચ મહાલય બાંધવામાં આવેલો હોવાથી ત્યાં હરેક પ્રકારની સગવડતા હતી. મહાલયના પશ્ચિમ તરફના ભાગના ઉપલા ખંડમાં કેટલીક ઓરડીઓ અને ચૉક ઉપરાંત કેટલાંક દિવાનખાનાં પણ આવેલાં હતાં. એમાંનાં ચાર દિવાનખાનાં

ઉત્તમ પ્રકારે શણગારવામાં આવ્યાં હતાં તથા એમાં મહારાણા દેવીસિંહ, જયસિંહ, રાણા વીરસિંહ અને જ્યોતિસિંહના નિવાસની વ્યવસ્થા કરવામાં આવી હતી. આ ભાગની બરાબર સ્હામે બીજા નંબરનો ઓરડો હોઇ એમાં પિશાચપતિને રાખવામાં આવ્યો હતો. રાજા અને જયસિંહની સ્હામે પોતાને રહેવાનું થવાથી પિશાચપતિ ગભરાટમાં પડી ગયો. તિલિસ્મી ચબુતરામાંથી બ્હાર નીકળી પોતાને મળવા આવનાર તથા બલભદ્રસિંહને ઉપાડી જનાર માણસોની હકીકત કદાચ સર્વના જાણવામાં આવશે તો પોતાના ઉપર નવીન સંકટ આવી પડશે એવો તેના મનમાં ભય રહેતો હતો; કેમ કે એ ભેદી માણસો પુનઃ ચબુતરામાંથી બ્હાર નીકળી તેને મળવા આવે એવો સંભવ હતો.

મધ્યરાત્રિનો સમય થયો હતો. રાણો વીરસિંહ પોતાના દિવાનખાનાની બ્હાર આવેલા કઠેરામાં બિછાવેલા ગાદી તકીઆપર પોતાના અભિન્નહૃદય મિત્ર જ્યોતિસિંહ સાથે બેસી મૃદુસ્વરે તેની સાથે કાંઇ વાતચિત કરતો હતો. દિવાનખાનામાં ઝાંખો દીપક બળતો હોવાથી તેનો પ્રકાશ બ્હાર દિવાનખાનામાં આવી શકતો નહોતો અને તેથી તેઓ કઠેરામાં બેઠા છે એમ કોઇ જાણી શકે એવો સંભવ નહોતો. નીચેના બાગમાં થોડા થોડા અંતરે આવેલા સ્થંભ ઉપરનાં ફાનસોમાં દીપક સળગતા હતા; પરંતુ વૃક્ષોની ઘટા વિશેષ હોવાથી બાગમાંના કેટલાક ભાગમાં અંધકાર પથરાયો હતો. તિલિસ્મી ચબુતરા નજીક દીપકનો પ્રકાશ હતો તથા હમણાં રાણા વીરસિંહની અને જ્યોતિસિંહની નજર એ ચબુતરા તરફ જ હતી.

એકાએક ચબુતરાના નીચેના ભાગમાં પ્રકાશ જોવામાં આવતાં વીરસિંહને ઘણું આશ્ચર્ય લાગ્યું તથા તેણે જ્યોતિસિંહનું ધ્યાન પણ

તે તરફ ખેંચ્યું. એવામાં ચબુતરાનો તેમના તરફનો ભાગ દ્વારની માફક ઉઘડી ગયો તથા તેમાંથી બે માણસોને એક ગાંસડી ઉપાડી બ્હાર નીકળતા તેમણે જોયા. ત્યાર પછી એ ચબુતરામાં દેખાતો પ્રકાશ બંધ થઈ ગયો. પછીથી એક માણસે બીજાના ખભા ઉપર ચઢી જઈ બાગમાં બળતો દીપક પણ બુઝાવી નાખ્યો. હવે ચબુતરાની આસપાસ અંધકાર ફેલાઇ જવાથી એ માણસો શું કરતા હતા એ જોઇ શકાતું નહોતું. રાણો વીરસિંહ અને જ્યોતિસિંહ નગ્ન સમશેર લઇ ચબુતરા પાસે જવા તૈયાર થયા તથા એક નોકરને દીપક લઇ પોતાની સાથે આવવાની તેમણે આજ્ઞા કરી. તેમણે તિલિસ્મી ચબુતરા પાસે જઇને જોયું તો ત્યાં પડેલી એક ગાંસડી સિવાય બીજું કાંઇ તેમની નજરે પડ્યું નહિ. નોકર દીપક લઇને ત્યાં આવી પહોંચ્યો એટલે જ્યોતિસિંહે ચોતરફ ફરીને તપાસ કરી; કિન્તુ પેલી ગાંસડી સિવાય બીજું કાંઇ નજરે પડ્યું નહિ. પછી જ્યોતિસિંહે પેલી ગાંસડી છોડી તો તેમાંથી એક બેશુદ્ધ બની ગયેલો માણસ નીકળ્યો. એ માણસને તેઓ પિછાની શક્યા નહિ, તેથી જ્યોતિસિંહે એક સીટી વગાડી. એ સીટીનો અવાજ સાંભળવામાં આવતાં અસંખ્ય સિપાહીઓ ત્યાં દોડી આવ્યા. પછી એ બેશુદ્ધ માણસને ઉંચકાવી મહારાણા દેવીસિંહ પાસે લઇ જવામાં આવ્યો. આ શોરબકોર કિંવા કોલાહલ સાંભળી જાગ્રત થઈ મહારાણા દેવીસિંહ જયસિંહની સાથે વાતચિત કરતા બેઠા હતા. સિપાહીઓ પેલા બેશુદ્ધ માણસને ત્યાં લઇ ગયા એટલે તેને જોઇ આશ્ચર્યચકિત તથા વિસ્મિત બની જઇને જયસિંહ બોલી ઉઠ્યો:—" અરે! આ તો બલભદ્રસિંહ છે!"

જ્યોતિસિંહ:—જેવી આશ્ચર્યજનક રીતે તેઓ અદૃશ્ય થઈ ગયા

હતા તેવી રીતે તેઓ પાછા આપણને મળી આવ્યા છે.

વીરસિંહ:-એમના અદૃશ્ય થવાના વિષયમાં આપણે વિના કારણ પિશાચપતિ ઉપર સંશય કર્યો હતો. હવે એમને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરો તથા પિશાચપતિને પણ અત્રે બોલાવો.

પછી બલભદ્રસિંહને શુદ્ધિમાં લાવવાનો જ્યોતિસિંહ પ્રયત્ન કરવા લાગ્યો. પિશાચપતિ પણ ત્યાં આવી પહોંચ્યો. વિના વિલંબે બલભદ્રસિંહ શુદ્ધિમાં આવ્યો. પિશાચપતિએ તેના તરફ જોઇને કહ્યું:-"આપ ક્યાં અદૃશ્ય થઇ ગયા હતા? આપ પુનઃ અત્રે ઉપસ્થિત થયા છો એ સારું થયું છે; કેમ કે આપ અદૃશ્ય થયેલા હોવાથી સર્વના અંતરમાં મ્હારા માટે સંશય ઉપજ્યો હતો."

બલભદ્ર:-તમારા ઉપર શા માટે સંશય રાખવો જોઇએ? તમે જ મ્હારા જીવનનું રક્ષણ કરી મ્હને છોડાવી લાવેલા હોવાથી તમે મ્હારા શત્રુ બનો એમ કોણ કહી શકે તેમ છે?

જ્યોતિસિંહ:-આપને કોણ લઇ ગયું હતુ તે તો હવે કહો?

બલભદ્ર:-મ્હને કોણ ઉપાડી ગયું હતું એ હજી સુધી હું જાણી શક્યો નથી; છતાં શુદ્ધિમાં આવ્યા પછી મ્હને જે અનુભવ થયો હતો તેનું વર્ણન હું કરી શકું તેમ છું. હમણાં મ્હારી પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી મ્હને થોડો વખત વિશ્રામ લેવા દો. સ્હવારે હું આપને સઘળી હકીકત નિવેદન કરીશ.

દેવીસિંહ:-ભલે ત્યારે તમે વિશ્રામ લ્યો.

જયસિંહે બળભદ્રસિંહને પૂછ્યું:-"પિશાચપતિની સાથે આપ આપના નિવાસ સ્થળે જવાને ઇચ્છો છો કે અન્ય કોઇ સ્થળે વ્યવસ્થા કરાવીએ?"

આ પ્રશ્નના ઉત્તરમાં બલભદ્રસિંહે કહ્યું:-"બીજા સ્થળે

વ્યવસ્થા કરાવવાની કાંઇ જરૂર નથી. હું પિશાચપતિની સાથે જ રહીશ.”

પછી રાણુની આજ્ઞા લઇ બલભદ્રસિંહ અને પિશાચપતિ પોતાના ઓરડા તરફ ગયા અને દેવીસિંહ, વીરસિંહ, જયસિંહ તથા જ્યોતિસિંહ પેલા ચબુતરા તથા બલભદ્રસિંહ સંબંધીની વાતચિત કરતા બેઠા. બલભદ્રસિંહ પોતાના અદૃશ્ય થવા સંબંધીની જે હકીકત જણાવે તેના ઉપર વિશ્વાસ નહિ મૂકતાં તિલિસ્મી ચબુતરામાંથી આવતા જતા માણસોની ગુપ્ત રીતે તપાસ કરાવવાનો તેમણે નિશ્ચય કર્યો તથા એટલા માટે એ બાગમાં બહુરૂપીઓનો છુપો પહેરો રાખવાનો તેમણે બંદોબસ્ત કર્યો.

## પ્રકરણ ૯ મું.

### અભાગિની ઇન્દિરાની અદ્દભુત આત્મકથા. (ચાલુ)

ભોજન કરી રહ્યા પછી કુમારોએ પોતાની હકીકત સર્વને કહી સંભળાવી. પછી ઇન્દ્રજીતે ઇન્દિરાને તેની અવશિષ્ટ રહેલી આત્મકથા કહેવાની આજ્ઞા કરી એટલે તે કહેવા લાગીઃ–“ બહુરૂપીની વિદ્યામાં ઉપયોગી થઇ પડે એવી કેટલીક વસ્તુઓ લઇને હું પેલી ગુફામાંથી બ્હાર નીકળી જંગલ વટાવી ખુલ્લા મયદાનમાં જઈ પહોંચી. ત્યાં એક એવી વસ્તુ મ્હારા જોવામાં આવી કે, જેથી હું આશ્ચર્યચકિત અને સ્તંભિત બની જઇને તે તરફ જોવા લાગી. એ વસ્તુ એક વસ્ત્ર હતું તથા વૃક્ષની એક ડાળી સાથે તે લટકતું હતું. એ વૃક્ષ નીચે મ્હારાં માતાજી ચિંતાતુર મુખે

બેસી રહ્યાં હતાં. મ્હેં મ્હારું સ્વરૂપ બદલી નાખેલું હોવાથી વિસ્મિત બની જઇને તેઓ મ્હારા તરફ જોવા લાગ્યાં; પછી મ્હેં જ્યારે તેમને બોલાવ્યાં ત્યારે મ્હારો અવાજ ઓળખી જઇને હર્ષાતિશયથી તેમણે પોતાના હૃદય સાથે મ્હને દબાવી. પછી મ્હેં સંક્ષેપમાં મ્હારી હકીકત તેમને કહી સંભળાવીને તેમની હકીકત પૂછી. તેમણે કહ્યું, ' બેટા! દુષ્ટ દારોગાએ એક પહાડી ગુફામાં મ્હને કેદ કરી હતી; ત્યાંથી એક સ્ત્રીની સહાયતાથી પરમ દિવસે હું નાશી છૂટી છું. આપણા ઘર તરફ જવાના માર્ગની મ્હને માહિતી નહિ હોવાથી હું આ અરણ્યમાં આથડું છું. એની સઘળી સવિસ્તર હકીકત ઘેર ગયા પછી હું તને કહીશ.' આમ કહી મ્હેં બહુરૂપીની વિદ્યાનું જ્ઞાન મેળવ્યું એ માટે તેમણે ઘણી પ્રસન્નતા પ્રદર્શિત કરી. એ વખતે હું બહુ છેતરાઇ. ખરી રીતે જોતાં એ મ્હારાં માતાજી નહિ પરંતુ મનોરમા હતી. એ વાત કેટલાક દિવસ વીતિ ગયા પછી મ્હારા જાણવામાં આવી હતી. મનોરમાને હું પ્રથમ ઓળખતી નહોતી; પરંતુ પાછળથી એ માયાવિનીની સહચરી છે એમ હું જાણી શકી. ગૌહરની સાથે મનોરમા એ અરણ્યમાં આવી હતી. મ્હારા ભાગ્યમાં દુઃખ ભોગવવાનું નિર્માણ થયેલું હતું તેને કોણ મિથ્યા કરી શકે? વિધિના વિધાનને કોણ ફેરવી શકે? મનોરમાને હું મ્હારાં માતાજી સમજી ઘણા દિવસ સૂધી તેની સાથે રહી. એ સમ્ય દરમ્યાન પોતાની પ્રકૃતિ બિમાર રહે છે એવું જણાવી ઘણા દિવસના અંતરે સ્નાન કરતી હોવાથી હું તેના અસલ સ્વરૂપને જાણી શકી નહિ. એ મનોરમા પણ દુષ્ટ દારોગાની માફક મ્હારી પાસે કાંઈ લખાવી લેવાની ઇચ્છા રાખતી હતી તથા જો મ્હેં તેના કહેવા પ્રમાણે લખી આપ્યું હોત તો તે મારો જીવ લઇ નાખત. મ્હેં તેને કાંઇ

લખી આપ્યું નથી તેથી જ હું જીવતી રહી શકી છું. તેણે અમારા ઘરના માર્ગ સંબંધીની અજ્ઞાનતા દર્શાવી ત્યારે મ્હારા મનમાં સહજ સંશય તો ઉપજ્યો હતો; પરંતુ હર્ષના આવેશને લીધે મ્હારો એ સંશય સત્વર દૂર થઇ ગયો હતો. મ્હેં એમ કહ્યું કે, ' માતાજી, તમે ચિંતા કરશો નહિ. આપણા ઘર તરફ જવાના માર્ગની મ્હને માહિતી છે; જેથી આપણે નિર્વિઘ્ને ઘેર જઇ શકીશું. ' મ્હારું આ વાક્ય સાભળી તે પ્રસન્ન થઇ તથા થોડા વખત પછી ગંભીર ભાવ ધારણ કરીને તેણે કહ્યું:-" બ્હેન! હું તને એક વાત કહેવી ભૂલી ગઇ છું. ત્હારા પિતાજીને પણ દુષ્ટ દારોગાએ કેદ પકડી હમણાં કાશીમાં આવેલા મનોરમાના મકાનમાં રાખ્યા છે એવી મ્હને ચોક્કસ ખબર મળી છે.' મ્હેં પૂછ્યું, ' મનોરમા કયી ? ' તેણે ઉત્તર આપ્યો, ' માયાવિનીના નામથી ઓળખાતી રાણા ગોપાલસિંહની રાણી લક્ષ્મીદેવીની સખી.' મ્હેં કહ્યું, ' પરંતુ ખરાં લક્ષ્મીદેવીનાં રાણા ગોપાલસિંહજીની સાથે લગ્ન થયાં જ નથી ' તેણે કહ્યું, ' એ તો હું પણ જાણું છું; પરંતુ હમણાં જેરાજ્યની રાણી છે' તેને લોકો લક્ષ્મીદેવીના નામથી જ ઓળખે છે. અને તેથીજ મ્હેં એમ કહ્યું છે. પિતાજી કેદ પકડાયા છે એવું જાણવામાં આવતાં મ્હારું હૃદય ભારાઇ આવ્યું. મ્હેં સજળનયને ગદ્દગદ કંઠે કહ્યું, ' ત્યારે મ્હારા પિતાજી કેદ પકડાયા કે ? પૂર્વજન્મમાં આપણે એવાં તે શાં મહાપાપ કર્યાં છે કે જેથી આ જન્મમાં આપણને આટલું બધું દુઃખ ભોગવવું પડે છે ? ' મ્હારાં આ વાક્ય સાંભળી તેણે મ્હને આશ્વાસન આપતાં કહ્યું, ' પુત્રિ! તું ચિંતા કરીશ નહિ. ત્હારા પિતાશ્રીએ મ્હને પણ બહુરૂપીની વિદ્યાનું થોડું ઘણું શિક્ષણ આપ્યું છે. એ શિક્ષણ આ પ્રસંગે આપણને ઘણું ઉપયોગી થઇ પડશે. મ્હેં તેમને છૂટા કરવાની વ્યવસ્થા કરી છે. ' મ્હારા પિતાશ્રીએ મ્હારાં માતાજીને

અદૃરૂપીની વિદ્યાનું જ્ઞાન આપ્યું નહોતું એ હું જાણતી હોવાથી તેનાં આ વાક્ય સાંભળી મ્હને આશ્ચર્ય લાગ્યું એટલે તેણે મ્હને કહ્યું, 'બ્હેન ! એ વખતે ત્હારી ઉમ્મર ઘણી ન્હાની હોવાથી તું એ વાત કયાંથી જાણે ?' આ વાક્યથી મ્હારા મનનું જો કે સમાધાન થયું નહોતું તો પણ એની મધુરતાપૂર્ણ વાતોથી તથા મ્હારાં દુર્ભાગ્યનો ઉદય થયેલો હોવાથી હું છેતરાઇ. મ્હેં તેનું કહેવું ખરું માન્યું. પિતાજીને છૂટા કરવા માટે નૌકામાં બેસી કાશી જવું પડશે એમ તેણે કહ્યું એટલે હું તેની સાથે ગંગાકિનારે ગઇ. પછી એક નૌકા ભાડે કરી તેમાં બેસી અમે કાશી તરફ વિદાય થયાં. આ નૌકા પણ મનોરમાની જ હતી; પરંતુ મ્હારા મનમાં શંકા ન ઉપજે એટલા માટે તેણે મા-છીઓ સાથે વાતચિત કરીને ભાડું ઠરાવવાનો પ્રપંચ કર્યો હતો. વળી અમારા જળપ્રવાસ દરમ્યાન, કાશી પહોંચ્યા પછી અમારે માટે રહે-વાનું ઘર શોધી કાઢી ભાડે લખાવી આપવાનું તેણે માછીઓને ઇનામની લાલચ દર્શાવીને કહ્યું. છેવટે અમે કાશી જઇ પહોંચ્યાં ત્યારે રાત્રિનો વખત હતો. એક માછી જઇ અમારે માટે મકાનની વ્યવસ્થા કરી આવ્યો તથા અમે એ મકાનમાં જઇને રહ્યો. એ મકાનમાં એક દિવસ રહ્યા પછી બીજે દિવસે પ્રભાતકાળે તેણે મ્હને કહ્યું, 'બ્હેન! તું બારણું બંધ કરીને અહીં બેસી રહેજે ! હું મનોરમાના મકાનની તપાસ કરવા જાઉં છું. જો સુયોગ મળશે તો હું એ પાપિષ્ઠાના પ્રાણનો નાશ કરી તેનું સ્વરૂપ ધારણ કરી તેના મકાનને તથા નોકર ચાકરોને કબ્જે કરી પછીથી અહીં તને તેડવા આવીશ! એ વખતે મ્હને મનોરમાના વેશમાં જોઇને તું આશ્ચર્યચકિત કિંવા વિસ્મિત બની જઇશ નહિ. હું ત્હારી પાસે આવીને 'ચાપગેચ' શબ્દ ઉચ્ચારું એટલે હું ત્હારી માતા છું એમ તું સમજી જજે. એ વખતે મ્હને પોતાની અધીશ્વરી સમ-

જીને કેટલાક નોકર ચાકરો મ્હારી આજ્ઞાનુસાર મ્હારી સાથે રહેશે. તેમના જાણવામાં આપણો પ્રપંચ ન જ આવે એવી તું ખાસ સાવધાનતા રાખજે. ત્હારા સંબંધમાં હું એ લોકોને એમ કહીશ કે આ મ્હારા સગાની કન્યા હોઈ મ્હેં એને પુત્રી તરીકે દત્તક લીધી છે. તને જરૂર પડે એ સઘળી વસ્તુઓ અત્રે હોવાથી ત્હારે કાંઇ દુઃખ ભોગવવું પડશે નહિ.' આવી રીતે અનેક પ્રકારે મ્હને સમજાવી મનોરમા મ્હારી પાસેથી ચાલી ગઇ. મ્હેં મકાનનાં બારણાં અંદરથી બંધ કરી દીધાં. હું એમ ધારું છું કે, તેણે મ્હારી પાસેથી વિદાય થતી વખતે પોતાના બે ચાર માણસોને મ્હારી હિલચાલપર દેખરેખ રાખવા માટે એ મકાનની આસપાસ રાખ્યા હશે. આહ! એણે એવી સફાઇથી પ્રપંચજાળ બિછાવી કે હું એમાં ફસાઈ. તેને માટે મ્હારા મનમાં સહજ પણ સંશય ઉપજ્યો નહિ. બીજે દિવસે તે મનોરમા બનીને પોતાના કેટલાક નોકર ચાકર સાથે મ્હારી પાસે આવી તથા પેલો સાંકેતિક શબ્દ ઉચ્ચારીને મ્હને તેણે પોતાનો પરિચય આપ્યો. મ્હારી માતાએ મનોરમાને મારી નાખી છે તથા મ્હારા પિતાજી હવે કેદમાંથી છૂટા થશે એમ વિચારી હું અત્યંત પ્રસન્ન થઇ; અસ્તુ. જે રથમાં બેસી તે મ્હને લઇ જવા આવી હતી એ રથમાં પોતાની સાથે બેસાડીને તે મ્હને પોતાને ઘેર લઇ ગઇ તથા એ વખતે હું હરેક રીતે એના પંઝામાં ફસાઈ પડી. જ્યાં સૂધી હું તેના ઘરમાં રહી ત્યાં સૂધી તેણે મ્હારા દેખતાં કદાપિ સ્નાન કર્યું નહિ તથા તેનું શરીર હું જોઇ શકું એવો પ્રસંગ પણ તે લાવી નહિ. વળી તે મ્હને મ્હારા અસલ સ્વરૂપમાં રહેવા દેતી નહિ. ચ્હેરામાં થોડો ફરક કરી નાખવાના હેતુથી તેણે એક જાતનું તેલ બનાવીને મ્હને આપ્યું હતું. એ તેલ દિવસમાં હું એક બે વખત લગાવતી હતી; તેથી મ્હારા શારીરિક અંગમાં

ર્ફ પડી જવા ઉપરાંત બીજું કાંઇ થયું નહોતું. તેના ઘરનાં સઘળાં માણુસો મ્હારું માન જાળવતાં હતાં; તથા હું જે કાંઇ આજ્ઞા કરતી તે તરત પાળતાં હતાં. પરંતુ જો હું એ મકાનની બ્હાર નીકળવાનો પ્રયત્ન કરતી તો સર્વ મ્હને અટકાવતાં હતાં. આવી સ્થિતિમાં હું ઘણા દિવસ સુધી એ મકાનમાં રહી. એક દિવસે મનોરમા રથમાં બેસીને બ્હાર કોઈ સ્થળે ગઇ હતી. મ્હારી માન્યતા પ્રમાણે તે કદાચ માયાવિનીને મળવા ગઇ હશે. હું એકલી સંધ્યા સમયે બાગમાં ફરતી હતી એવામાં એક ન્હાનો પત્થર એકાએક આવીને મ્હારી પાસે પડયો. એ પત્થર કોણે ફેંક્યો હશે તે જાણુવા માટે મ્હેં આસ-પાસ દૃષ્ટિ ફેરવી; પરંતુ કોઇ નજરે નહિ પડવાથી આશ્ચર્ય પામીને મ્હેં એ પત્થર તરફ જોયું. આ વખતે એ પત્થર સાથે બાંધેલો એક કાગળ મ્હારા જોવામાં આવ્યો. મ્હેં પત્થર ઉપાડી કાગળને છોડી જોયો તો તેમાં એવું લખ્યું હતું કે, 'તું ઇન્દિરા છે એવી હવે મ્હારી ખાત્રી થઇ છે. તને સાવધાન કરવાના હેતુથી હું તને જણાવું છું કે, તું પ્રપંચપરાયણા માયાવિનીની સખી મનોરમાની પ્રપંચજાળનો શિકાર થઇ પડી છે. ત્હારાં માતાજીનું સ્વરૂપ ધારણ કરીને એ તને પોતાના મકાનમાં ફસાવી લાવી છે તથા રાણા ગોપાલસિંહના નીચ, વિશ્વાસઘાતક, દગાબાજ દારોગાની ઇચ્છા-નુસાર પોતાનું કાર્ય સાધી લઇને એ નિષ્ઠુરતાથી અકાળે ત્હારા જીવ-નનો નાશ કરશે; માટે હવે તું તને જેમ યોગ્ય લાગે તેમ કર. આ પત્ર વાંચીને તત્કાળ ફાડી નાખજે. જો તેમ ન કરે તો ત્હારા ધર્મના સમ છે.' તરત જ એ પત્રનો મ્હેં નાશ કર્યો તથા કિંકર્ત્તવ્યવિમૂઢ બની જઇ હું ચોતરફ જોવા લાગી. જેમ જેમ મનોરમાના સહવાસમાં આવ્યા પછીની વાતોનો હું વિચાર કરવા લાગી તેમ તેમ એ મ્હારી

માતા નહિ પણ મનોરમા જ હોવી જોઇએ એવી મ્હારી ખાત્રી થવા લાગી. હવે પેલી ગુફાની બ્હાર નીકળવાની જે ગંભીર તથા ભયંકર ભૂલ મ્હેં કરી હતી તેનો મ્હને ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો. પછી મ્હારી સ્થિતિમાં પરિવર્ત્તન થઇ ગયું અને હું ગંભીર ચિંતામાં રહેવા લાગી. પત્થર સાથે પત્ર બાંધી કોણે મ્હને સાવધાન કરી હશે એ જાણવાની જીજ્ઞાસાથી હું મહાલયની અગાશીમાં ગઇ અને ત્યાંથી બાગમાં નજર ફેરવવા લાગી; કેમ કે મ્હને સાવધાન કરનાર માણસ મનોરમાથી ઘણો ડરતો હશે અને તેથી જ તેણે પોતાનો પત્ર ફાડી નાખવાના મ્હને સમ દીધા હશે એમ હું વિચારી શકી હતી. વળી મ્હેં તેની સૂચનાનુસાર એ પત્ર ફાડી નાખ્યો છે કે નહિ એ વિષયની ખાત્રી કરવા હું બાગમાં જે સ્થળે ઉભી હતી એ સ્થળે તે આવશે એવી મ્હારી ધારણા હતી. અગાશીમાંથી નજર કરતાં મ્હને મ્હારી ધારણા ખરી માલૂમ પડી. મૃદુગતિથી એક માણસને મ્હેં હું જે સ્થળે બાગમાં ઉભી હતી તે તરફ આવતો જોયો. એ માણસે એ સ્થળે આવી જમીનપર પડેલા કાગળના કડકા ઉપાડી લઇ પોતાની કમ્મરમાં છુપાવી દીધા પછી ધીમેથી ફરતો ફરતો તે મકાનમાં આવ્યો. હું તત્કાળ તેને ઓળખી શકી; કેમ કે મનોરમા તેની સાથે વાતચિત કરતાં કેટલીક વખતના ગુપ્ત નામથી તેને બોલાવતી હતી."

આ વખતે પદ્માવતીએ પૂછ્યું:-"નાનુ કે ? એ ત્હારું કલ્યાણ કરે કિંવા ત્હારાપર આવી પડેલા સંકટથી તને સાવધાન કરે એવો માણસ નહોતો. એ તો પ્રપંચી અને બદમાશ હતો! કોઇ બીજાએ જ તને સાવધાન કરી હશે તેમ જ એ પ્રકાર નાનુના જાણવામાં આવ્યો હશે. એ માણસ સાથે નાગરને કદાચ દુશ્મનાવટ હશે અને તેથી તેણે કાગળના કડકા એકઠા કર્યા હશે એમ મ્હારું માનવું છે!"

ઇન્દિરાઃ—આપની માન્યતા ખરી છે એ વખતે પણ હું છેતરાઈ અને તેથી મ્હારૂં દુઃખ ઉલટું વધ્યું.

પદ્માવતીઃ-એ હરામખોર નમકહરામ નાનુને તો હું બરાબર ઓળખું છું. હું માયાવિનીની સાથે રહેતી હતી ત્યારે એ માયાવિની અને મનોરમાના જમણા હાથ બરાબર હતો તથા તેમને માટે પ્રાણ અર્પણ કરવાને પણ તૈયાર થતો હતો; પણ છેવટે મનોરમાએ કિંવા તેની સહચરીએ તેને ફાંસી દઇ મારી નાખ્યો છે. એ બદમાશે મ્હને પણ ઘણું દુઃખ દીધું હતું; કિન્તુ એનું મૃત્યુ નિપજવાથી વૈર વાળવાનો વખત મ્હને મળ્યો નથી.

પછી લક્ષ્મીદેવી તરફ જોઇને પદ્માવતીએ કહ્યુંઃ—"જ્યારે પિશાચપતિના કાગળ પત્ર મેળવવા માટે મ્હેં મનોરમાને ત્યાં જઇ નાગરને છેતરી હતી ત્યારે મ્હેં મ્હારી પાસેની ઓરડીમાં નાનુની લાસને લટકતી જોઇ હતી તથા હું એ લાસ પાસે જઇ તેના ઉપર થુંકી હતી. વળી એ ઓરડીમાં મ્હેં ત્રિલોચનની લાસ પણ જોઇ હતી. એ શા કારણથી મરી ગયો હતો તે હું જાણી શકી નહોતી. ખરી રીતે જોતાં ત્રિલોચન ઘણો પ્રામાણિક માણસ હતો અને તેણે મ્હારું ઘણું ભલું કર્યું હતું. તેણે જ મ્હને એવી ખબર આપી હતી કે, 'હવે માયાવિની તમને મારી નાખવાની ગોઠવણ કરે છે.' એ વખતે તે ખાસ બાગના માળીઓનો દારોગો હતો.

ઇન્દિરાઃ-હું પણ સારી રીતે જાણું છું કે, એ ઘણો પ્રામાણિક માણસ હતો. તેણે જ પત્થર સાથે પત્ર બાંધી મ્હારા તરફ ફેંકીને મ્હને સાવધાન કરી હતી તથા એ પ્રકાર કમબખ્ત નાનુની નજરે પડયો હતો; પરંતુ હું છેતરાઇ. મ્હને નાનુએ જ સાવધાન કરી હશે એમ હું સમજી શકી નહિ.

પદ્માવતીઃ–ઠીક, પછી શું થયું ?

ઇન્દિરાઃ–જ્યારે મ્હને એમ લાગ્યું કે, નાનુએ જ મ્હને સાવધાન કરી છે ત્યારે હું અગાશીમાંથી ઉતરી પડી નીચે બાગમાં ગઇ તથા ફરતી ફરતી નાનુ પાસે જઇ પહોંચી. મ્હેં તેને કહ્યું, 'મ્હારા ઉપર આવી પડનારા સંકટથી આપે મ્હને સાવધાન કરી છે એ માટે હું અંતઃકરણ પૂર્વક આપનો ઉપકાર માનું છું. અત્યાર સૂધી હું મનોરમાને મ્હારાં માતાજી સમજતી હતી.' નાનુએ કહ્યું, 'ઠીક છે, હમણાં તમે મ્હારી સાથે વિશેષ વાતચિત કરશો નહિ. એમ કરવાથી કોઇના મનમાં મ્હારે માટે શંકા ઉપજવાનો સંભવ છે.' મ્હેં તેને કહ્યું, 'હમણાં આટલામાં બીજું કોઇ નથી. હું આપને માત્ર એટલી જ વિનંતિ કરું છું કે, જેવી રીતે આપે મ્હને સાવધાન કરવાની કૃપા કરી છે તેવી જ રીતે અહીંથી પલાયન કરી જવાના કાર્યમાં મ્હને મદદ કરી અક્ષય પુણ્ય પ્રાપ્ત કરો.' નાનુએ કૃત્રિમ ગંભીરતા ધારણ કરીને કહ્યું, 'ઠીક છે, એ કાર્યમાં પણ હું તમને મદદ કરીશ; પરંતુ જો તમે પલાયન કરી જવામાં ઉતાવળ કરશો તો બધું બગડશે. અહીંનું પ્રત્યેક મનુષ્ય તમારા ઉપર ઘણી દેખરેખ રાખે છે એ તમે સારી રીતે જાણો છો. વળી ત્રિલોચન તમારો મુખ્ય શત્રુ છે. એની સાથે તમે કદાપિ કાંઇ વાતચિત કરશો નહિ. એ ઘણો બદમાશ બહુરૂપી છે. તમે તેને ઓળખો છો ને ?' મ્હેં સરળભાવથી ઉત્તર આપ્યો, 'હા, હું એને ઓળખું છું.' નાનુએ કહ્યું, 'ત્યારે હવે તમે અહીંથી સત્વર ચાલ્યાં જાઓ. રાત્રે હું કાંઇ બ્હાનું કાઢીને તમારી પાસે આવીશ અને એ વખતે આપણે સઘળી વાતચિત નિશ્ચિતતાથી કરીશું.' હું પ્રસન્નતાથી ત્યાંથી ચાલી ગઇ તથા બાગની બીજી બાજુએ જઇને ફરવા લાગી. ત્યાંથી પહેરાવાળાએ મ્હને બગા-

બર જોઇ શકતા હતા. જેમ જેમ અંધકાર વધતો જતો હતો તેમ તેમ પહેરાવાળાઓ ઘણા ધ્યાનથી મ્હારા ઉપર દેખરેખ રાખતા હતા. અર્દ્ધ ઘડી રાત્રિ જતાં જ કેટલાક નોકરોએ મ્હારી પાસે આવી મ્હને મકાનમાં પ્રવેશ કરવાની સૂચના કરી. લાચારીથી હું મ્હારા ઓરડામાં જઇ બિછાનામાં સૂઇ ગઇ. સર્વેએ મ્હને ખાવાપીવાનો ઘણો આગ્રહ કર્યો; કિન્તુ એવી સ્થિતિમાં મ્હને ખાવું પીવું ક્યાંથી સૂઝે ? તબિયત સારી નહિ હોવાનું બાહ્ય નિમિત્ત દર્શાવી મ્હેં ખાવાની ના પાડી દીધી તથા હવે શું કરવું તેનો હું સૂતી સૂતી વિચાર કરવા લાગી. નાનુએ મ્હને કહ્યું હતું તે પ્રમાણે એ મ્હારી પાસે આવીને મ્હને પલાયન કરવામાં મદદ કરશે એમ હું ધારતી હતી; પરંતુ મ્હારી એ ધારણા ભૂલ ભરેલી હતી. મધ્યરાત્રિ સુધી રાહ જોવા છતાં પણ એ મ્હારી પાસે આવ્યો નહિ. તે ઉપરાંત હમ્મેશાં જે બે દાસીઓ રાત્રે મ્હારી સેવા કરવાને મ્હારા ઓરડામાં આવીને રહેતી હતી તેમની સાથે બીજી પણ બે ધુર્ત્ત દાસીઓને મ્હારા ઓરડામાં એ રાત્રે મ્હારા ઉપર દેખરેખ રાખવાને મોકલવામાં આવી હતી. આવો પ્રકાર જોઇ એ સર્વના અંતરમાં મ્હારે માટે સંદેહ ઉત્પન્ન થયેલો હોવો જોઇએ એમ હું સમજી શકી. નિદ્રા નહિ આવવાનું તથા મસ્તક દુઃખવાનું નિમિત્ત દર્શાવી હું બિછાનામાંથી ઉઠી તથા ઓરડામાં લટાર મારવા લાગી. પછી જ્યારે હું ઓરડાની બ્હાર નીકળી તો મ્હેં ત્યાં પણ પહેરાનો સખ્ત બંદોબસ્ત થયેલો જોયો. ખુલ્લી રીતે મ્હેં સહજ પણ આશ્ચર્ય પ્રદર્શિત કર્યું નહિ. હું પુનઃ બિછાનામાં આવીને સૂઈ ગઇ તથા ભિન્ન ભિન્ન પ્રકારના વિચાર કરવા લાગી. એ વખતે મ્હારો એવો નિશ્ચય થઇ ગયો કે, મ્હને નાનુએ નહિ પણ બીજા કોઇએ સાવધાન કરેલી હોવી જોઇએ. જો

નાનુએ જ મ્હને સાવધાન કરી હોત તો એ પ્રકાર સર્વના જાણવામાં આવત નહિ, તેમ જ મ્હારા ઉપર આવી સખ્ત દેખરેખ રાખવામાં આવત નહિ અફસોસ! મ્હારા હાથે ઘણી ભયંકર ભૂલ થઈ. જો મ્હેં નાનુ સાથે કાંઇ વાતચિત ન કરી હોત તો પેલા કાગળના કેવળ કકડાઓ ઉપરથી નાનુ સઘળો ભેદ ઉકેલી શકત નહિ; પરંતુ હવે તો અસલ ભેદ ખુલ્લો થઇ જઇ મ્હારા પગમાં બેવડી બેડી પડી. હવે મ્હારે કરવું શું?

"મ્હને આખી રાત નિદ્રા આવી નહિ. સ્હવારે જ્યારે હું શય્યાનો ત્યાગ કરીને ઉઠી ત્યારે મ્હેં મનોરમાના આવ્યાના સમાચાર સાંભળ્યા. હું ઓરડામાંથી બ્હાર નીકળી છજામાં ગઇ તો મનોરમાને એક ખુરસીપર બેસી નાનુ સાથે વાતચિત કરતી મ્હેં જોઇ. બે દાસીઓ તેની પાછળ ઉભી રહી હતી તથા તેની પાસે બે ત્રણ ખુરસીઓ પડી રહી હતી. મનોરમાએ એક ખુરસી આગળ ખેંચી બાહ્ય પ્રેમ દર્શાવી મ્હને તેના ઉપર બેસવા કહ્યું. હું એ ખુરસીપર બેઠી એટલે મનોરમાએ મ્હને કહ્યું, 'દિકરી, આ માણસ આપણો કેવો શુભેચ્છક છે એ તું જાણે છે કે?' આમ કહી હાથથી તેણે નાનુને મ્હને બતાવ્યો. મ્હેં કહ્યું, 'મા! એ માણસ કદાચ તમારો શુભેચ્છક હશે પરંતુ મ્હારો તો 'એ કટ્ટો દુશ્મન છે.' મનોરમા ચમકી ઉઠી હોય એવા ભાવથી તેણે મ્હને પૂછ્યું, 'તું આમ કેમ કહે છે?' મ્હેં કહ્યું, 'સેંકડો સંકટો સહન કર્યા પાછીથી હું તમને મળી શકી છું તથા તમે પણ મ્હને તમારી પુત્રી બનાવીને મ્હારી સાથે જે સદ્વ્યવહાર કર્યો છે તે અહીંનું પ્રત્યેક માણસ જાણે છે; પરંતુ હું સુખની નિદ્રામાં સુઇ રહું એવી આ કપટી નાનુની ઇચ્છા નથી. કાલે સ્હાંજે હું બાગમાં ફરતી હતી એવામાં તેણે મ્હારી પાસે

આવી મ્હને એક પત્ર આપીને કહ્યું, 'આ પત્ર વાંચીને સાવધાન થઇ જાઓ; પરંતુ ખબરદાર! તમે મ્હારું નામ લેશો નહિ!' આ વાક્ય સાંભળી નાનુ અપાર ક્રોધે ભરાઇ બોલી ઉઠયો, 'તું મ્હારા ઉપર ખોટો આરોપ શા માટે મૂકે છે? શું મ્હેં તને એવી વાત કહી હતી?' મ્હેં પણ બિલ્કુલ ગભરાયા સિવાય કહ્યું, 'બેશક, ત્હેં જ પત્ર આપીને મ્હને એવી વાત કરી હતી તથા તે ઉપરાંત મ્હને પલાયન કરી જવાની પણ સૂચના કરી હતી. તું આંખો શા માટે કાઢે છે? જે હકીકત સર્વથા સત્ય છે એ હકીકત કહેવામાં હું સાક્ષાત ઇશ્વરનો પણ ભય રાખું તેમ નથી.' મનોરમાએ નાનુ તરફ જોઇને કહ્યું, 'તું હમણાં ચુપ બેસી રહે. એ પોતાની હકીકત પૂરી ન કહી રહે ત્યાં સુધી તું એક શબ્દ પણ બોલીશ નહિ. એની હકીકત એ કહી રહે એટલે પછી ત્હારી હકીકત પણ સાંભળવામાં આવશે.' પછી મ્હેં તેને કહ્યું, 'મ્હેં એ પત્ર ઉઘાડીને વાંચી જોયો તો એમાં એમ લખેલું હતું કે, 'જેને તું ત્હારી માતા સમજે છે એ મનોરમા હોઇ પોતાનો હેતુ પાર પાડવા માટે એ તને અત્રે ફસાવી લાવી છે. પોતાનો હેતુ પાર પાડયા પછી એ નિષ્ઠુરતાથી અકાળે ત્હારા જીવનો નાશ કરશે. માટે તું હવે તને જેમ યોગ્ય લાગે તેમ કરજે.' આવી બીજી પણ કેટલીક હકીકત એમાં લખેલી હતી. એ પત્રની હકીકત વાંચવામાં આવતાં જ હું ચમકી ઉઠી તથા નાનુને બનાવવાના વિચારથી મ્હેં કહ્યું, 'તમે મ્હને સાવધાન કરી છે એ માટે હું અંતઃકરણપૂર્વક તમારો આભાર માનું છું. હવે જો અહીંથી પલાયન કરી જવામાં તમે મ્હને મદદ કરશો તો મ્હારા જીવનનું રક્ષણ કરવાનું અપાર પુણ્ય તમને પ્રાપ્ત થશે.' આ વાકયોના ઉત્તરમાં ખુશી થઇને નાનુએ મ્હને કહ્યું, 'હમણાં તમે મ્હારી સાથે વિશેષ વાત-

ચિંત કરશો નહિ; નહિ તો કદાચ મ્હારા ઉપર કોઇને શંકા આવશે. તમને પલાયન કરી જવામાં હું મદદ કરીશ; પરંતુ આ વાત તમે છુપાવી રાખજો. અહીં ત્રિલોચન નામનો જે માણસ છે તે તમારો કટ્ટો શત્રુ હોવાથી જો આ પ્રકાર તમારા જાણવામાં આવશે તો કોઇ પણ રીતે તમારા જીવનતું રક્ષણ થશે નહિ.' નાનુએ આ વખતે મનોરમા તરફ જોઇને કહ્યું, 'ખરું છે—એ વખતે મ્હેં એને આમ કહ્યું હતું; પરંતુ.........' હું વચ્ચે જ બોલી ઉઠી, 'ધીમે ધીમે તું દરેક વાત કબૂલ કરીશ; પણ વચ્ચે બોલવાની સાફ મનાઇ કરેલી હોવા છતાં ત્હારાથી ચુપ રહી શકાતું નથી એ આશ્ચર્યનો વિષય છે.' મનોરમાએ પણ ક્રોધયુક્ત દૃષ્ટિથી નાનુ તરફ જોઇને કર્કશ કંઠે કહ્યું, 'તું ચુપ નહિ રહે કે?' આ શબ્દોના ઉત્તરમાં નાનુ કાંઇ બોલ્યો નહિ—તે ચુપ રહ્યો. પછી મનોરમાની ઇચ્છાનુસાર મ્હેં તેને કહ્યું, 'એ પત્ર વાંચીને મ્હેં એના કડકે કડકા કરી નાખ્યા. તથા ફેંકી દીધા ત્યાર પછી નાનુ ચાલ્યો ગયો તથા હું પણ અહીં આવી અગાશીમાં ચઢી ગઇ. અગાશીમાં છુપાઇ રહીને હું નીચે બાગમાં જોવા લાગી. થોડા વખત પછી નાનુને મ્હેં પાછો જે સ્થળે અમારી બાગમાં મુલાકાત થઇ હતી એ સ્થળે ઉપસ્થિત થયેલો જોયો. તેણે એ કાગળના સઘળા કડકા જમીનપરથી વીણી લઇ, કમરમાં છુપાવી તે મકાનમાં આવ્યો. એ વખતે અગાશીમાંથી ઉતરી હું નીચે તેની પાસે આવી અને મ્હેં તેને કહ્યું, 'કહો, તમે ક્યારે અહીંથી મ્હારો છુટકારો કરશો?' આ પ્રશ્નના ઉત્તરમાં તેણે કહ્યું, 'રાત્રે એકાન્ત મળતાં હું તમારી પાસે આવીશ અને એ વખતે આપણે નિશ્ચિતતાથી સઘળી વાતચિત કરીશું.' આમ કહીને તે ચાલ્યો ગયો અને હું પુનઃ બાગમાં ફરવા લાગી. અંધકાર થતાં હું બાગમાં ફરતી ફરતી

બાગમાં આવેલી ઝાડી તરફ ગઇ તો થોડે છેટે બે માણસો મૃદુસ્વરે કાંઇ વાતચિત કરતા હોય એવો મ્હને ભાસ થયો. હું સહજ આગળ ગઇ તો એ વાતચિતનો અવાજ સ્પષ્ટતાથી સાંભળી શકવા લાગી. અવાજ ઉપરથી એ બે માણસોમાંનો એક નાનુ છે એમ તત્કાળ હું સમજી શકી; કિન્તુ બીજો માણસ કોણ હતો એ જાણી શકી નહિ. છેવટે એ બીજો માણસ ત્રિલોચન હતો એમ મ્હારા જાણવામાં આવ્યું.' મનોરમાએ મ્હને પૂછ્યું, 'હવે તું કહે કે એમની બન્નેની વચ્ચે શી વાતચિત થઇ હતી.?' મ્હેં કહ્યું, 'એમની સઘળી વાતચિત હું સાંભળી શકી નહોતી. જે કાંઈ મ્હારા સાંભળવા તથા સમજવામાં આવ્યું છે એ હું તમને કહું છું. આ નાનુએ પેલા બીજા માણસને કહ્યું, 'ના-ના, હવે મ્હેં મ્હારા નિશ્ચયને દૃઢ કર્યો છે; તથા એ છોકરીએ પણ મ્હારાં વચનોપર સંપૂર્ણ વિશ્વાસ મૂક્યો છે. હું એને લઇ જઇને એના બદલામાં ઘણી સારી રકમ મેળવી શકીશ. જો આ કાર્યમાં તમે મ્હને મદદ કરશો તો એમાંથી અડધી રકમ હું તમને આપીશ.' આ વાક્યોના ઉત્તરમાં બીજા માણસે કહ્યું, 'તમારે આ કાર્ય કરવું ઉચિત નથી. પોતાના માલિકનો વિશ્વાસઘાત કરનારને વિશ્વસંસારમાં કદાપિ સુખ મળતું નથી. તમે મ્હારું કહ્યું માનો તો સારું; નહિ તો આ વિષયનું પરિણામ તમારે માટે સારું નહિ આવે તથા હું પણ તમારો દુશ્મન બની જઇશ.' આ વાક્યો સાંભળી નાનુ એ માણસને સારાં ખોટાં વચનો કહી ધમકાવવા લાગ્યો. એ સમયે નાનુએ કરેલા સંબોધનપરથી હું જાણી શકી કે એ બીજા માણસનું નામ ત્રિલોચન છે. પછી મ્હને જ્યારે એમ માલૂમ પડ્યું કે, હવે એ બે જણા છૂટા પડે છે ત્યારે ચુપકીદીથી મ્હેં પણ એ સ્થળનો ત્યાગ કર્યો તથા હું મ્હારા ઓરડામાં આવી બિછાનામાં

સૂઈ ગઇ. થોડા વખત પછી નાનુએ મ્હારી પાસે આવીને ચુપકીદીથી મ્હને કહ્યું, 'થયું, હવે જલ્દી ચાલો અને મ્હારી પાછળ પાછળ આવો. હું તમને સંકટમાંથી બચાવું એવો વખત હમણાં મ્હને મળી આવ્યો છે.' આ શબ્દોના ઉત્તરમાં મ્હેં તિરસ્કાર દર્શાવી તેને કહ્યું, 'થયું–રહેવા દો. તમારું કારસ્થાન મ્હારા જાણવામાં આવી ગયું છે. તમારી તથા ત્રિલોચનની વચ્ચે જે વાતચિત થઇ હતી તે છુપી રીતે મ્હેં સાંભળી છે. માતાજીને આવવા દો–પછી હું તમારી બરાબર ખબર લઇ નાખીશ.' આ વાકયો સાંભળી લાલપીળા બની જઇને તેણે કહ્યું, 'ઠીક છે, તું જોજે કે, હું ત્હારી બરાબર ખબર લઉં છું કે, તું મ્હારી લે છે!' આટલું કહી એ મ્હારી પાસેથી ચાલ્યો ગયો તથા થોડા વખત પછી મ્હેં મ્હારા ઉપર પહેરાનો સખ્ત બંદોબસ્ત રાખવામાં આવેલો જોયો.' મનોરમાએ કહ્યું, 'ઠીક છે, હવે સઘળી સત્ય હકીકત મ્હારા જાણવામાં આવી છે.' નાનુએ કોપાતિશયથી કહ્યું, 'આવી બદમાશ છોકરી તો આજ સુધીમાં બીજી એક પણ મ્હારા જોવામાં આવી નથી! મ્હારી હાજરીમાં જ તે મ્હને અસત્યવાદી તથા અપરાધી ઠરાવે છે અને પોતાના સહાયક ત્રિલોચનને નિર્દોષ ઠરાવે છે!' મનોરમાએ નાનુના બોલવા તરફ લક્ષ્ય આપ્યું નહિ. મ્હેં જે કાંઇ કહ્યું તેના ઉપર એનો સંપૂર્ણ વિશ્વાસ બેઠો."

ઇન્દ્રજીતઃ–વિશ્વાસ બેસવો જોઇએ જ. મ્હેં મનોરમાને જે બનાવટી હકીકત કહી હતી તેનો પ્રત્યેક અક્ષર હોશિયારી અને ચાલાકીથી ભરેલો હતો.

પદ્માવતીઃ–ઠીક, પછી શું થયું?

ઇન્દિરા કહેવા લાગીઃ–" નાનુએ મ્હને અસત્યવાદિની ઠરાવવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ તેનો સઘળો પ્રયત્ન વૃથા થઇ પડયો; કેમ કે

મનોરમાના અંતરમાં મ્હારી હકીકતની સત્યતા માટે સંપૂર્ણ વિશ્વાસ ઉત્પન્ન થયો હતો. નાનુ જે પત્રના કકડાઓથી ત્રિલોચનને ગુન્હેગાર ઠરાવવાની ઇચ્છા રાખતો હતો એ પત્રના કકડાઓથી મ્હેં તેને જ ગુન્હેગાર ઠરાવ્યો. એ પત્ર ત્રિલોચને અક્ષરો બગાડીને એવી રીતે લખ્યો હતો કે, તેણે કલમથી લખ્યો છે એમ કોઇ સમજી શકે નહિ; અસ્તુ. પછી મનોરમાએ મ્હને ત્યાંથી ચાલી જવાનો ઇશારો કર્યો. તત્કાળ હું મ્હારા ઓરડામાં ચાલી ગઇ. થોડા વખત પછી મ્હને પોતાની પાસે બોલાવીને મનોરમાએ બેસાડી. આ વખતે ત્યાં તે એકલી જ હતી. તેની પાસેની ખુરસીપર બેસીને મ્હેં પૂછ્યું, 'મા! બદમાશ નાનુ ક્યાં ગયો?' આ પ્રશ્નના ઉત્તરમાં મનોરમાએ કહ્યું, 'બેટા! એને મ્હેં કેદ કર્યો છે. એ લોક પેલા કમબખ્ત દારોગાનો સાથીદાર છે તેથી એના જીવનો સત્વર વિનાશ કરી નાખવાની જરૂર છે. હવે હું એ દુષ્ટ દારોગાનું વૈર કેવી રીતે વાળવું એની ચિંતામાં પડી છું. તથા એ કાર્યને અંગે જ હું બ્હાર ગઇ હતી. વળી હમણાં પણ પાછું એ કાર્યવશતઃ મ્હારે બ્હાર જવાનું છે. કેવળ ત્હારી ખબર જોવા માટે જ હું આવી હતી. તું નિશ્ચિતતાથી અહીં રહે. કાલે સ્હાંજ સુધીમાં હું અહીં પાછી આવીશ. જ્યાં સુધી હું એ દુષ્ટાત્મા દારોગાના વૈરની વસુલાત નહિ લઉં તથા ત્હારા પિતાજીને કેદમાંથી છૂટા નહિ કરી શકું ત્યાં સુધી હું મ્હારી એક ક્ષણ પણ વૃથા જવા દેવાને ઇચ્છતી નથી. હું ત્રિલોચનને સર્વ પ્રકારે સમજાવી જઇશ. એ તને કોઇ પણ પ્રકારનું દુઃખ પડવા દેશે નહિ.' આ વાક્યો સાંભળી હું અત્યંત પ્રસન્ન થઇ તથા વિચારવા લાગી કે, એ કમબખ્ત અહીંથી જલ્દી ચાલી જાય એમાં જ કલ્યાણ છે; કેમ કે એ મ્હારી માતા નથી તેમ જ એ સ્થળેથી એકાએક પલાયન કરી

જવાનું કાર્ય પણ કઠિન છે એમ હવે હુ સારી રીતે સમજી શકી હતી. તે સાથે મ્હારું મન મ્હને એમ પણ કહેતું હતું કે, 'ત્હારા પિતા કેદ પકડાયા નથી–એ કેદ પકડાયા છે એમ મનોરમા ખોટું કહે છે.' મનોરમા મ્હારી પાસેથી ચાલી ગઇ; પરંતુ તેણે નાનુને શું કર્યું તથા તે હમણાં ક્યાં છે એ સંબંધી તેણે મ્હને વિશેષ કાંઇ કહ્યું નહિ. મનોરમાના વિદાય થઇ ગયા પછી પણ નાનુ મ્હારી નજરે પડ્યો નહિ તથા કોઇ દાસદાસીએ તેના સંબંધી મ્હને કાંઇ કહ્યું નહિ. આ વખતે મનોરમાના વિદાય થયા પછી મ્હેં મ્હારા ઉપર પ્રથમના જેવો સખ્ત પહેરો જોયો નહિ; છતાં એ મકાનનું એક પણ માણસ મ્હારા તરફથી નિશ્ચિંત પણ નહોતું. એ દિવસે મધ્યરાત્રે હું મ્હારા ઓરડાની અંદર બિછાનામાં સૂઇ રહીને નિદ્રા નહિ આવવાથી અનેક વિષયના વિચાર કર્યા કરતી હતી એવામાં એકાએક ત્રિલોચન મ્હારી પાસે આવી પહોંચ્યો તથા તેણે મ્હને કહ્યું, 'ધન્ય છે. આજે ત્હેં ઘણી ચાલાકીથી મ્હારો બચાવ કર્યો છે. વળી મનોરમાના મનમાં નાનુ માટે જ સઘળો સંશય ઉપજ્યો છે. નાનુએ મ્હને ફસાવવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો; પરંતુ ત્હારી બુદ્ધિશક્તિથી જ મ્હારું રક્ષણ થયું છે. એ પત્ર ખરી રીતે મ્હેં જ લખ્યો હતો; ત્હારા ઉપર હું ઘણો પ્રસન્ન થયો છું તથા હું તને બની શકતી સહાયતા કરવાને તૈયાર છું.' મ્હેં પૂછ્યું, 'આ સઘળી હકીકત તમે કેવી રીતે જાણી શક્યા?' તેણે ઉત્તર આપ્યો, 'એક દાસીએ મ્હને આ સઘળી હકીકત કહી છે. તે એ વખતે મનોરમાની પાસે ઉભી રહી હતી.' મ્હેં કહ્યું, 'ઠીક છે. હવે હું એવો વિશ્વાસ રાખી શકું છું કે, તમે મ્હને મદદ કરશો અને કોઇ પણ રીતે આ આવી પડેલા સંકટમાંથી મ્હારો ઉદ્ધાર કરશો. હમણાં મનોરમા ગેરહાજર હોવાથી

આપણને સારો સુયોગ મળ્યો છે.' આ વાક્યો સાંભળી ત્રિલોચને કહ્યું, 'બેશક, હું ત્હારો આ સંકટમાંથી અવશ્ય ઉદ્ધાર કરીશ; પરંતુ આજે આપણે કાંઈ કરીએ એ મ્હને પ્રસંગોચિત લાગતું નથી. મનોરમાની હાજરીમાં જ એ કાર્ય સહેલાઇથી થઇ શકશે, તથા મ્હારે માટે તેના મનમાં સંશય પણ નહિ ઉપજે; કેમ કે જતી વખતે ત્હારી સંભાળ રાખવાનું કાર્ય મનોરમાએ મ્હને સોંપ્યું છે. અહીંથી ત્હારે કેવી રીતે નાશી છૂટવું એ યુક્તિ તને બતાવવા ઉપરાંત ત્હારાં માતાજી દારોગાની દુષ્ટતાને લીધે જમાનીઆના તિલિસ્મીમાં કેદમાં છે તથા એ વાતની ખબર રાણા ગોપાલસિંહને નથી; છતાં તેમને કેવી રીતે મળવું એ તને બતાવવા માટે જ હું હમણાં ત્હારી પાસે આવ્યો છું.' આમ કહીને ત્રિલોચને બે કલાક સુધી મ્હારી પાસે બેસીને ત્યાંની ઘણી ખરી વાતો મ્હને સમજાવી. તે સિવાય મ્હારા પલાયન કરી જવા માટે તેણે જે જે યુક્તિઓ વિચારી રાખી હતી એ પણ મ્હને સમજાવી. એ હકીકત હવે પછી યથા સમયે આપ સર્વે જાણી શકશો. મનોરમા પોતાની આંગળીમાં જે ઝેરી વીંટી પહેરતી હતી તેની હકીકત પણ ત્રિલોચને મ્હને કહી. એ વીંટીમાં જડી લીધેલો અણીવાળો હીરો મનુષ્યના શરીરપર ઘસવાથી જોતજોતાંમાં ઝેર આખા શરીરમાં ફેલાઇ જતું હતું તથા મનોરમા સિવાય બીજું કોઇ એ ઝેર ઉતારી શકતું નહિ. ઘોડાનું પેટ ચીરી તેનાં તાજાં આંતરડાંઓમાં કેટલીક જાતનાં ઔષધો મેળવીને તે એ પ્રાણહારક ઝેર તૈયાર કરતી હતી."

આ વખતે પદ્માવતીએ કહ્યું:-"બરાબર છે, હવે મ્હને પણ યાદ આવ્યું છે. પિશાચપતિના કાગળ પત્રો મેળવવા માટે હું જ્યારે મનોરમાને ઘેર ગઇ હતી ત્યારે જે ઓરડીમાં મ્હેં નાનુ અને ત્રિલો-

ચનના મૃતદેહ જોયા હતા એ ઓરડામાં જ એક ઘોડાનું ચીરેલું શબ મ્હારા જોવામાં આવ્યું હતું. ઠીક, પછી શું થયું ?"

ઇન્દિરા થોડું જળ પીધા પછી પુનઃ કહેવા લાગી:-"આવી રીતે મ્હને સર્વ પ્રકારે સમજાવીને તથા બેશુદ્ધિના ઔષધની બે પડીકીઓ આપીને ત્રિલોચન મ્હારી પાસેથી ચાલ્યો ગયો. ત્યાર પછી હું પ્રપંચપરાયણા મનોરમાના પુનરાગમનની અત્યંત અધીરતાથી રાહ જોવા લાગી. બે દિવસ વીતિ જવા છતાં તે પાછો આવી નહિ. એ સમય દરમ્યાન હું ત્રિલોચન સાથે બે વખત વાતચિત કરવાનો અવકાશ મેળવી શકી હતી. તેણે મ્હને જે બે પડીકીઓ આપી હતી તેમાંથી એકમાં બેશુદ્ધિનું ઔષધ હતું અને બીજીમાં બેશુદ્ધિ દૂર કરવાનું ઔષધ હતું. એક બ્રાહ્મણી મનોરમાને ત્યાં પાચિકાનું કાર્ય કરતી હતી તથા એ મકાનમાં રહેતી બાર દાસીઓ પણ મનોરમાની સાથે જ ભોજન કરતી હતી. તે ઉપરાંત એક રજપૂતાણી હતી તે માંસ વગેરે પકાવતી હતી. મનોરમાને માંસ ખાવાનો ઘણો શોખ હોઇ તે સિવાય તેને એક પણ દિવસ ચાલી શકતું નહિ. એ સઘળી ભોજન સામગ્રી તથા માંસમાં ભેળવી દેવા માટે જ ત્રિલોચને મ્હને બેશુદ્ધિનું ઔષધ આપ્યું હતું. ચોથે દિવસે સંધ્યાકાળે મનોરમા ઘેર આવી પહોંચી તથા તે જ દિવસે માંસની અંદર બેશુદ્ધિનું ઔષધ ભેળવી દેવાનો મ્હને પણ વખત મળી આવ્યો. રાત્રે ભોજન કરી રહ્યા પછી મનોરમા જ્યારે પોતાના દિવાનખાનામાં જઇને બેઠી ત્યારે તેણે મ્હને પોતાની પાસે બોલાવી તથા તે મ્હારી સાથે વાતચિત કરવા લાગી. એ વખતે ત્યાં અમારા બેના સિવાય બીજું કોઇ નહોતું. મનોરમાએ મ્હને કહ્યું, ' આ વખતના મ્હારા પ્રવાસનું પરિણામ સારું આવ્યું છે તથા ઘણી નવી વાતો મ્હારા જાણવામાં

આવી છે. હવે ત્હારા પિતાજીને છોડાવવામાં વિશેષ મુશ્કેલી રહી નથી. બે ત્રણ દિવસમાં જ તેઓ કેદમાંથી છૂટા થઈ શકે એવી મ્હને આશા હોવાથી આપણે પણ આ બનાવટી વેશનો ત્યાગ કરી આપણા ઘર તરફ જવું જોઇએ.' મ્હેં પૂછયું, 'તમે કયાં ગયાં હતાં તથા શું કરી આવ્યાં છો?' મનોરમાએ ઉત્તર આપ્યો, 'હું જમાનીઆં ગઇ હતી તથા ત્યાં રાણા ગોપાલસિંહ, માયાવિની અને દારોગાને પણ હું મળી હતી. માયાવિનીએ ત્યાં પોતાનો સંપૂર્ણ અધિકાર બેસાડયો છે તથા ત્યાંની તેમ જ તિલિસ્મીની ઘણી વાતો એને માલૂમ પડી ગયેલી હોવાથી હવે તે રાણા ગોપાલસિંહને મારી નાખવાનો પ્રયત્ન કર્યા કરે છે.' મ્હેં કહ્યું, 'તિલિસ્મી કેવું?' મનોરમાએ આશ્ચર્ય દર્શાવીને કહ્યું.? શું તું નથી જાણતી કે, જમાનીઆના ખાસ બાગમાં એક મ્હોટું તિલિસ્મી છે?' મ્હેં ઉત્તર આપ્યો, 'ના–એ વાત હું જાણતી નથી.' જો કે જમાનીઆના તિલિસ્મીની મ્હને માહિતી હતી તથા એ સંબંધીની ઘણી હકીકત મ્હેં મ્હારાં માતાજીને મુખે સાંભળી હતી, પરંતુ આ વખતે તત્સંબંધી હું કાંઇ જાણતી નથી એવું.મ્હેં મનોરમાને કહ્યું. મનોરમા બોલી, 'હાં–બરાબર છે. તને નાદાન બાળિકા સમજીને જ એ તિલિસ્મીની વાત આજ સુધીમાં મ્હેં કહી નથી.' મ્હેં પૂછયું, 'માયાવિની થોડા જ દિવસમાં એ સઘળી હકીકત કેવી રીતે જાણી શકી?' મનોરમાએ કહ્યું, 'એ સઘળી હકીકત હું પૂરે જાણતી નહોતી; પરંતુ મ્હને ખરી મનોરમા સમજીને દારોગાએ એ હકીકત કહી દીધી છે; અસ્તુ. એ દારોગાને મુખે જે કાંઈ મેં સાંભળ્યું છે એ હું તને કહું છું. ત્યાંની હકીકત થોડા. દિવસમાં જ એકાએક માયાવિની જાણી શકત નહિ તથા દારોગો પણ આટલી ત્વરાથી તેને સાવધાન કરત નહિ; પરંતુ

માયાવિનીના પિતાએ એને હરેક રીતે સાવધાન કરી છે; કેમકે એના વડિલો દીવાનની માફક ત્યાં અધિકાર ભોગવી ચુકયા છે; તેથી તેના પિતાને પણ ત્યાંની ઘણી હકીકત માલૂમ છે.' મ્હેં કહ્યું, 'હશે, એ સઘળી વાતો સાથે મ્હારે કાંઈ સંબંધ નથી. તમે મ્હને એ કહો કે, મ્હારા પિતાજી ક્યાં છે તથા તેમને છોડાવવા માટે તમે શો બંદોબસ્ત કર્યો છે? જો તેઓ છૂટા થાય તો તેઓ માયાવિનીના પંઝામાં ફસાયલા રાણા ગોપાલસિંહજીને બચાવી શકે; આપણે તેમને બચાવી શકીએ તેમ નથી.' મનોરમાએ કહ્યું, 'એમને છોડાવવાનો સઘળો બંદોબસ્ત હું કરી ચુકી છું. દારોગો તને જે આશયનો પત્ર લખી આપવા કહેતો હતો એવા આશયનો તું મ્હને ગોપાલસિંહના નામનો પત્ર લખી આપે એટલો જ વિલંબ છે. દારોગો ત્હારી હકીકત જાણી શકયો છે એ અફસોસનો વિષય છે. તે મ્હને ઓળખી શકયો નથી; તો પણ એવું કહેતો હતો કે, "ઇન્દિરાને ત્હારી પુત્રી બનાવીને ત્હેં તેને ત્હારે ઘેર રાખી છે. હશે! ત્હારા સંબંધને લીધે જ હું એને છોડી દઉં છું; પરંતુ એના હાથે આવા આશયનો પત્ર લખાવીને ત્હારે જરૂર મોકલવો પડશે.' આમ કહી અલ્પકાળ સુધી વિચારમગ્ન રહ્યા પછી પુનઃ તેણે કહ્યું, 'આજે મ્હારું મસ્તક કેમ ભમે છે એ હું સમજી શકતી નથી!' મ્હેં કહ્યું, 'આજે તમે વિશેષ ખોરાક ખાધેલો હોવાથી કદાચ જીવ અકળાતો હશે.' મનોરમા બોલી, 'ના પણ......' આમ કહીને મનોરમાએ ભેદક દૃષ્ટિથી મ્હારા તરફ જોયું તથા હું મ્હારું રક્ષણ કરવાના હેતુથી ત્યાંથી ઉઠી ઉભી થઇ. મનોરમા મ્હને પકડવાના વિચારથી ઉઠી ઉભી થવાનો પ્રયત્ન કરવા લાગી; પરંતુ તે ઉઠી શકી નહિ. તેના ઉપર પેલા બેશુદ્ધિના ઓાષધની સંપૂર્ણ અસર થઇ ગઇ અર્થાત્ બેહોશ બનીને

તે જમીનપર ગબડી પડી. આ વખતે તેની પાસે જઇને તેની આંગળીમાંથી પેલી પ્રાણહારક વીંટી કાઢી લઇ મ્હેં મ્હારી આંગળીમાં પહેરી લીધી અને પછી હું એ દિવાનખાનામાંથી બ્હાર નીકળી. ચોતરફ દૃષ્ટિ ફેરવતાં સઘળા નોકર, દાસીઓ, રસોઇયણ, રજપૂતાણી, માળી વગેરે સર્વને બેશુદ્ધ બની જઈ ગમે ત્યાં પડી રહેલાં મ્હેં જોયાં. કોઇ પણ મનુષ્ય શુદ્ધિમાં નહોતું. પછી હું જાણીતા સ્થળેથી એક મજબૂત દોરડું લઇ પાછી મનોરમા પાસે ગઇ તથા એ દોરડાથી તેને બરાબર બાંધીને પેલા બીજા પડીકાનું ઓષધ સુંઘાડી તેને શુદ્ધિમાં લાવી. શુદ્ધિમાં આવ્યા પછી તેણે હાથમાં ખંજર રાખીને મ્હને પોતાની સ્હામે ઉભી રહેલી જોઇ. મ્હેં તેનું જ ખંજર લઈ લીધું હતું. તેણે મ્હને પૂછ્યું, 'આ શું?! ત્હેં મ્હારી આવી દુર્દશા કેમ કરી છે?' મ્હેં ઉત્તર આપ્યો, 'ખરી રીતે તું મ્હારી માતા નથી તથા મ્હને છેતરીને અત્રે લઈ આવી છે તેથી જ મ્હેં ત્હારી આવી દુર્દશા કરી છે.' મનોરમાએ પૂછ્યું, 'આવી વાત તને કોણે કહી?' મ્હેં ઉત્તર આપ્યો, 'ત્હારાં કારસ્થાનોએ તથા કપટતાપૂર્ણ વાતોએ.' મનોરમાએ ઠાવકા મુખે કહ્યું, 'આ સઘળો તારો ભ્રમ છે!' મ્હેં કહ્યું, 'જો આ મ્હારો ભ્રમ હોય તથા વાસ્તવિક રીતે તું મ્હારી માતા હોય તો મ્હારા દાદાજીએ મૃત્યુ વખતે તને શું કહ્યું હતું તે કહે?' મનોરમાએ કહ્યું, 'તું મ્હારી પાસે આવ એટલે હું તને કહું!' મ્હેં કહ્યું, 'ત્હારી પેલી ઝેરી વીંટી ત્હારી આંગળીમાં નહિ હોવાથી હું નિર્ભયતાથી ત્હારી પાસે આવી શકું તેમ છું, સમજી?' મ્હારું આ વાક્ય સાંભળી તે ચમકી ઉઠી. ત્યાર પછી બીજી પણી વાતચિત થઇ; જેથી તેનો એવો નિશ્ચય થઇ ગયો કે, મ્હેં જ તેને બેશુદ્ધ બનાવી દીધી હતી તથા હવે હું તેની પ્રપં-

જાળમાં પુનઃ ફસાઉં તેમ નથી. એ વખતે મ્હેં એને જીવથી જ મારી નાખી હોત; પરંતુ ત્રિલોચને એમ કરવાની મ્હને મના કરી હતી. તે મ્હને એવું કહી ચુક્યો હતો કે, 'હું તને આ કેદમાંથી છોડાવું તો છું; પરંતુ ત્હારાથી મનોરમાના જીવનનું કાંઇ અનિષ્ટ કરી શકાશે નહિ; કેમ કે હું તેના અનાજને ખાઇ ચુકયો છું.' આમ હોવાથી જ મ્હેં તેને વાક્યોદ્વારા ભય દર્શાવ્યો અને પછી તેને છોડી દીધી. પછીથી બચતમાં રહેલું બેશુદ્ધિનું ઔષધ બળાત્કારે તેને સુંઘાડી બેશુદ્ધ બનાવી દઇ હું એ દિવાનખાનામાંથી બ્હાર નીકળી તથા બાગમાં ચાલી ગઇ. ત્યાં પ્રથમથી થયેલા નિશ્ચય અનુસાર ત્રિલોચન મ્હારી રાહ જોઇ ઉભો રહ્યો હતો. તેણે મ્હારે માટે એક પંજર અને બહુરૂપીનાં સાધનોની થેલી તૈયાર રાખી હતી. હું તેની પાસે ગઇ એટલે થેલીમાંની સઘળી વસ્તુઓનો ઉપયોગ કયી કયી રીતે શાં શાં કાર્યોમાં કરી શકાય છે એ તેણે મ્હને સમજાવી દીધું. પછી જે મકાનમાં માળીઓ રહેતા હતા એમાં મ્હને તે લઇ ગયો. સર્વ માળી બેશુદ્ધ હતા. ત્રિલોચને ચંદનથો ફેંકીને મ્હને બાગની દિવાલ બ્હાર પહોંચાડી દીધી. પછી ત્રિલોચને શું કર્યું એ હું જાણતી નથી. એ સ્થાનનો ત્યાગ કરી હું ઘણી ઝડપથી જમાનીઆ તરફ નાસવા લાગી; કેમ કે મ્હારાં માતાજીને છોડાવવાની મ્હને ઘણી ચિંતા થયા કરતી હતી. વળી તેમની પાસે જવાનો રસ્તો ત્રિલોચને મ્હને બતાવી દીધો હતો. મ્હારાં માતાજીની માફક મ્હારા ભાગ્યમાં પણ અહીં આની ફસાવાનું નિર્માણ થયેલું હોવાથી જ ઘેર જવાની બુદ્ધિ સઝવાને બદલે જમાનીઆ આવવાની બુદ્ધિ મ્હને સૂઝી. જો એ વખતે ઘેર જઇને હું મ્હારા પિતાજીને મળી હોત તથા તેમને આ સઘળી હકીકત કહી હોત તો દુશ્મનોનો નાશ થાત અને મ્હારાં માતાજી પણ છૂટી થાત.

તે સિવાય એ વખતે મ્હારા મનમાં વારંવાર એવો વિચાર ઉપજતો હતો કે, મનોરમા જરૂર મ્હારી પૂંઠ પકડશે અને તેથી જો હું ઘર તરફ જઇશ તો પુનઃ જરૂર તેના પંઝામાં સપડાઇશ. આવા વિચારથી હું ત્રિલોચને બતાવેલા રસ્તેથી અહીંના તિલિસ્મીમાં આવી પહોંચી. આપશ્રી આ તિલિસ્મીના સઘળા રસ્તાઓના ભેદ જાણી ચુક્યા હશો તેથી તત્સંબંધી વિસ્તૃત વિવેચન નહિ કરતાં હું માત્ર એટલું જ કહું છું કે, ગંગાકિનારે આવેલા પ્રાચીન સ્મશાનપર એક ચબુતરા ઉપર જે મહાદેવનું લિંગ છે એ રસ્તેથી તિલિસ્મીમાં પ્રવેશ કરી શકાય છે એમ ત્રિલોચને મ્હને કહ્યું હતું તથા એ રસ્તેથી જ હું અત્રે આવી છું. "

આ વખતે પદ્માવતીએ કહ્યું:–" ખરું છે. મ્હને પણ એ રસ્તાની ખબર છે. ( કુમાર તરફ જોઇ ) આપને હું એ રસ્તેથી જ તિલિસ્મીની બ્હાર લઇ ગઇ હતી. "

ઇન્દ્રજીતે ઇન્દિરા તરફ જોઇને પૂછ્યું:–" વારું પછી ? "

ઇન્દિરાએ ઉત્તર આપ્યો:–" હું આ તિલિસ્મીમાં આવી પહોંચી તથા તે દિવસે જે ઓરડામાં આપે મ્હને, મ્હારા પિતાજીને તથા રાણા ગોપાલસિંહને જોયા હતા એ ઓરડામાં આવી પહોંચી. એ દિવસે જ મ્હારાં માતાજી જે બાગમાં કેદ હતાં ત્યાં આપ જઇ પહોંચ્યા હતા. "

ઇન્દ્રજીતઃ–ત્યારે એ દિવસે ત્હેં પેલી બારીમાંથી ત્હારાં માતાજીને જોયાં હશે!

ઇન્દિરાઃ–જી હા, દૂરથી અમે બન્નેએ એક બીજાંને જોયાં હતાં; પણ હું તેમની પાસે જઇ શકી નહોતી. એ વખતે અમારી બન્નેની માનસિક સ્થિતિ કેવી હશે એની આપ કલ્પના કરી શકો

તેમ છો. એ સંબંધી કાંઈ કહેવાનું સામર્થ્ય મ્હારામાં નથી. ( એક ઉંડો નિશ્વાસ મૂકી ) કેટલાક દિવસ સૂધી વૃથા પ્રયત્ન કર્યા પછી મ્હને જ્યારે એમ માલૂમ પડ્યું કે, હું કોઇ પણ પ્રકારે એમની પાસે પહોંચી શકું તેમ નથી તથા તેમને છોડાવવાનો બંદોબસ્ત સુદ્ધાં કરી શકું તેમ નથી. ત્યારે ઘેર જઈ એ સઘળી હકીકત પિતાજીને નિવેદન કરવાનો વિચાર મ્હારા મનમાં ઉપજ્યો; પણ અફસોસ કે એ કાર્ય સુદ્ધાં હું કરી શકી નહિ,-હું આ તિલિસ્મીની બ્હાર નીકળી શકી નહિ. હું આ તિલિસ્મીમાં પડી રહી મ્હારી ગ્રહદશાના દિવસો પસાર કરવા લાગી.

ઇન્દ્રજીતઃ-વારૂં, હવે કહો જોઇએ કે રાણા ગોપાલસિંહવાળું તિલિસ્મી પુસ્તક તને ક્યાંથી મળ્યું?

આ પ્રશ્નનો ઇન્દિરા કાંઇ ઉત્તર આપવા જતી હતી એવામાં એ ઓરડાનું દ્વાર જોરથી ઉઘડ્યું તથા સર્વેએ ગોપાલસિંહને ત્યાં આવેલો જોયો.

રાણા ગોપાલસિંહનું દર્શન થતાં જ સર્વ ઉઠી ઉભાં થયાં તથા સર્વેએ તેને નમન કર્યું. રાણા ગોપાલસિંહની પ્રેમપૂર્ણ દૃષ્ટિ લક્ષ્મીદેવીના સલજ્જ મુખ તરફ આકર્ષાયલી હતી એમ ચતુર તેજસિંહ જાણી શક્યો. રાણા ગોપાલસિંહે કુમારોની પાસે બેસી સર્વના કુશળ સમાચાર પૂછ્યા. પછી ઇન્દ્રજીતને ઉદ્દેશીને કહ્યું:-"તમારું કાર્ય પૂર્ણ કરવામાં તમે જાણી જોઇને વિલંબ કરો છો. એ વ્યાજબી નથી. રામગઢમાં જે દરબાર ભરવામાં આવનાર છે તેનો આપને વિચાર નથી કે શું? એ દરબારમાં પિશાચપતિના અપરાધોની તપાસ કરવામાં આવનાર છે તથા તેના તેમ જ બીજા કેદીઓના હજી સૂધી ગુપ્ત રહેલા આશ્ચર્યજનક ભેદો પણ એ પ્રસંગે ખુલ્લા થનાર છે. વળી

પેલા વિષય માટે પણ તમે દુર્લક્ષ્ય રાખો છો........"

ઇન્દ્રજીત વચ્ચે જ બોલી ઉઠ્યોઃ–"ના જી, એ વિષય માટે અમે બિલકુલ દુર્લક્ષ્ય રાખતા નથી તથા અમારા કાર્યમાં પણ આળસ રાખતા નથી."

ગોપાલઃ–કેટલા દિવસથી તમે અહીં નિશ્ચિતતાથી બેસી રહી વાર્તાવિનોદમાં તમારો વખત પસાર કરો છો એ કાંઇ મ્હારી જાણ બ્હાર નથી!

ઇન્દ્રજીતઃ–હમણાં તો અમે ઇન્દિરાની આત્મકથા સાંભળતા હતા.

ગોપાલઃ–હવે ઇન્દિરા કાંઇ નાશી જવાની નહોતી. સર્વ પ્રકારે નિવૃત્ત થયા પછી રામગઢ જઇને નિરાંતે તમે એની કર્મકથા સાંભળી શક્યા હોત.

ઇન્દ્રજીતઃ–અમે એની સંપૂર્ણ આત્મકથા સાંભળી લીધી છે. કેવળ આપની પાસેનું તિલિસ્મી પુસ્તક એના હાથમાં કેવી રીતે આવ્યું તથા અહીં તેના સ્વરૂપની પુતળી ક્યાંથી આવી એટલી જ હકીકત જાણવી બાકી રહી છે.

ગોપાલઃ–હશે, એટલી હકીકત તિલિસ્મી તોડી રહ્યા પછી તમે સાંભળજો અને જો એ હકીકત જાણવાને તમે અધીરા બની ગયા હો તો હું તમને ટૂંકમાં જણાવી દઉં છું કે, મ્હારી આધીનતામાં હરનામસિંહ અને બિહારીસિંહ નામના જે બહુરૂપીઓ રહેતા હતા તેઓ દ્રવ્યલોભને આધીન થઇ બદમાશ માયાવિનીને મળી ગયા હતા અને મ્હને કેદખાનામાં પહોંચાડી દીધા પછી તેઓ માયાવિનીની આધીનતામાં રહી તેની ઇચ્છાનુસાર કાર્ય કરતા હતા; પરંતુ અધર્માચરણ આચરવાથી તેમ જ અધર્મીઓની સોબત કરવાથી અંતે જેવું ફળ મળે છે તેવું જ ફળ તેમને મળ્યું અર્થાત્ એક દિવસે

માયાવિનીએ તેમને છેતરીને ખાસ બાગમાં આવેલા એક છુપા કૂવામાં ધકેલી દીધા; કેમ કે એ કૂવામાં જે માણસોને ધકકેલી મૂકવામાં આવે તે અકાળે મરણને શરણ થતા હશે એવી રાક્ષસી માયાવિનીની માન્યતા હતી; પરંતુ ખરી રીતે જોતાં એ કૂવો માણસોને તિલિસ્મીમાં કેદ કરવા માટે બાંધવામાં આવ્યો હતો. હરનામસિંહ અને બિહારીસિંહ પણ માયાવિનીની માન્યતા પ્રમાણે મૃત્યુ નહિ પામતાં એ કૂવામાં કેદી થઈ પડયા હતા. આ વાત કેટલાક દિવસ સુધી કમબખ્ત માયાવિનીએ છુપાવી રાખી હતી; પરંતુ છેવટે તેણે એ વાત તેની સખી લીલાને કહી હતી તથા લીલાએ એ વાત હરનામસિંહની પુત્રીને કહી દીધી હતી. પછી તમે મ્હને જ્યારે કારાગૃહમાંથી મુક્ત કર્યો અને હું ખુલ્લી રીતે પુનઃ જમાનીઆનો રાજા બન્યો ત્યારે હરનામસિંહની પુત્રી પોતાના પિતા સંબંધી ફરિયાદ કરવાને મ્હારી પાસે આવી તથા તેણે મ્હને સઘળી હકીકત કહી સંભળાવી. એ હકીકતના ઉત્તરમાં મ્હેં તેને કહ્યું, ‘એ બન્ને બહુરૂપીઓને કૂવામાં ધકકેલી દીધેલા હોવા છતાં તેઓ મરણ નહિ પામતાં તિલિસ્મીમાં કેદ થઇ ગયા છે તથા તેમને બન્નેને હું છોડાવી શકું તેમ છું; પરંતુ તેમણે મ્હારી સાથે દગો કર્યો છે તથા તેમને છોડાવવા એ મ્હને વ્યાજબી લાગતું નથી.’ આવો ઉત્તર આપીને મ્હેં એ છોકરીને વિદાય કરી દીધી અને પછી તે પાછી મ્હારી પાસે આવી પણ નહિ; પરંતુ છુપી રીતે તેણે જે ચાલાકી અજમાવી તે જ્યારે તમારા જાણવામાં આવશે ત્યારે તમે આશ્ચર્યચકિત અને વિસ્મિત બની ગયા સિવાય રહેશો નહિ. પોતાના પિતાને છોડાવવાના હેતુથી એ છોકરીએ મ્હારું તિલિસ્મી પુસ્તક ચોરાવ્યું હતું તથા તેની મદદથી તેણે તિલિસ્મીમાં પ્રવેશ સુદ્ધાં કર્યો હતો;

પરંતુ એ પુસ્તકની મતલબ બરાબર સમજી નહિ શકાવાથી તે તેના પિતાને છોડાવી શકી નહિ તેમજ તે પોતે પણ તિલિસ્મીમાંથી બ્હાર નીકળી શકી નહિ. એવામાં અકસ્માત ઇન્દિરા સાથે તેની મુલાકાત થઇ તથા તેણે ઇન્દિરાને પણ પોતાના જેવી દુઃખિની સમજીને તેને પોતાની સઘળી હકીકત કહી સંભળાવી. ઇન્દિરાએ ચાલાકીથી તેના પાસેનું પુસ્તક પોતાની પાસે લઇ લીધું અને તેથી તેને ઘણો લાભ થયો. તિલિસ્મીમાં આવનાર જનારથી પોતાનું રક્ષણ કરવા માટે ઇન્દિરા પેલી પુતળીનું રૂપ ધારણ કરીને રહેવા લાગી; કેમ કે એવાં જ વસ્ત્રો ઇન્દિરાને પેલા પુતળીવાળા ઘરમાંથી મળી આવ્યાં હતાં. જ્યારે ઇન્દિરાને મુખે એ સઘળી હકીકત મ્હેં સાંભળી ત્યારે બિહારીસિંહ, હરનામસિંહ અને તેની પુત્રીને મ્હેં તિલિસ્મીમાંથી બ્હાર કાઢયાં. એમને પણ રામગઢ પહોંચાડવામાં આવશે; તથા બીજાંઓની સાથે તમે તેમનો તમાશો પણ ત્યાં જતાં જોઇ શકશો. વળી..."

આ વખતે લક્ષ્મીદેવીએ ગોપાલસિંહને કહ્યું:-"પરંતુ આપ આ સઘળી હકીકત આટલી બધી ઝડપથી કહી કુમારોને હાંકી કાઢવાની ઇચ્છા કેમ રાખો છો? અહીં એક દિવસ વધારે રોકાણ થશે તો શી અડચણ છે?"

ગોપાલઃ-હું જરૂરી કારણને લીધે જ ઉતાવળ કરું છું. મહારાણા વીરસિંહજીના દરરોજ પત્ર આવે છે તેમાં કુમારોને જલ્દી મોકલવા તેઓ લખી જણાવે છે.

લક્ષ્મીઃ-ત્યારે આપ અમને સર્વેને તિલિસ્મીની બ્હાર લઇ જાઓ જેથી કુમારોને રામગઢ પહોંચવામાં વિલંબ નહિ લાગે.

ગોપાલસિંહે બન્ને કુમાર તરફ જોઇને કહ્યું:-"હમણાં તમે મ્હારી સાથે તિલિસ્મીની બ્હાર આવી શકો તેમ છો; પણ તેમ

કરવું યોગ્ય નથી. તિલિસ્મીનું કાર્ય પૂર્ણ કરીને અંદરના રસ્તેથી જ તમે રામગઢ આવી શકશો. રામગઢમાં તમારાં લગ્ન થઇ ગયા પછી હું આ તિલિસ્મીની તમને સહેલ કરાવીશ. હું માયાસુંદરી વગેરેને ખાસ બાગમાં લઇ જાઉં છું; કેમ કે ત્યાં હવે સંપૂર્ણ શાન્તિ છે. એકાદ અઠવાડીઆ પછી તેમને સર્વેને સાથે લઇ હું રામગઢ જઇશ તથા હવે ત્યાં જ આપણું મિલન થશે."

ઇન્દ્રજીતઃ-આપ કહો છો તેમ જ થશે; પરંતુ અત્રેના અદ્ભુત ચમત્કારોના દર્શનથી અમારાં મન અસ્થિર બની ગયાં છે તથા અમારા અંતરમાં ઘણો સંશય ઉપજ્યો છે.

ગોપાલઃ-રામગઢ આવ્યા પછી તમારી સઘળી અસ્થિરતા દૂર થઈ જશે અને તમારા સંશયનું પણ સમાધાન થઈ જશે. હમણાં હું તમારી આગળ વિશેષ ખુલાસો કરી શકું તેમ નથી. જુઓ, રાત્રિ વીતિ જવા આવી છે. સ્હવાર થતાં પૂર્વે તમારે તમારા કાર્યમાં પ્રવૃત્ત થઇ જવું જોઇએ.

લક્ષ્મીદેવીએ હસીને કહ્યુંઃ-" વાહ ! આપે તો આવીને રંગમાં ભંગ પાડી દીધો ! પૂરી વાતચિત પણ કરવા દેતા નથી ! બન્ને કુમારોની બરાબર પરીક્ષા તો કરી જુઓ ! કુમારના વેશમાં કદાચ એ બહુરૂપીઓ ન હોય !

ગોપાલસિંહે ઇન્દ્રજીતના કાનમાં કાંઇ કહીને કહ્યુંઃ-" હવે તમે વિલંબ કરશો નહિ."

ઇન્દ્રજીતે ઉઠી ઉભા થઇને નમ્રતાપૂર્વક કહ્યુંઃ-" જેવી આજ્ઞા. હું હવે આપને પ્રણામ કરું છું, તથા તેજસિંહને પણ આપને સોંપતો જાઉં છું. ( લક્ષ્મીદેવી તરફ જોઇ ) તમે કોઇ પણ પ્રકારની ચિંતા કરશો નહિ. હું તમને સર્વેને યથા સમયે પાછો રામગઢમાં મળીશ."

આમ કહી ઇન્દ્રજીતે સ્મિત હાસ્ય કરતાં કરતાં સર્વના તરફ જોયું. આનન્દસિંહે પણ વડિલ બંધુ ઇન્દ્રજીતનું અનુકરણ કર્યું. પછી રાણો ગોપાલસિંહ બન્ને કુમારને લઈ એ ઓરડાની બ્હાર નીકળ્યો તથા થોડા વખત સુધી બન્ને કુમાર સાથે વાતચિત કરી તેમને કેટલીક જરૂરી હકીકત સમજાવી વિદાય કર્યા પછી પુનઃ એ ઓરડામાં ગયો.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### દરબારની તૈયારી.

જો કે રામગઢવાળા તિલિસ્મી ખંડેરની સ્થિતિ અજીતસિંહે બદલી નાખી તથા એ સ્થળે ભવ્ય રાજમહાલય બનાવવામાં આવ્યો તો પણ એ સ્થાનની આસપાસ આવેલા અરણ્યની પ્રાકૃતિક શોભા અને રમણીયતામાં કાંઇ પણ ન્યૂનતા કરવામાં આવી નહોતી.

પ્રભાતકાળનો રમણીય સમય હતો. મહારાણો દેવીસિંહ, વીરસિંહ, અજીતસિંહ, અને જ્યોતિસિંહ વગેરે ઉપરના મજલાના દિવાનખાનામાં બેસી વાતચિત કરતા કરતા એ વનજંગલના પ્રભાત સૌન્દર્યનું મુગ્ધદૃષ્ટિથી દર્શન કરતા હતા. શીતળ સુગંધિત વાયુ સ્વચ્છંદતાથી વિહરતો હતો. આખી રાત ચુપ રહેલાં પંખીઓ કર્ણપ્રિય પ્રભાતસંગીત ગાતાં હોય એવો ભાસ થતો હતો.

આવા સમયે લક્ષ્મણસિંહ એ દિવાનખાનામાં ઉપસ્થિત થયો.

પિશાચપતિ તથા બલભદ્રસિંહને હાજર કરવાની તેને સૂચના મળી. એ બન્નેને તે વિના વિલંબે લઇ આવ્યો. બન્નેએ દિવાનખાનામાં પ્રવેશ કરી સર્વને પ્રણામ કર્યા. પછી તેઓ યથાસ્થળે બેઠા એટલે જ્યોતિસિંહે બલભદ્રસિંહને પૂછ્યું:-" હવે આપની તબિયત સારી થઇ છે ને ?"

બલભદ્ર:-જી હા.

જ્યોતિ:-ત્યારે હવે આપ આપની હકીકત કહેશો ?

આ વખતે સર્વનું ધ્યાન બલભદ્રસિંહ તરફ જ હતું. બલભદ્રસિંહ કહેવા લાગ્યો:-" મ્હને કેવી રીતે ઉપાડી જવામાં આવ્યો હતો એ હું પણ જાણતો નથી. તે દિવસે રાત્રે હું પિશાચપતિની પાસે જ એક પલંગ ઉપર સૂઇ રહ્યો હતો. પછીથી જ્યારે મ્હારી આંખ ઉઘડી ત્યારે મ્હેં મ્હને એક લીલી હરિયાળીવાળા બાગમાં જોયો. એ વખતે મ્હારા હાથપગમાં બેડીઓ પડેલી હોવાથી હું હાલવા ચાલવાને સર્વથા અશક્ત હતો. વળી એક સ્ત્રી પોતાના હાથમાં નાગી તલ્વાર લઇને મ્હારી પાસે ઉભી રહી હતી. મ્હારું મૃત્યુ નજીક આવી પહોંચ્યું હોય એમ જ મ્હને લાગ્યું; પરંતુ એ સ્ત્રી કોણ છે તથા શા માટે મ્હને કેદ પકડવામાં આવ્યો છે એ સંબંધી સાહસ એકઠું કરીને મ્હેં તેને પૂછ્યું. એ સ્ત્રીએ ઉત્તરમાં કહ્યું કે, ' તને હું જ ઉપાડી લાવી છું મ્હારા ઉપર એક મહાન્ સંકટ આવી પડ્યું છે તથા તને કેદ કર્યા સિવાય મ્હારાપર આવી પડેલું સંકટ દૂર થાય તેમ નહિ હોવાથી જ હું તને ઉપાડી લાવી છું. મ્હારો દુશ્મન ત્હારા પંઝામાં છે; જો તેને સમજાવે તો જ મ્હારા જીવનનું રક્ષણ થાય !' આ વાક્યો સાંભળી તેનો કયો શત્રુ મ્હારા પંઝામાં છે એ સંબંધી તેને પૂછ્યું તો તેણે કહ્યું, ' ત્હારી પુત્રી પદ્માવતી મ્હારી શત્રુ છે. મ્હેં એનું કાંઇ અનિષ્ટ કર્યું

નથી; છતાં એ શા માટે મ્હારી સાથે શત્રુતા કરે છે ?! હું પિશાચ-પતિની દુશ્મન છું એમ સમજી જો તે મ્હારી સાથે શત્રુતા કરતી હોય તો એ સંભવિત છે; કેમ કે તે પિશાચપતિ ઉપર અપાર કૃપા રાખે છે. હું તને પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, પિશાચપતિ સાથે મ્હારે બિલ્કુલ શત્રુતા નથી. એને તો હું મ્હારો સહાયક બંધુ સમજું છું. જો એની સાથે મ્હારે શત્રુતા હોત તો હું તને કેદ પકડી ઉપાડી લાવવાને બદલે તેને જ ઉપાડી લાવત. મ્હારા ઉપર ત્હારી પુત્રી પદ્માવતી બિલ્કુલ વૈરભાવ ન રાખે એવા આશયનો એક પત્ર તું મ્હને તેના નામથી લખી આપ. જો તું તેને ત્હારા સમ દઇને પત્ર લખીશ તો એ ત્હારું કહેવું માનશે એવો મ્હને વિશ્વાસ છે.' મ્હેં એ સ્ત્રીને ઉલટાવીને ઘણા પ્રશ્ન પૂછ્યા; પરંતુ પદ્માવતી શામાટે તેની સાથે શત્રુતા કરે છે એ હું સ્પષ્ટતાથી જાણી શક્યો નહિ. વળી જ્યાં સુધી હું પદ્માવતીના નામ ઉપર પત્ર લખી આપીશ નહિ ત્યાં સુધી મ્હારો છુટકારો થશે નહિ એમ પણ હું સમજી શક્યો. મ્હેં પત્ર લખી આપવાની ના પાડી તેથી જ કેટલાક દિવસ સુધી મ્હારે તેની કેદમાં રહેવું પડ્યું. છેવટે લાચાર બની જઇને મ્હેં તેને તેની ઇચ્છાનુસાર પત્ર લખી આપ્યો. પછી તેણે મ્હને એક પ્રકારનું ઔષધ સુંઘાડી બેહોશ બનાવી દીધો. જ્યારે મ્હારી આંખ ઉઘડી ત્યારે મ્હેં મ્હને આપની પાસે જોયો."

પિશાચઃ—એ સ્ત્રીનું નામ આપ ન જાણી શક્યા કે ?

બલભદ્રઃ—મ્હેં કેટલીક વખત એને એનું નામ પૂછ્યું હતું; પણ તે તેણે કહ્યું નથી.

બલભદ્રસિંહની આ હકીકત ઉપર કોઇનો વિશ્વાસ બેઠો નહિ. છેવટે જ્યોતિસિંહે કહ્યું:—" ગમે તેમ હો એ ભેદ કાંઇ છુપો રહી

શકશે નહિ. આપ સહિસલામત પાછા આવ્યા છો એ સારું થયું છે.”

પછી રાજા સાહેબની આજ્ઞાથી બલભદ્રસિંહ અને પિશાચપતિ વિદાય થઇ જતા હતા એવામાં ઇન્દ્રદેવ આવ્યાની ખબર મળી. આજ્ઞાનુસાર ઇન્દ્રદેવ હાજર થયો તથા સર્વને પ્રણામ કર્યા પછી તે જ્યોતિસિંહની પાસે બેઠો.

ઇન્દ્રદેવના આગમનથી રાજા સાહેબ તથા બહુરૂપીઓને ઘણો આનન્દ થયો. ઇન્દ્રદેવે જ્યારે રાજા સાહેબને એવી ખબર આપી કે, ભૈરવનાથ, અઘોરનાથ અને પંડિત બદ્રિનાથ પણ હમણાં અંદર આવવાની રાહ જોતા બ્હાર ઉભા રહ્યા છે ત્યારે રાજા સાહેબે તેમને પણ અંદર બોલાવ્યા. તેઓ સર્વ આવી સર્વને પ્રણામ કરી યથોચિત સ્થળે બેસી ગયા. ઇન્દ્રદેવ, બલભદ્રસિંહ અને પિશાચપતિની અદ્દભુત હકીકત સાંભળવા સર્વે અધીર બની ગયા હતા તથા પિશાચપતિના મુકદ્દમા તરફ તો સર્વનાં મન આકર્ષાયલાં હતાં. ઇન્દ્રદેવ પોતાની સાથે બે કેદી અર્થાત્ બનાવટી બલભદ્રસિંહ અને નાગરને લઇ આવ્યો હતો. તેણે જ્યારે રાજા સાહેબને એમ કહ્યું કે, ‘કાશીરાજે મોકલાવેલા કેટલાક કેદીઓને પણ થોડા વખતમાં અહીં હાજર કરવામાં આવશે.’ ત્યારે આપણા સઘળા બહુરૂપીઓની ઉત્કંઠા ઘણી વધી ગઇ. દેવીસિંહે ઇન્દ્રદેવ તરફ જોઇને કહ્યું:–“ તમારા આગમનથી અમે સર્વે અત્યંત પ્રસન્ન થયા છીએ. ઇન્દ્રજીત અને ગોપાલસિંહ તમારી ઘણી પ્રશંસા કરે છે તથા તમે જે કાર્યો બજાવ્યાં છે એ ખરી રીતે પ્રશંસાપાત્ર જ છે. ”

ઇન્દ્રદેવે પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:–“ મ્હારામાં કાંઇ યોગ્યતા નથી તથા મહારાજના સેવકોની બરાબર પણ હું પોતાને સમજું એવું કોઈ કાર્ય હું કરી શક્યો નથી; છતાં દુર્દૈવે મ્હારી સાથે

જે વ્યવહાર ચલાવ્યો છે તથા તેથી મ્હારા જેવા દુર્ભાગીને જે દુઃખ ભોગવવું પડ્યું છે તેની કરૂણાજનક કથા સાંભળીને દયાળુ મહારાજના અંતઃકરણમાં મ્હારે માટે દયા અવશ્ય ઉપજશે એમ હું ધારું છું.”

દેવીસિંહઃ—એક વિચિત્ર અદ્દ્ભુત ઘટનાની સાથે તમારાં પત્ની તથા પુત્રીનો પત્તો લાગ્યો છે તથા તમે તેમને બન્નેને જીવિત સ્થિતિમાં જોઈ શક્યા છો એ માટે આપણે અંતઃકરણપૂર્વક પરમકૃપાળુ કિરતારનો ઉપકાર માનવો જોઇએ.

ઇન્દ્રદેવઃ—એ સઘળું આપની તથા બન્ને કુમારશ્રીની કૃપાનું જ પરિણામ છે. ખરી રીતે જોતાં હું દુઃખમય જીવનથી કંટાળી જઇ સંસારથી ધીમે ધીમે વિરક્ત બની જતો હતો. હવે એ બન્ને આપની ચરણરજને શિરપર ચઢાવશે ત્યારે હું પ્રસન્ન થઇશ. તેમને બન્નેને તથા માયાસુંદરી, બંસરીબાલા, લક્ષ્મીદેવી, અલકકિશોરી, પદ્માવતી, નારંગી વગેરેને સાથે લઇ રાણા ગોપાલસિંહજી એક બે દિવસમાં અત્રે આવી મહારાજશ્રીના ચરણોનાં દર્શન કરશે.

દેવીસિંહે આશ્ચર્ય તથા પ્રસન્નતાસહ કહ્યું:—“ ગોપાલસિંહે તમને કાંઇ લખ્યું હતું ? ”

ઇન્દ્રદેવઃ-જી હા. તેમણે મ્હને લખ્યું હતું કે, ‘ હું સત્વર તેમને સર્વેને લઇને મહારાજશ્રીની સેવામાં હાજર થવાને ઇચ્છું છું. તમે પણ તમારાં બન્ને કેદી બનાવટી બલભદ્રસિંહ અને નાગરને લઇ, કાશીરાજને મળીને રામગઢ જાઓ તથા આપણા ઉપર કૃપા કરીને કાશીરાજે આપણા જે દુશ્મનોને કેદમાં રાખ્યા છે તેમને પણ તમે સાથે લઇ જાઓ. ’ અસ્તુ એમની આજ્ઞાનુસાર કાર્ય બજાવી હું મહારાજશ્રીની સેવામાં હાજર થયો છું.

દેવીસિંહે ઉત્કંઠાથી કહ્યું:-" ત્યારે તમે એ લોકોને તમારી સાથે લઇ આવ્યા છો કે ? "

ઇન્દ્રદેવ:-જી હા, હું તેમને સર્વને સરકારી સિપાહીઓની દેખરેખમાં રાખી અત્રે આવ્યો છું. બેગમ વગેરેની હકીકત કાશીરાજે મહારાજશ્રીને લખી હશે.

દેવીસિંહ:-હા, કાશીરાજે ગોપાલસિંહને લખ્યું હતું કે, ' તમારા બહુરૂપી પિશાચપતિએ આપેલી નિશાની પ્રમાણે બલભદ્રસિંહના દુશ્મનોને કેદ કરવામાં આવ્યા છે અને મનોરમાનું મકાન પણ જપ્ત કરવામાં આવ્યું છે. ' આ સર્વ સમાચાર ગોપાલસિંહે મ્હને લખી જણાવ્યા હતા.

ઇન્દ્રદેવ:-ખરું છે, હવે એ સર્વ કેદીઓ માટે યોગ્ય બંદોબસ્ત કરી નાખવાની જરૂર છે.

દેવીસિંહ:-એનો બંદોબસ્ત બદ્રીનાથે કર્યો હશે; કેમ કે કેદીઓ એમની દેખરેખમાં છે.

બદ્રીનાથે ઇન્દ્રદેવ તરફ જોઇને કહ્યું:-" સર્વ કેદીઓને યોગ્ય સ્થળે રાખવામાં આવ્યા છે. આપ એ માટે સર્વથા નિશ્ચિંત રહો. "

ભૈરવનાથે કહ્યું:-" મહારાજ ! પિશાચપતિ અને બલભદ્રસિંહજીની સંભાળ રાખવાનું કાર્ય મ્હને સોંપવામાં આવ્યું છે; પણ બલભદ્રસિંહજી મહારાજનું અન્ન ખાવાની ના પાડે છે. પોતાને માટે કોઇ પણ વસ્તુ અહીંથી નહિ લેવાની તેમણે હઠ લીધી છે. તેઓ રાણા ગોપાલસિંહજીની સગાઇનો વાંધો ઉઠાવે છે ! "

દેવીસિંહ:-એમાં ખોટું શું છે ? ( બલભદ્રસિંહ તરફ જોઇને ) આપ અસહ્ય કષ્ટ વેઠી કારાગૃહમાંથી થોડા વખતથી જ છૂટીને

આવેલા હોવાથી સર્વ પ્રકારની સગવડતામાં તથા આરામમાં રહી શકાય એવાં સાધનો આપની પાસે નહિ જ હોય !

બલભદ્રઃ–મહારાજ ! હું એ વિષયની જ ચિંતા કર્યા કરતો હતો; કિન્તુ મ્હારા સદ્દભાગ્યે મ્હારા સ્નેહી શ્રીમાન્ ઇન્દ્રદેવ અત્રે આવી પહોંચેલા હોવાથી હવે મ્હને કોઇ પણ પ્રકારના કષ્ટનો અનુભવ થશે નહિ. વળી દુષ્ટ કેદીઓની તપાસનો નિકાલ થઈ ગયા પછી બેગમના કબ્જામાંથી મળી આવેલી મ્હારી દ્રવ્યસંપત્તિ પણ મ્હને પાછી મળશે.

ઇન્દ્રદેવઃ–હા મહારાજ ! બલભદ્રસિંહજી ખરું કહે છે. આપ મહાનુભાવ એમની વિનંતિ સ્વીકારશો એવી હું આશા રાખું છું.

દેવીસિંહઃ–તમે નિશ્ચિંત રહો. (ભૈરવનાથ તરફ જોઇ) તમે ઇન્દ્રદેવના નિવાસસ્થાનમાંજ શ્રીમાન્ બલભદ્રસિંહના નિવાસની વ્યવસ્થા કરજો.

ઇન્દ્રદેવઃ–ઇશ્વિરકૃપાથી અમારું બન્ને મિત્રોનું મિલન થયું છે તથા એ માટે અમે પિશાચપતિનો જેટલો આભાર માનીએ તેટલો થોડો છે. એમની સાથે આજે મ્હારું મિલન થશે એવી મ્હને આશા નહોતી.

પિશાચપતિએ ગદ્દગદ કંઠે કહ્યું:–" એ સર્વ પરમપૂજનીય મહારાજશ્રીના ચરણોનો પ્રતાપ છે. એમનાં નિત્ય દર્શન કરવાની વાસનાથી જ ઇશ્વરપર વિશ્વાસ રાખી કલંકિત ગણાવા છતાં હું આ તુચ્છ જીવન વ્યતીત કરું છું. "

ઇન્દ્રદેવઃ–મહારાજ ! પિશાચપતિ કૃપાપાત્ર છે. આપ મહારાજશ્રીને ત્યાં એક ચોરી કરવા ઉપરાંત આપશ્રીને તથા આપશ્રીના કોઇ આત્મીય સ્વજનને દુઃખનો અનુભવ થાય એવું એક પણ અનુચિત કાર્ય એણે કર્યું નથી એમ હું હિમ્મતથી કહી શકું છું.

પિશાચપતિએ શરમથી નીચું જોઇને કહ્યું:–" એ ચોરી પણ મ્હેં ખોટી નિષ્ઠાથી કરી નથી."

રાણા વીરસિંહે કહ્યું:–" પિશાચપતિએ અમારો ગમે એવો મહાન્ અપરાધ કર્યો હશે તો પણ અમે તે તરફ ધ્યાન આપીશું નહિ; કેમ કે સ્યામગઢના ભેદી ભોંયરામાં અમે એને સંપૂર્ણ ક્ષમા આપી છે."

આ વખતે પિશાચપતિએ કૃતજ્ઞતાદર્શક દૃષ્ટિથી વીરસિંહ તરફ જોઇ અંતઃકરણપૂર્વક તેને શુભાશીર્વાદ આપ્યો. ઇન્દ્રદેવે વીરસિંહ તરફ જોઇ પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:–" વળી આપશ્રીના અગાઉના કોઈ સંબંધી સાથે પિશાચપતિએ કાંઇ અનુચિત વર્તન ચલાવ્યું હોય કિંવા અપરાધ કર્યો હોય તો તેની પણ આપશ્રી ઉદારતાપૂર્વક એને ક્ષમા આપશો એવી હું આશા રાખું છું."

આ વખતે જ્યોતિસિંહે કહ્યું:–" પિશાચપતિનું જીવન અનેક અદ્દ્ભુત, વિચિત્ર અને દુઃખી બનાવોથી ભરપૂર છે એમાં શંકા જેવું કાંઇ છે જ નહિ. પિશાચપતિએ પોતાનો ભયંકર પ્રભાવ મનુષ્યોનાં હૃદયોમાં ઉત્પન્ન કર્યો છે; પરંતુ દુર્ભાગ્યવશાત્ તે પોતાનાં કાર્યોથી સુખી થઈ શક્યો નથી. કીર્ત્તિ અને સજ્જનતાની ચિંતા નહિ રાખતાં માત્ર લક્ષ્મી પ્રાપ્ત કરવાની લાલસા રાખનાર લોભી માણસની કેવી દુર્દશા થાય છે એ તેણે પોતાના જીવનપરથી દર્શાવી આપ્યું છે."

ઇન્દ્રદેવ બોલી ઉઠ્યો:–" બરાબર, એમ જ છે. જો કીર્ત્તિ અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવામાં તેણે ધ્યાન આપ્યું હોત તો બહુરૂપીઓમાં આજે તેણે ત્રીજી પદવી મેળવી ઘણી આત્મોન્નતિ કરી હોત !"

અજીતસિંહે સ્મિતહાસ્ય કરી પોતાનો મનોભાવ પ્રગટ કરતાં કહ્યું:–" પરંતુ એમ સંભળાય છે કે, હવે પિશાચપતિ કીર્ત્તિ અને પ્રતિષ્ઠાના સર્વોચ્ચ શિખરપર ચઢી પોતાનું આયુષ્ય પસાર કરવાને

ઇચ્છે છે તથા એ કાર્ય દેવતાઓને પણ વશ કરનાર મનુષ્યના સામર્થ્ય બ્હાર નથી.”

ઇન્દ્રદેવઃ—પરંતુ પ્રતાપી પુણ્યશાળી મહાપુરુષોની છાયામાં રહેનાર જ હમ્મેશાં સત્કીર્ત્તિ અને પ્રતિષ્ઠા મેળવવાને ભાગ્યશાળી થાય છે.

લક્ષ્મણસિંહઃ—પિશાચપતિનો આજકાલ એવો જ વિચાર છે. ઘણા સમયથી ગુપ્ત રીતે એની તપાસ કરી અંતે હું એવા નિર્ણય-પર આવ્યો છું કે, એ ચાલાક, બહાદુર અને બુદ્ધિશાળી બહુરૂપી હોવા ઉપરાંત એની પાસે પુષ્કળ દ્રવ્ય છે! નિશ્ચિતતાથી એક અમીરના જેવા અયશઆરામમાં જીવન વ્યતીત કરવાનાં સાધનો તેની પાસે છે; પરંતુ એવું કૃત્રિમ કિંવા આડંબરવાળું જીવન ગુજારવાની એની ઇચ્છા નથી. સજ્જનતા અને સભ્યતા સાથે સત્કીર્ત્તિ પ્રાપ્ત કરી પ્રતિષ્ઠિત મિત્રમંડળમાં રહેવામાં જ ખરું સુખ છે એમ એ સમજે છે.

બલભદ્રઃ—એ જ કારણથી પિશાચપતિ આજકાલ પોતાનો વખત એવાં જ કાર્યોમાં, અને વિચારોમાં વ્યતીત કરે છે તથા જેવી રીતે હીરો નિર્મળ જળમાં જોઇ શકાય એવી રીતે તે પોતાના જીવનને નિષ્કલંક થયેલું જોવાને ઇચ્છે છે; છતાં એ સંબંધમાં પિશાચપતિએ પોતાના જુના માલિકની પણ મદદ લેવી જોઇએ.

ઇન્દ્રદેવે કાંઇ વિચાર કરીને કહ્યું:—“બરાબર છે, હું એ વાત કહેવી તો ભૂલી ગયો છું કે, રણધીરસિંહ પણ એક બે દિવસમાં જ અત્રે આવનાર છે; અસ્તુ. તેમના માટે મહારાજશ્રીએ અગાઉથી જ કાંઇ વ્યવસ્થા કરવી જોઇએ.”

ઇન્દ્રદેવનાં આ વાક્યો સાંભળી પિશાચપતિ ચમકી ઉઠયો તથા થોડા વખત માટે તે ગંભીર ચિંતામાં નિમગ્ન બની ગયો. પછી આત્મસંવરણ કરી તેણે કહ્યું:—“ઇન્દ્રદેવનું કહેવું ખરું છે; કેમ કે

તેઓ મહારાજના મેહમાન બની અહીં રહેવાની વાત સ્વીકારશે નહિ."

અજીતસિંહઃ-ઠીક છે, એમના નિવાસની પણ અલગ વ્યવસ્થા કરવામાં આવશે.

ઇન્દ્રદેવઃ-રણધીરસિંહજીના માણસો તેમના માટે તંબૂ વગેરેનો સરસામાન લઇને આ તરફ આવતા જ હશે.

અજીતઃ-પરંતુ એ સંબંધી હજી સુધી એમણે અમને કાંઇ સમાચાર મોકલ્યા નથી.

ઇન્દ્રદેવઃ-એ કાર્ય મ્હને જ સોંપવામાં આવ્યું છે.

અજીતઃ-એમનો કોઇ નોકર તમારી પાસે આવ્યો હતો કે ?

ઇન્દ્રદેવઃ-ના જી. માધવી મહારાણા ગોપાલસિંહજીને ત્યાં કેદ છે એમ જાણી મહારાજ રણધીરસિંહજી ત્યાં પધાર્યા હતા; કેમ કે પોતાના હાથે જ તેને મારી નાખવાની તેમણે પ્રતિજ્ઞા કરી હતી.

દેવીસિંહઃ-એ પ્રતિજ્ઞા એમણે પૂર્ણ કરી કે ?

ઇન્દ્રદેવઃ-ના મહારાજ ! પોતાના કુળની જ એક બાળિકાને મારી નાખી તેના લોહીથી હાથ રંગવા કરતાં પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરવાનું તેમણે વ્યાજબી વિચાર્યું છે. એ વખતે હું પણ તેમની સાથે જ હતો.

પિશાચપતિએ દેવીસિંહ તરફ જોઇ પોતાના બન્ને હાથ જોડી નમ્રતાથી કહ્યું:-" જો મહારાજશ્રી આ સેવકને આજ્ઞા આપે તો હું મ્હારા શિરછત્ર મહારાણા રણધીરસિંહના મુકામની ગોઠવણ કરું, તથા તેમને સંમાન આપવા માટે તેમની સ્હામો જઇને હું મ્હારું કલંકિત મ્હોં તેમને બતાવું. હું સર્વથા નાલાયક હોવાથી તેઓ મ્હારા દર્શનથી પ્રસન્ન થશે નહિ; પરંતુ મ્હેં તેમનું નમક ખાધેલું હોવાથી તેઓ મ્હને ઠોકર મારશે તો પણ હું મ્હને પોતાને ભાગ્યશાળી માનીશ."

દેવીસિંહઃ—એમની ઇચ્છા વિરુદ્ધ આમ કરવાની અમે તને આજ્ઞા આપી શકતા નથી; પરંતુ જો ત્હારી ઇચ્છાથી તુ એમ કરવા માંગતો હોય તો અમે એ માટે તને રોકતા પણ નથી.

આ પ્રમાણે વાતચિત ચાલતી હતી એવામાં એવા સમાચાર મળ્યા કે, "માયાસુંદરી, બંસરીબાલા, લક્ષ્મીદેવી વગેરેની સાથે રાણા ગોપાલસિંહજી જમાનીઆથી અત્રે આવવા નીકળી પડયા છે."

એ તિલિસ્મી મહેલની આસપાસ હવે જાણે કે મ્હોટું નગર વસી ગયું હોય એવો ભાસ થતો હતો. ન્હાના મ્હોટા અસંખ્ય તંબૂઓ, રાવટીઓ, મંડપો અને શામિયાનાઓ જોવામાં આવતા હતા. એમાં ઘણાંખરાં માણસોએ નિવાસ પણ કર્યો હતો. યથા સમયે માયાસુંદરીનો મામો રણધીરસિંહ, રાણો ગોપાલસિંહ, માયાસુંદરી, બંસરીબાલા વગેરે પણ આવી પહોંચ્યાં. તેમની સાથે આવેલા સિપાહીઓને રાવટીઓમાં રાખવામાં આવ્યા હતા. માયાસુંદરી, બંસરીબાલા વગેરેને મહેલના અંતઃપુરમાં રાણીઓની પાસે રાખવામાં આવી હતી; તથા રાણા ગોપાલસિંહના મુકામનો બંદોબસ્ત રાણા વીરસિંહે પોતાના દિવાનખાનની પાસેના જ ઓરડામાં કરાવ્યો હતો. રાણા રણધીરસિંહે ત્યાં આવીને મહારાણા દેવીસિંહ, વીરસિંહ વગેરેની મુલાકાત લીધા પછી તે માયાસુંદરી અને નારંગીને મળ્યો. પિશાચપતિની મુલાકાત લેવામાં પણ તેણે અડચણ દર્શાવી નહિ. મહારાણા વીરસિંહના જે બહુરૂપીઓ અન્ય સ્થળોએ હતા તેઓ પણ હવે અત્રે આવી પહોંચ્યા હતા તથા તેમણે તંબૂઓમાં મુકામ કર્યો હતો. તે સિવાય મ્હોટા મ્હોટા જાગીરદાર, જમીનદાર, પ્રતિષ્ઠિત ગૃહસ્થો પણ ગયા, શ્યામગઢ, જમાનીઆ અને રામગઢ વગેરે સ્થળોએથી રાણા વીરસિંહને ભેટો તથા મુબારકબાદી આપવા આવ્યા હતા. તેમને સર્વને તેમની યોગ્ય-

તાનુસાર ઉતારો આપવામાં આવ્યો હતો. સઘળા કેદીઓને તિલિસ્મી મહેલના એક ગુપ્ત ભોંયરામાં રાખ્યા હતા. સર્વત્ર આનન્દ થઇ રહ્યો હતો, કેમ કે ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ તિલિસ્મીપર વિજય મેળવી ટૂંક વખતમાં અત્રે આવી પહોંચશે એવો સર્વના અંતરમાં દૃઢ વિશ્વાસ હતો. વળી બન્ને કુમારનું આગમન થયા પછી ઘણી ધામધૂમથી તેમનાં લગ્ન થશે એમ પણ સર્વ જાણતાં હતાં. પિશાચપતિ તથા બીજા કેદીઓની તપાસ ચાલતાં શા શા ભેદ ખુલ્લા થાય છે તથા એ તપાસનું કેવું પરિણામ આવે છે એ જાણવાને માટે પણ સર્વનાં મન અધિરાં બની ગયાં હતાં. આ સઘળા મહેમાનોની સગવડતા માટે ત્યાં બજાર પણ ઉભું થયું હતું. એ બજારમાંથી પ્રત્યેક જરૂરી વસ્તુ મળી શકતી હતી. વળી બજારમાં મહારાણા દેવીસિંહજી તરફથી જેને જે વસ્તુ જોઇએ તે વિના મૂલ્યે મળે એવી વ્યવસ્થા કરવામાં આવી હતી તેમજ એ વ્યવસ્થા ઉપર દેખરેખ રાખવાને માટે અનેક વિશ્વાસપાત્ર કારભારીઓ રાખવામાં આવ્યા હતા. એક વિશાળ તંબૂમાં યુવરાજ ઇન્દ્રજીતસિંહ અને રાજકુમાર આનન્દસિંહનાં લગ્નની સામગ્રી તૈયાર થતી હતી તથા તેનું દર્શન કરવામાં આવતાં અત્યંત આશ્ચર્ય તથા આનન્દ ઉપજવાનો સંપૂર્ણ સંભવ હતો.

મહારાણાની આજ્ઞાનુસાર તિલિસ્મી મહેલના પહેલા મજલાપરના એક વિશાળ દિવાનખાનામાં દરબાર ભરી શકાય એવી ગોઠવણ કરવામાં આવી હતી. ત્યાં પ્રથમ પિશાચપતિની તપાસ ચાલવાની હતી અને પછી બન્ને કુમારોનાં લગ્નની ખુશાલીની મિજલસ કરવામાં આવનાર હતી. આ દિવાનખાનાને જાહિર દરબારગૃહના નામથી ઓળખવામાં આવતું હતું. એ ઉપરાંત ખાસ દરબારગૃહ તરીકે બીજા મજલાપરનું એક દિવાનખાનું શણગારવામાં આવ્યું હતું. એમાં દરરોજ

એક પ્રહર દિવસ ચઢયા પછી ખાનગી દરબાર ભરવામાં આવનાર હતો. તેમાં ખાસ અંગત મેહમાનો અને બહુરૂપીઓનાં અગત્યનાં કાર્યો માટે વિચાર કરવાને ભેગા થવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. વાંચકબંધુઓ! પ્રથમ તમે અમારી સાથે એ ખાસ દરબારગૃહમાં જ ચાલો. એક ઉંચા આસન ઉપર મહારાણા દેવીસિંહ બેઠેલા હોય તેમની જમણી બાજૂએ મહારાણો વીરસિંહ બેઠો હતો. દેવીસિંહની ડાબી બાજૂએ અજીતસિંહ અને વીરસિંહની ડાબી બાજૂએ જ્યોતિસિંહ બેઠો હતો. તેમની પાસે ક્રમશઃ લક્ષ્મણસિંહ, પંડિત બદ્રિનાથ, અઘોરનાથ, ભૈરવનાથ, જગન્નાથ જ્યોતિષી, પિશાચપતિ વગેરે બેઠા હતા. પિશાચપતિની પાસે જ કપટશંકર પોતાના હાથમાં નગ્ન સમશેર લઇ ઉભો રહ્યો હતો. બીજી તરફ અજીતસિંહની પાસે રાણો ગોપાલસિંહ અને તેની પછી ક્રમશઃ બલભદ્રસિંહ, ઇન્દ્રદેવ, તેજસિંહ, તારાસિંહ વગેરે બેઠા હતા. કેદીઓની તપાસ ક્યારથી ચાલૂ કરવી તથા એ તપાસ દરમ્યાન શી શી વસ્તુઓની જરૂર પડશે એ સંબંધીનો વિચાર આ દરબારમાં ચાલતો હતો.

આ સમયે ચોપદારે આવી નમન કરીને કહ્યું:-"મહેલના દરવાજા પાસે એક બુરખાવાળો સવાર હાજર થયો છે. તેને પૂછવામાં આવવા છતાં તે પોતાની ઓળખાણ આપતો નથી; પરંતુ તે દરબારમાં હાજર થવાની રજા માગે છે."

આ ખબર સાંભળી જ્યોતિસિંહે રાણા તરફ જોયું તથા સંકેતદ્વારા અનુમતિ મળતાં તેણે એ સવારને દરબારમાં હાજર કરવાની ચોપદારને આજ્ઞા કરી.

પેલો બુરખાવાળો સવાર એક તેજી ચતુર અશ્વ ઉપર બેઠો

હતો. તે નવયુવાન હોઇ તેનાં વસ્ત્રો અત્યંત મૂલ્યવાન્ હતાં. દરબારમાં હાજર થવાની રજા મળતાં જ તે પોતાના ઘોડાપરથી ઉતરી પડયો તથા હાથમાંનો ભાલો જમીનમાં ખોસી તેની સાથે ઘોડાની લગામ બાંધી તેણે ઇમારતમાં પ્રવેશ કર્યો અને ચોપદારની સાથે તે દરબારમાં હાજર થયો. મહારાણા દેવીસિંહ, વીરસિંહ, અજીતસિંહ તથા તેજસિંહને નમ્રતાથી નમન કર્યા પછી તેણે પોતાના જમણા હાથમાંનો એક પત્ર આગળ ધર્યો. લક્ષ્મણસિંહે તેના હાથમાંથી એ પત્ર લઇ જ્યોતિસિંહના હાથમાં મૂક્યો. જ્યોતિસિંહે એ પત્ર મહારાણા દેવીસિંહના હાથમાં આપ્યો તથા તેમણે એ પત્ર વાંચી અજીતસિંહને આપ્યો. ત્યાર પછી વીરસિંહ અને જ્યોતિસિંહે પણ એ પત્ર વાંચી જોયો.

અજીતસિંહે એ બુરખાવાળા માણસને કહ્યું:-" આ પત્ર વાંચી જોવાથી એમ માલૂમ પડે છે કે, સઘળી હકીકત તમારી પાસેથી જ જાણી શકાશે."

બુરખાવાળાએ પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:-" જી હા. મ્હારા માલિકોએ મહારાજશ્રીને એવી અરજ કરવા મ્હને મોકલ્યો છે કે, પિશાચપતિ તથા બીજા કેદીઓની તપાસ ચાલે એ વખતે તેમની પણ અત્રે હાજર રહેવાની ઇચ્છા છે; જેથી મહારાજશ્રી એ સંબંધી રજા આપવાની કૃપા કરશે. વળી તેમણે એમ પણ જણાવ્યું છે કે, તેમના આગમનથી જે શુભ પરિણામ આવશે તેથી મહારાજશ્રી પ્રસન્ન થયા સિવાય રહેશે નહિ."

અજીતસિંહ:-પરંતુ તમારા માલિકો કોણ છે તથા તેઓ ક્યાં રહે છે એ પ્રથમ અમારે જાણવું જોઇએ.

બુરખાવાળો:-મ્હારા માલિકો હમણાં જાહિર થવા ઇચ્છતા નથી

તેથી હું તેમની ઓળખાણ આપને આપી શકતો નથી. તેઓ પોતાનાં મ્હોં બુરખામાં છુપાવી રાખીને જ અત્રે આવશે તથા તપાસ પૂર્ણ થયા પછી તેઓ જાહિર થશે. તેમના અત્રે આવવાથી તપાસ દરમ્યાન કેટલા નવા ભેદ ખુલ્લા થશે એ તો યથા સમયે જ આપ જાણી શકશો.

અજીતસિંહઃ—એ ખરું છે; પરંતુ આવી મહત્વની તપાસ ચાલતી હોય એ દરમ્યાન અજાણ્યા માણસોને હાજર રહેવાની પરવાનગી કેવી રીતે આપી શકાય ?

બુરખાવાળાઃ—ત્યારે તો જેવી મહારાજશ્રીની ઇચ્છા! છતાં મ્હારે એટલું પ્રથમથી જણાવવું જોઇએ કે, જો મ્હારા બન્ને માલિક તપાસ દરમ્યાન ગેરહાજર હશે તો એ તપાસનું કાર્ય સર્વ પ્રકારે પૂર્ણ નહિ જ થઇ શકે. વળી જો મ્હારા બન્ને માલિકો પ્રથમથી જ સર્વને પોતાની ઓળખાણ આપશે તો......

બુરખાવાળાનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ અજીતસિંહે જ્યોતિસિંહ તરફ જોઇને કહ્યું:—" એ સંબંધી આ માણસ સાથે એકાન્તમાં વાતચિત કરવાની જરૂર છે. "

જ્યોતિસિંહે પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:—" જેવી આજ્ઞા. "

આમ કહી જ્યોતિસિંહ ઉઠી ઉભો થયો તથા તે પેલા બુરખાવાળાને સાથે લઇ એકાન્તમાં ચાલ્યો ગયો.

એ બુરખાવાળાને જોઇ સર્વ આશ્ચર્યચકિત અને વિસ્મિત બની ગયા હતા. તેનો એક સિપાહીના જેવો ચુસ્ત પોષાક, એની બહાદુરી ભરેલો વ્યવહાર, તથા તેની અદ્દભુત વાતોથી સર્વનાં હૃદય ખળભળી ઉઠયાં હતાં. મુખ્યત્વે કરીને પિશાચપતિ આ પ્રકારથી વિશેષ અસ્થિર બની ગયો તથા એ બુરખાવાળો કોણ છે તે જાણવાનો તેણે પોતાના

મન સાથે દૃઢ નિશ્ચય કર્યો. થોડા વખત પછી તેજસિંહ એ બુરખાવાળાની સાથે વાતચિત કરતો કરતો સર્વે બેઠા હતા ત્યાં પાછો આવ્યો ત્યારે તેજસિંહ હવે શું કહે છે એ જાણવાને સર્વ ઉત્કંઠિત બની ગયા.

જ્યોતિસિંહે પોતાના પિતા અજીતસિંહ તરફ જોઇને કહ્યું:— " મ્હારી નમ્ર માન્યતા એવી છે કે, આ બુરખાવાળાની પ્રાર્થના સ્વીકારવામાં કાંઇ હરકત નથી. વળી એ માણસો કદાચ આપણી સાથે દુશ્મનાવટ રાખતા હોય તો તત્સંબંધી આપણે બિલ્કુલ ચિંતા રાખવી જોઇએ નહિ. એ લોકો આપણું કાંઇ બગાડી શકે તેમ નથી. "

જ્યોતિસિંહનાં આ વાક્યો સાંભળી અજીતસિંહે મહારાણા દેવીસિંહ તરફ જોયું, તથા દેવીસિંહનો સંકેત થતાં તેણે બુરખાવાળા તરફ જોઇને ગંભીરભાવથી કહ્યું:—" તમારા માલિકની પ્રાર્થના સ્વીકારવામાં આવે છે. આવતી કાલથી હમ્મેશાં એક પ્રહર દિવસ ચઢ્યા પછી તેમને આ દરબારે ખાસમાં હાજર થવાનું તું સૂચવજે. "

બુરખાવાળાએ નમીને સલામ કરી. પછી તે જે તરફથી આવ્યો હતો તે તરફ ચાલ્યો ગયો. થોડા વખત સુધી બીજી કેટલીક વાતચિત ચાલી. પછી સર્વ પોતપોતાના સ્થળે ચાલ્યા ગયા. માત્ર મહારાજ દેવીસિંહ, વીરસિંહ, અજીતસિંહ, જ્યોતિસિંહ અને ગોપાલસિંહ એ સ્થળે રહ્યા. તેમણે થોડા વખત સુધી એ બુરખાવાળા સંબંધી એક બીજાની સાથે વાતચિત કરી. તેમની વચ્ચે શી વાતચિત થઇ તે હમણાં જણાવવાની અમે જરૂર ધારતા નથી.

# પ્રકરણ ૧૧ મું.

## કેદીઓની તપાસ.

બીજે દિવસે પાછો એવો જ ખાસ દરબાર ભરાયો. આજના દરબારમાં પેલા બે બુરખાવાળા માણસો હાજર થવાના હતા. ગઇ કાલથી જ સિપાહીઓ અને ચોપદારોને રાજાસાહેબના તરફથી એવો હુકમ મળ્યો હતો કે, જે વખતે પેલા બન્ને બુરખાવાળા માણસો આવે તે વખતે કાંઇ ખબર આપ્યા સિવાય તેમને દરબારમાં હાજર કરવા. આજે દરબાર ભરાયા પછી થોડો વખત વીત્યો એટલે એક ચોપદારની પાછળ પાછળ પેલા બન્ને બુરખાવાળા માણસો હાજર થયા.

એ બન્ને બુરખાવાળાઓનો પોષાક ઘણો કિમતી હતો. તેમના મ્હોંપરના બુરખાઓમાં મૂલ્યવાન્ મોતીઓની હાર લટકતી હતી. મસ્તકપર સોનેરી બુટ્ટાદાર સેલાંના ફેંટા તેમણે બાંધ્યા હતા, જેની આગળ કિમતી હીરાઓથી પ્રકાશતા શિરપેચ હતા. પાયજામા અને અંગરખામાં પણ ઝીકને બદલે હીરા મોતી ટાંકવામાં આવ્યાં હતાં. કમરબંધમાંનાં કિમતી હીરા માણેકનું દર્શન કરી સર્વ આશ્ચર્યચકિત બની ગયા હતા તથા તે સાથે લટકતી તેજસ્વી તલ્વારોએ પણ સર્વની દષ્ટિ પોતાના તરફ આકર્ષી હતી. બન્ને બુરખાવાળાના પોષાક એક જ પ્રકારના હોઇ તેઓ બન્ને સરખી ઉમ્મરના લાગતા હતા. તેમના પોષાક ઉપરથી તેઓ મ્હોટા રાજા કરતાં પણ વિશેષ ધનાઢ્ય તથા ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયેલા લાગતા હતા; છતાં દરબારમાં પ્રવેશ

કરીને તેમણે ઘણી જ નમ્રતાથી મહારાણા દેવીસિંહ, વીરસિંહ અને અજીતસિંહને પ્રણામ કર્યા. બીજા કોઇના તરફ તેમણે લક્ષ્ય સુદ્ધાં આપ્યું નહિ. દેવીસિંહની આજ્ઞાનુસાર રાણા ગોપાલસિંહ પાસે તેમની બેઠકની ગોઠવણ કરવામાં આવી. અજીતસિંહે શિષ્ટાચારને અનુસરી તેમના કુશળ વર્ત્તમાન પૂછ્યા. પછીથી દુષ્ટોના શિરતાજ, પતિતોના મહારાજાધિરાજ, નિમકહરામોના સરદાર માયાવિનીના તિલિસ્મી દારોગાને દરબારમાં હાજર કરવામાં આવ્યો. દુષ્ટ દારોગો કોઇને પણ નમન કર્યા સિવાય ચોપદારે તેને જ્યાં બેસાડયો ત્યાં બેસી ગયો. આ સમયે તેના હાથમાં હાથકડી અને પગમાં નરમ બેડી પડેલી હતી. જ્યારથી તે કેદખાનામાં પડયો હતો ત્યારથી બ્હારના મુક્તવાયુનું સેવન તે કરી શકયો નહોતો. દારોગો તથા બીજા કેદીઓને કોઇ પણ પ્રકારના સમાચાર મળે નહિ તથા તેઓ કાંઇ પૂછે તો જાણી શકે નહિ એવો કડક બંદોબસ્ત પ્રથમથી જ કરવામાં આવ્યો હતો.

મહારાજ દેવીસિંહનો સંકેત થતાં સર્વથી પ્રથમ રાણા ગોપાલસિંહે વાત ચાલૂ કરી. દારોગા તરફ જોઇને તેણે કહ્યું:–" કેમ દારોગા સાહેબ! મિજાજ તો ઠેકાણે છે ને? હવે આપને આપની નિર્દોષતા સાબિત કરવા માટે શી શી વસ્તુઓની જરૂર છે?"

દારોગો:–મ્હને કોઇ પણ વસ્તુની જરૂર નથી. વળી આપને માયાવિનીએ કેદ કરી રાખ્યા હતા એ હું જાણતો નહોતો તેમજ મ્હેં આપની સાથે શત્રુતા કરી હોય એવું એક પણ પ્રમાણ આપની પાસે નહિ હોય એમ હું ધારું છું.

ગોપાલસિંહે સ્મિત હાસ્ય કરતાં કરતાં કહ્યું:–" ના ના–મ્હારા સંબંધી આપ બિલ્કુલ ગભરાશો નહિ. મ્હારા સંબંધી આપની સાથે વાત કરવાને હું ઇચ્છતો જ નથી. મ્હારા લગ્ન પ્રસંગે આપે કેવી

પ્રપંચજાળ પાથરી હતી તથા છેવટે ક્યી માયાવિનીને સાથે લઇ આપ આપના ગુરુભાઇ પાસે મદદ મેળવવા ગયા હતા તેમજ વખતે તમને કેવા કેવા રંગ બતાવ્યા હતા વગેરે સંબંધી હું તમને કાંઈ પૂછીશ નહિ. મ્હારી સાથે તમે જે સદ્‌વ્યવહાર ચલાવ્યો છે તેને યાદ કરવાનો પણ મ્હારો વિચાર નથી; છતાં હું દિલગીર છું કે, તમારા ગુરુભાઇ શ્રીમાન્ ઇન્દ્રદેવ તમને કાંઈ ખુલાસો પૂછ્યા સિવાય રહેશે નહિ. ખરેખર, તમારી સાથેના સંબંધને અત્યાર સુધી તેમણે નિભાવી રાખવો જોઇતો હતો; છતાં કોઇએ તેમને એવું સમજાવીને ઉશ્કેરી મૂક્યા છે કે, તેમની પુત્રી ઇન્દિરાદેવીની દુર્દશા કરનાર પણ આપ મહાનુભાવ જ છો!"

રાણા ગોપાલસિંહના વાક્ પ્રહારથી દારોગાનું મ્હોં ઉતરી ગયું. તેણે નીચું જોયું. બની ગયેલા બનાવો તથા તેનાં કુટિલ તેમજ ભયંકર પાપકર્મો મૂર્ત્તિમાન્ સ્વરૂપ ધારણ કરી તેની માનસદૃષ્ટિ સમક્ષ ઉપસ્થિત થયાં. તે પોતાનું મ્હોં સુદ્ધાં ઉંચું કરી શક્યો નહિ. તેના હૃદયમાં સેંકડો વીંછીઓ એક સાથે દંશ દેતા હોય એવી અસહ્ય વેદના તે અનુભવવા લાગ્યો. તેની દૃષ્ટિ સમક્ષ સમસ્ત પૃથિવી જાણે કે ભમવા લાગી. તેની આંખોએ અંધારાં આવવા લાગ્યાં. તેનાં દુર્ભાગ્ય તથા દુષ્કૃત્યોએ ભયંકર અંધકારનું સ્વરૂપ ધારણ કરી ચોતરફથી તેને ઘેરી લીધો હતો; આમ હોવા છતાં પ્રભાતકાળે પ્રકાશતા ક્ષીણતેજ તારાના જેવો આશાનો પ્રકાશ તે આવી સંપૂર્ણ નિરાશામાં જોઈ શકતો હતો. આ પ્રકાશનું ઉપલક્ષ ઇન્દ્રદેવ હતો. ઇન્દિરા અને સરયુદેવીનું ઇન્દ્રદેવ સાથે મિલન થયું છે એ પ્રકાર તેના જાણવામાં નહિ આવેલો હોવાથી તે આશાના આવા ક્ષીણ પ્રકાશને જોઇ શકતો હતો. દારોગો એમ જ સમજતો હતો કે, ઇન્દિરા અને સરયુ-

દેવી તિલિસ્મીમાં મૃત્યુ પામી પોતાના પાપકર્મોના પુરાવા તેમની સાથે જ લેતી ગઇ હતી. આમ હોવાથી હજી પણ ઇન્દ્રદેવ ગુરુભાઈ સમજીને પોતાને સહાયતા કરશે એમ તે ધારતો હતો. મહા મુશ્કિલે પોતાના મનને દૃઢ કરી તેણે ઇન્દ્રદેવ તરફ જોઇને કહ્યું:–" હરિ હરિ! અનર્થની પણ કાંઇ હદ તો હોવી જોઇએ! આપ પણ આ વાતને ખરી માનો છો કે ?"

ઇન્દ્રદેવે ઇન્દિરાની છબીવાળી કલમદાન બ્હાર કાઢીને કહ્યું:— " જો ઇન્દિરાનું મૃત્યુ થયું હોત તથા આ કલમદાનનો નાશ થયો હોત તો એ વાત હું સાચી માનત નહિ."

કલમદાન જોવામાં આવતાં દારોગાની ક્ષીણ આશા પણ દૂર થઇ ગઇ. ભય અને લજ્જાથી તે પુનઃ નીચું જોઇ રહ્યો. તેના કંપતા શરીરને સ્થિર કરવાનો તે વૃથા પ્રયત્ન કરવા લાગ્યો. એવામાં પિશાચપતિ બોલી ઉઠયો:–" દારોગાજી, તમારા પંઝામાંથી ઇન્દિરાનું વારંવાર રક્ષણ કરનાર આ પિશાચપતિ પણ હમણાં અત્રે હાજર છે. વળી જે પરોપકારી સ્ત્રીએ તમને કૂવામાં હડસેલી મૂકી તમારા મારમાંથી ઇન્દિરાને બચાવી હતી એ સ્ત્રી પણ અત્રે હાજર છે. તેનું દર્શન કરવાની તમારી ઇચ્છા છે કે ?"

હવે દારોગાનું શરીર વિશેષ કંપવા લાગ્યું. વિશેષ ગભરાઇ જઇને તેણે પેલા બન્ને બુરખાવાળા તરફ જોયું. આ વખતે એક બુરખાવાળાએ પોતાનો બુરખો ઉંચો કરી રૂમાલથી પોતાનું મ્હોં લુંછવાનો ડોળ કર્યો. વાસ્તવિક રીતે જોવા જતાં તે દારોગાને પોતાનું મ્હોં બતાવવાને ઇચ્છતો હતો. દારોગાની તથા બીજા પણ કેટલાક માણસોની નજર એ બુરખાવાળાના મ્હોં ઉપર પડી; પરંતુ કોઇ તેને ઓળખી શક્યું નહિ. માત્ર દારોગો જ તેનું સ્વરૂપ જોઇ ભય તથા

દુઃખથી ઉન્મત્ત તેમ જ અસ્થિર બની ગયો. ગભરાઇ જઇને તે ઉઠી ઉભો થયો; પરંતુ તત્કાળ તમ્મર આવવાથી બેહોશ બની જઇને તે જમીનદોસ્ત થયો. આવો પ્રકાર નજરે પડતાં સર્વના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મહારાણા દેવીસિંહ, વીરસિંહ, અજીતસિંહ, જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ અને રાણા ગોપાલસિંહે પણ એ બુરખાવાળાનું મ્હોં જોયું હતું; પરંતુ તેઓમાંથી કોઇએ તેને ઓળખ્યો નહિ તેમજ તેને કાંઇ પૂછવું કોઇએ ઉચિત વિચાર્યું નહિ. તત્કાળ મહારાજ દેવીસિંહની આજ્ઞાથી દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો તથા દુષ્ટ દારોગાને પાછો કારાગૃહમાં લઈ જવામાં આવ્યો. પછીથી એક બુરખાવાળાએ જ્યોતિસિંહને પૂછ્યું:–" આવતી કાલે કોની તપાસ ચાલનાર છે ? " આ પ્રશ્નના ઉત્તરમાં જ્યોતિસિંહે બલભદ્રસિંહનું નામ જણાવ્યું. પછીથી એ બન્ને બુરખાવાળા રાજાને નમન કરી વિદાય થઈ ગયા.

બીજે દિવસે યથા સમયે પાછો દરબાર ભરાયો તથા બન્ને બુરખાવાળા માણસો પણ આવીને યથા સ્થળે બેઠા. આજે બલભદ્રસિંહ પણ પોતાનું મ્હોં બુરખામાં છુપાવી દરબારમાં આવીને બેઠો હતો. મહારાજ દેવીસિંહની આજ્ઞા થતાં જ ખોટા બલભદ્રસિંહ અને દારોગાને હાજર કરવામાં આવ્યા. સર્વથી પ્રથમ ઇન્દ્રદેવે બનાવટી બલભદ્રસિંહને પૂછ્યું:–" કેમ, હજી પણ તમે ખરા બલભદ્રસિંહજીની બાતમી આપો છો કે નહિ ? "

બનાવટી બલભદ્રસિંહ આ પ્રશ્ન સાંભળી બોલી ઉઠયો:–" ખરેખર, હડહડતો કળિયુગ આવ્યો છે ! વારંવાર ઓળખાણ તથા ખાત્રી આપેલી હોવા છતાં હજી સુધી મ્હને વેશધારી સમજવામાં આવે છે અને અસંખ્ય અપરાધ કરનાર પિશાચપતિ છાતી કાઢીને મ્હારી સ્હામે બેઠો છે ! પ્રભુ ! પ્રભુ ! શ્રીમાન્ ઇન્દ્રદેવ ! મ્હને લાગે

છે કે, જમાનીઆમાંથી આપને દારોગાની નોંધપોથી નહિ મળી હોય! જો આપને એ નોંધપોથી મળી આવી હોત તો મ્હારા ઉપરનો આપનો સઘળો સંદેહ દૂર થઇ જાત."

"હજી સુધી મ્હને ગુન્હેગાર ઠરાવવાની અને ખરા બલભદ્રસિંહ તરીકે પોતાને ઓળખાવવાની તું હિમ્મત કરે છે કેમ?" આમ કહી પિશાચપતિએ જ્યોતિસિંહ તરફ જોઇને વિશેષમાં કહ્યું, "શ્રીમાન્! પદ્માવતીજીના તળાવવાળા મકાનમાં આ દુષ્ટની વાત ઉપર વિશ્વાસ મૂકીને આપે મ્હને કારાગૃહમાં મોકલવાનો બંદોબસ્ત કરતા હતા ત્યારે એની હાજરીમાં જ મ્હેં જે હકીકત જણાવી હતી તે આપના સ્મરણમાં જ હશે. જુઓ, એ વખતે મ્હેં જે કહ્યું હતું તે અત્યારે આપ આપની નજરે જુઓ છો. તે દિવસે આ બદમાશની હકીકતપર વિશ્વાસ મૂકી જે માણસો મ્હારા તરફ ધિક્કારયુકત દૃષ્ટિથી જોતાં હતાં તેઓ પણ હમણાં મ્હારી હકીકત મ્હારા સદ્ભાગ્યે સાંભળે છે. એ સમયની આપની ભૂલ આપ કબૂલ કરીને હમણાં હું જે કેટલાક આશ્ચર્યજનક ભેદ આપને જણાવું તે તરફ આપ લક્ષ્ય આપશો એવી મ્હને આશા છે."

જ્યોતિસિંહઃ—અન્યના અંતઃકરણ માટે હું કાંઈ કહી શકતો નથી; પરંતુ મ્હારી એ સમયની ભૂલ માટે હવે હું ઘણો પશ્ચાત્તાપ કરૂં છું.

વાંચકબંધુઓ! આ દરબારગૃહની ચારે તરફની દિવાલોના ઉપરના ભાગમાં કેટલીક બારીઓ આવેલી હતી. એ બારીઓ ઉપર એવડા ચક બાંધેલા હતા, તથા એ ચકો પાછળ લક્ષ્મીદેવી, પદ્માવતી અને રાણીઓ વગેરે દરબારનું દર્શન કરતી બેઠી હતી. વળી પિશાચપતિએ બનાવટી બલભદ્રસિંહ અર્થાત્ વિજયપાલસિંહને ઉદ્દેશીને

કહ્યું:–" હું એ પ્રસંગે કેટલાક વિષયોથી અજ્ઞાત હોવાથી જ મ્હારી નિર્દોષતા સાબિત કરી શકતો નહોતો; પરંતુ હવે એ સર્વ વિષયો મ્હારા જાણવામાં આવ્યા છે. ત્હારે ત્હારા બચાવમાં જે કાંઈ કહેવું હોય તે કહે."

વિજયપાલે ગંભીરતાપૂર્વક કહ્યું:–" ત્યારે તો ત્હારાં નીચ કૃત્યોના સ્ફોટ થવાના સાધનરૂપ ત્હારા હાથના લખેલા પત્રો માટે પણ તું નાકબૂલ થઈશ એમ મ્હને લાગે છે! લક્ષ્મીદેવીને બદલે માયાવિનીને રાણી બનાવવાના કપટતંત્રમાં તું ભળેલો નહોતો કે? વળી પેલા સર્વ પત્રો ત્હેં લખ્યા નહોતા કે?"

પિશાચપતિએ હિમ્મતથી કહ્યું:–" એ સઘળા પત્રો મ્હારા જ લખેલા છે એ વાતનો હું સ્વીકાર કરું છું; પરંતુ લક્ષ્મીદેવીના વિષયમાં હું તદ્દન નિરપરાધ છું એ હું હવે સાબિત કરી શકું તેમ છું. વળી પેલા પત્રો કે જે મ્હેં મ્હારા લાભાર્થે રાખ્યા હતા તેનાથી જ મ્હને નુકસાન થયું છે. વળી જે રઘુવીરસિંહ લક્ષ્મીદેવીને ફસાવવાના કાર્યમાં ભળેલો હતો તે રઘુવીરસિંહ હું નહોતો એમ પણ હું સાબિત કરી શકું તેમ છું. ખરા બલભદ્રસિંહ, ઇન્દિરા અને સરયુદેવી પણ ત્હારા તથા દુષ્ટ દારોગાના પાપને સંપૂર્ણ પ્રકાશમાં લાવવા માટે હમણાં અત્રે હાજર થયેલાં છે."

વિજયપાલ બોલી ઉઠયો:–" તમે લોકોએ કોઇ ખોટા બલભદ્રસિંહને તૈયાર કરી અત્રે હાજર કર્યા હોય એમ જ મ્હને લાગે છે."

આ વાક્ય સાંભળતાંની સાથે જ બલભદ્રસિંહે પોતાના મુખ ઉપરનો બુરખો ખસેડી વિજયપાલ તરફ જોઇને કહ્યું:–" ના ના, જો હું ખરો બલભદ્રસિંહ અહીં બેસીને ત્હારી હકીકત સાંભળું છું."

બલભદ્રસિંહનું મ્હોં નજરે પડતાં એક વખત તો વિજયપાલ

કંપી ઉઠયો; પરંતુ તત્કાળ આત્મસંવરણ કરી તે બોલી ઉઠયોઃ— "ઓહો ! સ્વરૂપસિંહ પણ અત્રે આવી પહોંચ્યા છે કે ?" તમારું દર્શન થશે એવી મ્હને બિલ્કુલ આશા નહોતી; કેમ કે મ્હારા સેબં. ધીઓએ ભાર દઇને એમ કહ્યું હતું કે, 'સ્વરૂપસિંહનું મૃત્યુ થયેલું હોઇ હવે તમે કદાપિ તેમનું દર્શન કરી શકો તેમ નથી.'

બલભદ્રસિંહે હાસ્ય મુખે તેજસિંહ તરફ જોઇને કહ્યું:—" આવા નફટ માણસને અત્યાર પૂર્વે કદાપિ આપે નહિ જોયો હોય. ( ત્રિજ. પાલ તરફ જોઇને ) તું ત્હારા દોસ્ત સ્વરૂપસિંહના મૃત્યુનું કારણ પણ બીજા કોઈને બનાવવાને ઇચ્છતો હોય એમ લાગે છે; પરંતુ ત્હારી એ ઇચ્છા હવે સફળ થવાની સહજ પણ સંભાવના નથી; કેમ કે મ્હારો દોસ્ત પિશાચપતિ મ્હારી સાથે સાથે જ સ્વરૂપસિંહ સંબંધીની હકીકત પણ બેગમના મકાનમાંથી જાણી આવ્યો છે."

પિશાચપતિઃ—ખરું છે, સ્વરૂપસિંહની હકીકત જ મ્હારી તપાસ દરમ્યાન મ્હને ઘણો લાભ કરે તેમ છે.

આમ કહી પિશાચપતિએ બે ચાર પત્ર, દશબાર પૃષ્ઠનો એક ચોપડી અને એક હીરાની વીંટી કે જે વીંટીની સાથે એક કાગળની કાપલી બાંધેલી હતી એ સઘળું પોતાના વાટવામાંથી બ્હાર કાઢી રાણા ગોપાલસિંહ પાસે મૂકીને કહ્યું:—"બેગમ રત્નવતી અને જયવનીને પણ આ પ્રસંગે અત્રે હાજર કરવાં જોઇએ."

ઉપરોક્ત વસ્તુઓનું દર્શન કરી અત્યંત આશ્ચર્ય પામી રાણો ગોપાલસિંહ એકાગ્રદૃષ્ટિથી પિશાચપતિના મ્હોં તરફ જોઇ રહ્યો. પિશાચપતિએ તેના તરફ પોતાની દૃષ્ટિ સ્થિર કરી રાખીને કહ્યું:—"જે વખતે આપ કૃષ્ણયક્ષના વેશમાં હતા એ સમયે મ્હેં આપને એવી વિનંતિ કરી હતી કે, 'મ્હારી નિર્દોષતા સાબિત કરવાનાં સબળ સાધન

યથા પ્રસંગે હું આપની સેવામાં રજૂ કરીશ.' એ સાધનો આ જ છે. એનો યોગ્ય ઉપયોગ કરવાનું કામ આપનું છે."

રાણા ગોપાલસિંહે વીરસિંહ તરફ જોઇને કહ્યું:–"મહારાજ! પિશાચપતિએ હાજર કરેલી આ વસ્તુઓ ઘણી ઉપયોગી છે. બેગમ તથા તેની બન્ને સહચરીઓ અત્રે હાજર થશે એટલે પછી એ વસ્તુઓના ભેદનો સ્ફોટ થશે."

તરત જ વીરસિંહે જ્યોતિસિંહ તરફ જોયું. જ્યોતિસિંહે બેગમ, રત્નવતી અને જયવતીને હાજર કરવાની આજ્ઞા કરી. આ સમયે વિજયપાલનું હૃદય ઘણી ત્વરિત ગતિથી ચાલતું હતું. તે પિશાચપતિએ દરબારમાં રજૂ કરેલી વસ્તુઓને બરાબર જોઇ શકતો નહોતો તથા એ વસ્તુઓ બેગમના મકાનમાંથી પિશાચપતિ કેવી રીતે લઇ આવ્યો તેની કલ્પના પણ એ કરી શકતો નહોતો.

ચોપદારે કેદીઓના વેશમાં બેગમ, રત્નવતી તથા જયવતીને દરબારમાં હાજર કરી. આ સમયે એક બુરખાવાળાએ કે જેણે પિશાચપતિએ રજૂ કરેલી વસ્તુઓનું બરાબર દર્શન કર્યું હતું તેણે ગોપાલસિંહને કહ્યું:–"પિશાચપતિએ રજૂ કરેલી આ વસ્તુઓની હકીકત આપના કરતાં હું વિશેષ વિસ્તારથી જણાવી શકીશ. મ્હારા ઉપર વિશ્વાસ મૂકીને આપ મ્હને એ વસ્તુઓ આપશો એવી હું આશા રાખું છું."

આ વચનો સાંભળી સર્વની આશ્ચર્યયુક્ત દૃષ્ટિ એ બુરખાવાળા તરફ આકર્ષાઇ. વિજયપાલની સ્થિતિ તો ઘણી શોચનીય થઇ ગઇ હતી. પોતાના જીવનની આશાનો તેણે સર્વાંશે ત્યાગ કર્યો હતો; છતાં પોતાના કાવત્રામાં ભળેલા પિશાચપતિનું રક્ષણ થઇ શકે તેમ નથી એમ જ તે ધારતો હતો. તેનો એવો વિશ્વાસ હતો કે, પિશાચ-

પતિના ઘણા મદદગાર હોવા છતાં પોતાના ગુન્હાઓપર ઢાંકપીછોડો કર્યા સિવાય અને તે માફ કરાવ્યા સિવાય તેનું રક્ષણ થવું સર્વથા અશક્ય છે. આવા વિશ્વાસથી જ તે અત્યાર સુધી ગમે તેમ બોલવાનું સાહસ કરતો હતો. બુરખાવાળાના ઉપરોક્ત શબ્દો સાંભળી રાણા ગોપાલસિંહે મ્હોં મલકાવ્યું તથા પિશાચપતિએ રજૂ કરેલી વસ્તુઓ તેના મ્હોં આગળ ધરીને કહ્યું:–" ભલે, આપ જ આ વસ્તુઓ સંબંધીનું વર્ણન કરો. "

પ્રથમ એ વસ્તુઓ જોઇ લેવાની બુરખાવાળાએ મહારાણા દેવીસિંહ અને અજીતસિંહને વિનંતિ કરી. ગોપાલસિંહે એ વસ્તુઓ હાથમાં લઈ જ્યોતિસિંહ તરફ જોયું. જ્યોતિસિંહે લક્ષ્મણસિંહને સંકેત કર્યો એટલે તે ગોપાલસિંહ પાસે ગયો તથા એ વસ્તુઓ લઇ અજીતસિંહને આપી આવ્યો.

મહારાણા દેવીસિંહ, અજીતસિંહ, વીરસિંહ અને જ્યોતિસિંહે યથાક્રમે એ વસ્તુઓનું બરાબર દર્શન કર્યું. ત્યાર પછી મહારાજ દેવીસિંહની આજ્ઞાનુસાર અજીતસિંહે કહ્યું:–" આજનું કાર્ય આટલેથી બંધ કરવાની મહારાજશ્રી આજ્ઞા કરે છે. અપૂર્ણ રહેલું કાર્ય પુનઃ આવતી કાલના દરબારે આમમાં યથા સમયે ચાલૂ કરવામાં આવશે. આ વસ્તુઓનું ભેદ ભરેલું વર્ણન આવતી કાલે દરબારમ આ બુરખાવાળા ગૃહસ્થ કરશે. "

આ વાત સર્વને પસંદ પડી. મુખ્યત્વે કરીને બુરખાવાળાની તથા પિશાચપતિની પણ એવી જ ઇચ્છા હતી. પછી દરબાર બરખાસ્ત થયો.

આમ દરબારની બેઠકોની વ્યવસ્થા ખાસ દરબાર કરતાં વિશે હતી; કેમ કે ખાસ દરબારમાં હાજર રહેતાં માણસો ઉપરાંત બીજ

શેઠ શાહુકારો, અમીરો અને રાજ્યના કર્મચારીઓ પણ આજના આ જાહિર દરબારમાં હાજર થયા હતા તથા તેઓ યોગ્ય સ્થળે બેસી ગયા હતા. બીજા પણ સેંકડો માણસોનો ત્યાં જમેલો થયો હતો; છતાં સર્વ પ્રકારનો બંદોબસ્ત પ્રથમથી કરી રાખેલો હોવાથી સહજ પણ કોલાહલ થતો નહોતો. અસંખ્ય સિપાહીઓને થોડા થોડા અંતરને છેટે રાખેલા હોવાથી દરબારનો દેખાવ ભવ્ય ભાસતો હતો. બલભદ્રસિંહ અને પિશાચપતિ સંબંધીની હકીકત સાંભળવાને સર્વનાં અંતર અધીર બની ગયાં હતાં. વળી આ દરબારગૃહના ઉપરના ભાગમાં પણ રાણી મૃગલોચની તથા બીજા સ્ત્રીમંડળની બેઠકની યોજના કરવામાં આવી હતી.

વિજયપાલ, દારોગો, બેગમ, રત્નવતી અને જયવતીને દરબારમાં હાજર કર્યા પછી તેમની તપાસ ચાલૂ થઇ. આગળના બે દિવસની તપાસની હકીકત સર્વેને જણાવવાના ઉદ્દેશથી રાણા ગોપાલસિંહે તેનું સંક્ષેપમાં વર્ણન કર્યું તથા છેવટે કહ્યું:–" આજે પણ બન્ને ભેદી બુરખાવાળા ગૃહસ્થો દરબારમાં હાજર થયા છે તથા તેઓ મ્હારી પાસે જ બિરાજ્યા છે. તેઓ કોણ છે તથા આ તપાસ સાથે તેમનો શો સંબંધ છે એ વિષયની હજી સુધી કોઇને માહિતી નથી; પરંતુ જ્યાં સુધી તેઓ એ વિષયનો ખુલાસો કરી આપણું આશ્ચર્ય અને જીજ્ઞાસા દૂર ન કરે ત્યાં સુધી આપણે એમનો ભેદ જાણવાનો પ્રયત્ન કરવો જોઇએ નહિ. હમણાં તો એમની મદદથી આ દુર્ભાગી કેદીઓપર શી અસર થાય છે એ જ આપણે જોવાનું છે." આમ કહી રાણા ગોપાલસિંહે જ્યોતિસિંહ પાસેથી પિશાચપતિએ રજૂ કરેલા પેલા પત્રો, ન્હાની ચોપડી, અને વીંટી પેલા બુરખાવાળાઓની પાસે મૂક્યાં. પછીથી એક બુરખાવાળાએ એ પત્રોમાંનો એક

ઉપાડી લઇ, ઉઠી ઉભા થઇને ઉચ્ચકંઠે કહ્યું:-" અમે કોણ છીએ એ જાણવાને માટે આપ સર્વની અધીરતા ઘણી વધી ગઇ હશે; પરંતુ હમણાં અમે આપની એ જીજ્ઞાસા તૃપ્ત કરી શકતા નથી માટે અમને ક્ષમા આપશો. હમણાં આપ એમ જ સમજજો કે અમે દેવદૂત છીએ તથા દુષ્ટ પાપી કેદીઓએ કરેલાં સકળ પાપ કાર્યોને અમે જાણીએ છીએ. આ બનાવટી બલભદ્રસિંહ ઉર્ફે વિજયપાલસિંહ પોતાની સાથે બિચારા પિશાચપતિને પણ ફસાવવાનો પ્રયત્ન કરે છે; પરંતુ તેણે જાણવાની જરૂર છે કે, પિશાચપતિએ ગમે એવાં અસત્કાર્ય કર્યા હશે તો પણ તે સંમાન મેળવવાની યોગ્યતા ધરાવે છે! જો પિશાચપતિ ન હોત તો આ વિજયપાલસિંહે ખરા બલભદ્રસિંહ તરીકે પોતાને ઓળખાવી બીજાં પણ કેટલાં કુટિલ કાર્યો કર્યાં હોત તેની કલ્પના સુદ્ધાં કરી શકાતી નથી. વળી જો તે પોતાની એ પ્રપંચજાળમાં ફાવ્યો હોત તો ખરા બલભદ્રસિંહના જીવનનો અંત જરૂર લાવ્યો હોત એમાં શંકા જેવું કાંઈ છે જ નહિ. વળી જો પિશાચપતિ મહારાજશ્રીના પક્ષમાં ન હોત તો આજે આ ભવ્ય દરબારમાં આપણું મિલન ન જ થયું હોત તથા રાણા ગોપાલસિંહજીને આપણે અત્યારે આવી સ્થિતિમાં અત્રે બેઠેલા જોઇ ન શકત; કેમ કે દારોગાના ગુપ્તમંડળનો વિનાશ સાહસિક પિશાચપતિએ જ કર્યો હતો. પિશાચપતિની સહાયતા હોવાથી જ પદ્માવતીએ માયાવિનીની સ્હામે બાથ ભીડવાનું સાહસ કર્યું હતું. જો કે પિશાચપતિએ એકાદ ભૂલ કરી છે એ હું પણ કબૂલ કરું છું; પરંતુ તેણે કરેલાં અસંખ્ય સાહસિક સત્કૃત્યોનો વિચાર કરતાં એ ભૂલો તરફ ધ્યાન આપવું જોઇએ નહિ તથા તેને શિક્ષા થવાને બદલે સારો પુરષ્કાર પ્રાપ્ત થવો જોઇએ. મહારાજશ્રી પણ મ્હારી આ

વિનંતિ સ્વીકારશે એવી હું આશા રાખું છું."

આમ કહી પોતાના બન્ને હાથ જોડીને એ બુરખાવાળાએ રાણા દેવીસિંહ તરફ જોયું. દેવીસિંહનો સંકેત જોઇને જ્યોતિસિંહે કહ્યું:–" મહારાજ આપની વિનંતિનો પ્રસન્નતાપૂર્વક સ્વીકાર કરે છે."

આટલું સાંભળતાં જ પિશાચપતિએ ઉઠી ઉભા થઇ નમન કર્યું તથા બુરખાવાળાએ પણ નમન કરી પુનઃ પોતાની હકીકત આગળ લંબાવતાં કહ્યું:–" સર્વેને એ વાતનું આશ્ચર્ય લાગ્યા કરતું હશે કે, વિજયપાલ જ્યારે બલભદ્રસિંહ બન્યો હતો ત્યારે તે આટલા દિવસ ક્યાં શા માટે છુપાઈ રહ્યો હતો? તે લક્ષ્મીદેવી અગર પદ્માવતીને કેમ મળ્યો નહિ? વળી બલભદ્રસિંહ કોણ હતા અને ક્યાં છે એ પિશાચપતિ જાણતો હોવા છતાં એ પ્રકાર તેણે છુપાવી રાખ્યો હતો એ માટે પણ અનેકને આશ્ચર્ય લાગતું હશે. એ સંબંધી મ્હારે હવે કહેવું જોઇએ કે, જો પિશાચપતિ પદ્માવતીનો બહુરૂપી ન બન્યો હોત તો આ બનાવટી બલભદ્રસિંહ અર્થાત્ વિજયપાલસિંહ જેને પિશાચપતિ મૃત્યુ પામેલો સમજતો હતો તે ક્યારનોય પ્રકટ થયો હોત; પરંતુ પિશાચપતિનો ડર તેને ઘણો હતો. પિશાચપતિ પોતાની સ્હામે માથું ઉંચું ન કરી શકે એવો કોઇ ઉપાય અજમાવવાની જ તે ચિંતા કર્યા કરતો હતો. છેવટે થયું પણ તેમ જ. પેલી ન્હાની પેટી કે જેના તરફ દૃષ્ટિ સુદ્ધાં કરવાની હિમ્મત પિશાચપતિ કરી શકતો નથી તે વિજયપાલને મળી આવી તથા જે પત્રો પિશાચપતિએ લખ્યા હતા તેનું બંડલ પણ તેને મળી આવ્યું. મ્હારી આ વાતની સાબિતીમાં હું આ (હાથમાંનો પત્ર બતાવીને) પત્ર કે જે આજથી ઘણા દિવસે પૂર્વે લખવામાં આવ્યો છે તે આપ સર્વેને વાંચી સંભળાવીશ."

આમ કહીને તેણે પત્ર વાંચવાની શુરુઆત કરી. એ પત્રમાં લખ્યું હતું કેઃ—

" પ્યારી બેગમ ! "

જે પેટી પિશાચપતિને વશ કરવાને માટે જાદુ જેવી છે તે મ્હને સદ્‌ભાગ્યે મળી આવી છે; પરંતુ પિશાચપતિ તથા તેમના માણસો મ્હારી પાછળ પડેલા છે. જો કદાચ હુ કેદ પકડાઉં તો એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. પરિસ્થિતિ આવી હોવાથી મળી આવેલી પેટી હુ તમારા તરફ મોકલી આપું છું. તમે એને ઘણી જ સંભાળથી સાચવી રાખજો. હુ પિશાચપતિને છેતરવાના પ્રયત્નમાં છું. જો હુ મ્હારું કાર્ય પૂર્ણ કરી શકીશ તો પિશાચપતિને એમ લાગશે કે વિજયપાલ મરી ગયો છે. એ પ્રસંગે હુ તમારી પાસે આવીને મ્હારી ખુશીનો તમાશો બતાવીશ. મ્હને એ વાતનો પત્તો પણ મળ્યો છે કે, પેલા પત્રોનું બંડલ એની સ્ત્રીની પેટીમાં છે. એ પત્રોનું બંડલ મળી આવ્યા સિવાય હું બલભદ્રસિંહ તરીકે પ્રકટ થઇ શકું તેમ નથી.

લિ૦ વિજયપાલ. "

પત્ર વાંચી રહીને બુરખાવાળાએ તે રાણા ગોપાલસિંહ પાસે ફેંકી દીધો તથા બેગમ તરફ જોઇને તેણે પૂછ્યું:-" આ પત્ર કયા મહિનામાં વિજયપાલે તને મોકલ્યો હતો એ ત્હારા સ્મરણમાં છે કે "

બેગમઃ—એ ઘણા દિવસ ઉપરની વાત હોવાથી એ સંબંધી મ્હને કાંઈ યાદ નથી.

બુરખાવાળાએ વિજયપાલને પૂછ્યું:-" તને યાદ છે કે આ પત્ર ત્હેં કયા મહિનામાં લખ્યો હતો ? "

વિજયપાલઃ-જો આ પત્ર મ્હારો લખેલો હોત તો હુ આ પ્રશ્નનો ઉત્તર આપી શકત.

બુરખાવાળો બોલ્યોઃ-" ત્યારે આ બેગમ શું કહે છે ? "

વિજયપાલઃ-તું જાણે કે ત્હારી બેગમ શું કહે છે ?! હું તો એને ઓળખતો જ નથી.

આટલું સાંભળતાં બુરખાવાળાને ઘણો ક્રોધ ચઢયો તથા તેણે પોતાનો બુરખો કાઢી નાખી ક્રોધયુક્ત દૃષ્ટિથી વિજયપાલ તરફ જોયું. પછી પાછું તેણે પોતાનું મ્હોં બુરખામાં ઢાંકી દીધું.

કોણ જાણે કે શાથી એ બુરખાવાળાનું મ્હોં જોવામાં આવતાં જ વિજયપાલનું મ્હોં મલિન બની ગયું. તેનું આખું શરીર કંપી ઉઠયું. તેણે કંપતાં કંપતાં પોતાના બન્ને હાથ જોડીને કહ્યુંઃ-" બસ બસ, મ્હને ક્ષમા આપો. હું કબૂલ કરું છું કે, એ પત્ર મ્હેં લખ્યો છે ! તમે હજી સુધી જીવતા છો એમ હું જાણતો નહોતો. હું તમારા તરફ જોવાનું સાહસ સુદ્ધાં કરી શકતો નથી. "

આમ કહીને વિજયપાલે પોતાના બન્ને હાથથી પોતાની આંખો ઢાંકી દીધી તથા તે વારંવાર અંતરના ઉંડાણમાંથી નિશ્વાસપર નિશ્વાસ મૂકવા લાગ્યો.

એ બુરખાવાળાના મુખ ઉપર સર્વની તો નહિ પણ થોડા માણસોની નજર પડી હતી, આપણા રાજા સાહેબ, બહુરૂપીઓ, ગોપાલસિંહ, ઇન્દ્રદેવ અને પિશાચપતિએ પણ તેનું મ્હોં જોયું હતું છતાં તેઓમાંથી કોઇએ તેને પિછાન્યો નહિ. એ લોકોમાંથી કોઇએ આજ પૂર્વે એ બુરખાવાળાને જોયો નહોતો. તદુપરાંત પહેલા દિવસે દરબારમાં બુરખાવાળાનું જે મ્હોં જોવામાં આવ્યું હતું એ મ્હોં કરતાં આજના મ્હોંમાં ઘણો ફેરફાર હતો. આ સંબંધી સર્વેએ એવો વિચાર કર્યો કે પહેલાં પોતાનું મ્હોં બતાવનાર બુરખાવાળો જૂદો હતો અને આજે મ્હોં બતાવનાર બુરખાવાળો જૂદો હતો.

એ બુરખાવાળાઓ માટે પિશાચપતિ પણ પોતાના મનમાં ઘણા તર્ક વિતર્ક કરતો હતો. પહેલાં જે બુરખાવાળાએ પોતાનું મુખ બતાવ્યું હતું તે બુરખાવાળાનું મુખ પિશાચપતિના અંતરમાં અંકિત થઇ ગયું હતું તથા તેણે તેની એક તસ્વીર કાગળપર ચીતરી હતી. આજે પણ બીજા બુરખાવાળાના મુખનું તેણે સૂક્ષ્મદષ્ટિથી દર્શન કર્યું હતું. તે વિચાર્યા કરતો હતો કે, 'મ્હને આટલી બધી મદદ કરનાર, મ્હારો બચાવ કરનાર આ બન્ને બુરખાવાળાઓ કોણ છે તથા સઘળી ગુપ્ત હકીકત કેવી રીતે તેમના જાણવામાં આવી છે ?'

થોડા સમય સૂધી બુરખાવાળો ચુપ રહ્યો. પછી તેણે રાજા સાહેબ તરફ જોઇને કહ્યું:-"આ બધા ભેદનો સ્ફોટ હું કેટલી બધી સ્પષ્ટતાથી કરું છું તથા આ વિજયપાલના મનપર મ્હારા મુખદર્શનની કેવી અસર થઇ છે એ મહારાજશ્રી જોઇ શકે છે; અસ્તુ. હવે આ સ્થળે હું એક ગુપ્ત વાતનો પણ ઇશારો કરવાને ઇચ્છું છું કે જેની હકીકત પિશાચપતિના પણ જાણવામાં નહિ હોય. એ વાત એવી છે કે, મનોરમા આ બેગમની મશીયાઇ બ્હેન થાય છે. તથા પિશાચપતિની સ્ત્રી આ બેગમની ગુપ્ત સાહેલી ગુલાબીની સાથે ઘણો ગાઢો સ્નેહ સંબંધ રાખે છે. એ કારણથી જ પિશાચપતિના નિવાસસ્થાનમાંથી પત્રોનું પેલું બંડલ ગૂમ થયું હતું અને વિજયપાલે પણ પ્રકટ થતાંની સાથે લાબાધાટી તરફ ઇશારો કરીને પિશાચપતિને પોતાને સ્વાધીન કર્યો હતો. આ વાત મહારાજ તો નહિ જાણતા હોય; કિન્તુ પિશાચપતિને આ વાત ઉપર આજે નહિ તો એકાદ દિવસ પછી પણ વિશ્વાસ મૂકવો પડશે."

એ બુરખાવાળાનાં આ વચનો સાંભળી પિશાચપતિ ઘણો ચમકી ઉઠયો તથા તેણે ગભરાઇ જઇને એ બુરખાવાળાને પૂછયું:-"શું આ

વાત આપ ખાત્રીપૂર્વક કહો છો ?"

બુરખાવાળાએ ઉત્તર આપ્યો:-" હા, તમારે લીધે જ એમ બન્યું હતું; વળી એની સાબિતીમા આ પત્ર હું રજૂ કરું છું."

આમ કહી પોતાના ખીસ્સામાંથી એક પત્ર બ્હાર કાઢીને તેણે સર્વને વાંચી સંભળાવ્યો. પછી તેણે એ પત્ર રાણા ગોપાલસિંહને આપ્યો. એ પત્રમાં લખ્યું હતું કે:—

"વ્હાલી ગુલાબી,

હવે તો એમણે પોતાનું નામ પણ બદલી નાખ્યું છે. જો ત્હારે તેમનો પત્તો મેળવવો હોય તો પિશાચપતિના નામથી તેમને શોધજે. વળી ચાંદરાતને દિવસે તું મ્હને સમશેરખાનની પુત્રી ગૌહરને ત્યાં મળજે."

આ પત્રની હકીકત સાંભળી પિશાચપતિ ગુંચવણમાં પડી ગયો. તત્કાળ તે ઉઠી ઉભો થઇને બોલ્યો:-" બસ-બસ. હવે હું આપની વાત ઉપર સંપૂર્ણ વિશ્વાસ મુકું છું. વળી પૂર્વેના કેટલાક છુપા ભેદ પણ હવે મ્હારા જાણવામાં આવ્યા છે."

બુરખાવાળાએ કહ્યું:-" એ સંબંધી બીજી પણ કેટલીક હકીકત યથા પ્રસંગે જણાવવામાં આવશે. પિશાચપતિ! તમારી સ્ત્રી તમારી સાથે શત્રુતા રાખે છે અથવા તો ગુલાબી અને બેગમ વચ્ચેના ગુપ્ત સ્નેહની વાત જાણે છે એમ હું કહી શકતો નથી; પરંતુ એટલું તો હું ખાત્રીપૂર્વક કહી શકું છું કે, તમારી પત્નીને ગૌહરને ત્યાં જવાની રજા આપી તમે પોતે જ જાણી જોઇને તમારા પગમાં કુહાડી મારી છે! તમારા પત્રોનું બંડલ ચોરાઇ જવાનું કારણ તમે જાણી શકો એ હેતુથી જ આ વાત અત્રે જણાવી છે."

આટલું કહ્યા પછી એ બુરખાવાળાએ જ્યોતિસિંહ તરફ જોઇને

કહ્યું:-" આપ ક્યાં નથી જાણતા કે, **स्त्रीयश्चरित्रं न जानो देवापि कुतो मनुष्यः** પિશાચપતિ પણ સ્ત્રીચરિત્રની જાળમાં સપડાય એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી."

બેગમ આ વખતે ઉઠી ઉભી થઈ તથા મહારાજ તરફ જોઇને ઉચ્ચકંઠે તેણે કહ્યું:-" મહારાજ! ગુલાબી નામની સ્ત્રીનું નામ હું આજે પ્રથમ જ સાંભળું છું તથા તેની સાથે મ્હારો બિલકુલ સંબંધ નથી. એ સંબંધી કોઇ ખાત્રી લાયક પ્રમાણ બુરખાવાળા ગૃહસ્થ દર્શાવી શક્યા નથી. ગુલાબી કોનું નામ છે એની પણ મ્હને કાંઇ ખબર નથી. ખરી વાત એ છે કે, આ બુરખાવાળા ગૃહસ્થ પિશાચપતિને મદદ કરવા આવ્યા છે તથા તેઓ સાચું જૂઠું બોલી પોતાનું કામ પાર પાડવાને ઇચ્છે છે. જો આપ પેલી પેટી ખોલશો તો સઘળો ભેદ ખુલી જશે."

બેગમનાં આ વચનો સાંભળી બન્ને બુરખાવાળા ક્રોધે ભરાયા. બીજો બુરખાવાળો કે જે અત્યાર સુધી આસન ઉપર બેસી રહ્યો હતો તે ઉઠી ઉભો થયો તથા પોતાનો ચ્હેરો કેવળ એક ક્ષણ માટે જ બેગમને બતાવીને ક્રોધકર્કશ કંઠે તેણે કહ્યું:-" શું આ સઘળી જૂઠી હકીકત છે?"

આ બીજા બુરખાવાળાએ પોતાનો ચ્હેરો બતાવવાના વિચારથી પોતાના બુરખાને કેવળ એક ક્ષણ માટે એવી રીતે જ હઠાવ્યો કે જેથી સર્વને એમ જ લાગ્યું કે, સ્વાભાવિક રીતે જ તેનો બુરખો ખસી ગયેલો હોવો જોઇએ; પરંતુ બહુરૂપીઓ તો સારી રીતે સમજી ગયા કે તેણે જાણી જોઇને પોતાનો ચ્હેરો બતાવ્યો છે. એના ચ્હેરાપર કેવળ જ્યોતિર્સિંહ, લક્ષ્મણસિંહ, ગોપાલસિંહ, પિશાચપતિ, વિજયપાલ અને બેગમની નજર પડી હતી. બીજા બુરખાવાળાનું મ્હોં

જોવામાં આવતાં જ બેગમ એક કારમી ચીસ પાડી બોલી ઉઠી:- " આહ! તું ક્યાંથી? શું ગુલાબી પણ ગઇ! અરેરે!"

વિશેષ કાંઇ તે બોલી શકી નહિ. તે એક વખત કંપી ઉઠીને બેહોશ બની ગઇ તથા વિજયપાલ પણ જમીનપર પડી બેહોશ બની ગયો. આમ થવાથી તપાસનું કામ પણ મુલતવી રાખવું પડ્યું.

પિશાચપતિ તથા બીજા આપણા બહુરૂપીઓને એવો વિશ્વાસ હતો કે, જેણે પહેલા દિવસે પોતાનું મ્હોં બતાવ્યું હતું તે જ આ બીજો બુરખાવાળો હોવો જોઇએ; પરંતુ તેમ નહોતું. પહેલાંના ચહેરામાં અને આજના ચ્હેરામાં આસમાન જમીન જેટલું અંતર હતું. આમ હોવાથી સર્વનો એવો નિશ્ચય થઇ ગયો કે પહેલાંનો તથા આજનો બુરખાવાળો જૂદો હોવો જોઇએ.

આ બુરખાવાળાને પણ પિશાચપતિ પિછાનતો નહોતો. તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેણે તથા બીજા આપણા બહુરૂપીઓએ આજે એ બુરખાવાળાઓની ગુપ્ત રીતે તપાસ કરવાનો પોતાના મન સાથે નિશ્ચય કર્યો.

કેદીઓને પુનઃ કેદખાનામાં મોકલવામાં આવ્યાં. બન્ને બુરખાવાળા પણ વિદાય થયા તથા દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો.

દરબાર બરખાસ્ત થયા પછી બન્ને બુરખાવાળાઓ વિદાય થયા. પછી મહારાજ દેવીસિંહ, વીરસિંહ, અજીતસિંહ, રાણો ગોપાલસિંહ, જ્યોતિસિંહ અને લક્ષ્મણસિંહ એકાન્તમાં બેસી એક બીજાની સાથે વાતચિત કરવા લાગ્યા. મહારાજ દેવીસિંહે કહ્યું:-" આ બન્ને બુરખાવાળાઓ ઘણા અદ્દભુત ચમત્કાર બતાવે છે! સઘળા ભેદોથી તેઓ સંપૂર્ણ માહિતગાર હોય એમ જ લાગે છે.'

વીરસિંહઃ-ખરું છે. ત્રણ દિવસમાં ત્રણે વખત એમણે જુદાં

જૂદાં સ્વરૂપ દેખાડયાં છે. હજી પણ તેઓ કેટલાં સ્વરૂપ દેખાડશે એ કાંઇ ચોક્કસ નથી.

ગોપાલઃ-મ્હને તો લાગે છે તેઓ હમ્મેશાં પોતાનાં સ્વરૂપ બદલીને જ દરબારમાં આવતા હશે અથવા તો તેઓ માત્ર બે જણા જ નહિ પરંતુ વિશેષ હશે તથા ક્રમાન્વયે અત્રે આવીને આપણને આશ્ચર્યચકિત બનાવી દેતા હશે!

જ્યોતિસિંહઃ-હું પણ એમ જ ધારું છું. પિશાચપતિના મન ઉપર તેમણે ઘણી ગંભીર અસર કરી છે તથા તેમનો ભેદ જાણવાને તે અત્યંત અધીરો બની ગયો છે એવું તેના મુખભાવપરથી સ્પષ્ટ સમજી શકાતું હતું.

લક્ષ્મણઃ-પિશાચપતિ એવી રીતે અધીરો બની જાય એમાં નવાઈ જેવું શું છે? આપણે પોતે પણ એ બુરખાવાળાઓનો ભેદ જાણવાને કાંઇ ઓછા અધીરા બની ગયા નથી!

દેવીસિંહઃ-સઘળા ભેદો ખુલ્લા કરવાની એમની રીત તો સારી છે; પરંતુ એ સઘળી બાબતો સાથે એમનો શો સંબંધ છે એ આપણે જાણવું જોઇએ.

લક્ષ્મણઃ-જો મહારાજશ્રી આજ્ઞા આપતા હોય તો આ દાસાનુદાસ એમનો ભેદ જાણવા જવાને આ ક્ષણે જ તૈયાર છે.

વીરસિંહઃ-પરંતુ એ પ્રકાર જો એમના જાણવામાં આવે અને તેઓ કદાચ દરબારમાં આવતા અટકી જાય તો?

ગોપાલઃ-એમનો ભેદ જાણવા માટે લોકો એમની પૂંઠ પકડે અને તેથી તેઓ ગુસ્સે થાય એ નહિ બનવા જેવું છે. તેમણે એવું કામ હાથમાં લીધું છે કે, સેંકડો માણસો આશ્ચર્યચકિત બની જઈ

તેમનો ભેદ જાણવાનો પ્રયત્ન કરે. વળી એ સંબંધી તેમણે સંપૂર્ણ વિચાર કર્યો હશે તથા તેમનો ભેદ જાણવાને પિશાચપતિ સર્વના કરતાં વિશેષ પ્રયત્ન કરશે એવી તેમની પણ ખાત્રી હશે.

વીરસિંહઃ–વળી એ માટે તેઓ પણ પ્રત્યેક ક્ષણે સાવધ રહેતા હશે.

અજીતસિંહઃ–અને એવા સંયોગોમાં તેમનો ભેદ પણ ઘણી મુસ્કેલીથી જાણી શકાશે.

ગોપાલઃ–પણ હું પોતે જ એમનો ભેદ જાણવા જવાની ઇચ્છા રાખું છું.

દેવીસિંહઃ–આપણે ત્યાં બહુરૂપીઓની ક્યાં ખોટ છે કે તમારે શ્રમ લેવો જોઈએ ? જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ અગર બીજા ગમે તેને એ કાર્ય સોંપો.

ગોપાલઃ–જેવી મહારજશ્રીની આજ્ઞા. લક્ષ્મણસિંહની ઇચ્છા હોવાથી એ કાર્ય જો એમને જ સોંપવામાં આવે તો ઠીક.

છેવટે મહારાજશ્રીની સંમતિથી એ કાર્ય લક્ષ્મણસિંહને સોંપવામાં આવ્યું તથા પિશાચપતિ એ બુરખાવાળાઓની પૂંઠ પકડે છે કે કેમ તેની પણ તપાસ કરવાની તેને આજ્ઞા કરી. થોડા વખત સુધી બીજી કેટલીક વાતચિત કર્યા પછી સર્વ જૂદા પડી પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થયા.



# પ્રકરણ ૧૨ મું.

## બુરખાવાળાઓના સ્થાનમાં.

પેલા બન્ને બુરખાવાળાઓ કોણ છે તથા બેગમ અને વિજયપાલ સાથે તેમનો શો સંબંધ છે એ જાણવા માટે પિશાચપતિ સર્વના કરતાં વિશેષ વ્યાકુળ બની ગયો હતો વળી એ બુરખાવાળા માણસો રાણા ગોપાલસિંહ, લક્ષ્મીદેવી અને પિશાચપતિ સંબંધીની સઘળી હકીકત કેવી રીતે જાણી શક્યા તેને પણ પિશાચપતિ પોતાના મન સાથે કાંઇ નિર્ણય કરી શકતો નહોતો. દરબાર બરખાસ્ત થયા પછી પોતપોતાના ઠેકાણે જવા છતાં પણ હરેક માણસના મનમાં એ બુરખાવાળાઓના જ વિચારો ચાલતા હતા; આમ છતાં તેમની પાછળ જવાની હિમ્મત કોઇનામાં નહોતી. માત્ર સાહસિક બહુરૂપીઓ જ એ બુરખાવાળાઓનો ભેદ જાણવાનો પ્રયત્ન કરવા પ્રવૃત્ત થયા હતા.

પિશાચપતિએ તિલિસ્મી ઇમારતની અંદર બલભદ્રસિંહની સાથે મુકામ કરેલો હતો; પરંતુ ખરી રીતે જોવા જતાં તે એકલો નહોતો પહેલાં પણ પિશાચપતિ પોતાના સાથીદાર સિપાહીઓ અને નોકર-ચાકરોથી ઘણું કામ લેતો હતો એ વાંચકબંધુઓ જાણે છે. આ સ્થળે અમારે જણાવવાની જરૂર છે કે, પિશાચપતિના ઘણા ખરા સહચરો અને અનુચરો ધીમે ધીમે તેની પાસે હમણાં ઉપસ્થિત થયા હતા. તેઓ વેશ બદલી નાખી આસપાસ ફરી પિશાચપતિનું કામકાજ બજાવતા હતા. એ માણસોમાંના બે જણા તિલિસ્મી ઇમારતના

અંદર પિશાચપતિની સાથે રહેતા હતા. એમની પોતાના ખિદમતગાર તરીકે ઓળખાણ કરાવીને તેણે એમને પોતાની પાસે રાખી લીધા હતા. આ વાત બલભદ્રસિંહ પણ જાણતો હતો.

દરબાર બરખાસ્ત થયા પછી પિશાચપતિ અને બલભદ્રસિંહ પોતાના સ્થાનકે ચાલ્યા ગયા. તથા જળપાન કરી તેઓ નીચે પ્રમાણે વાતચિત કરવા લાગ્યા. બલભદ્રસિંહે કહ્યું:–" એ બન્ને બુરખાવાળા તો ઘણા વિચિત્ર જણાય છે. "

પિશાચ:–શું કહું ? એ વિષયમાં મ્હારી બુદ્ધિ બિલ્કુલ કામ કરી શકતી નથી ! વળી એ લોકો આપણી વાતોને આપણાથી પણ વધારે જાણે છે એ ઘણો આશ્ચર્યનો પ્રકાર છે.

બલભદ્ર:–એમ જ છે.

પિશાચ:–જો કે, હજી સુધી એ બુરખાવાળાઓએ મ્હારી સાથે કાંઇ અસદ્વ્યવહાર ચલાવ્યો નથી પરંતુ ઉલટો તેમણે મ્હારો પક્ષ સ્વીકાર્યો છે. પરિસ્થિતિ આવી હોવા છતાં મ્હને ઘણો ભય રહે છે. તેઓ કયા વખતે શું કરશે એ કાંઇ ચોક્કસ નથી. મ્હારી સ્ત્રીની એક ગુપ્ત વાત કે જે હું આજ સુધી હું જાણતો નહોતો તે આજે જેવી રીતે તેમણે જાહેર દરબારમાં પ્રકટ કરી છે તેવી રીતે તેઓ કદાચ મ્હારી પેલી પેટી કે જે વિજયપાલે હાજર કરેલી હોઇ હજી સુધી રાજાસાહેબ પાસે અનામત તરીકે પડી રહેલી છે તેનો ભેદ ખુલ્લો કરે તો એ બનવા જેવું છે તથા એ વિચારથી મ્હારું હૃદય કંપે છે !

બલભદ્ર:–પણ હું એમ ધારું છું કે, એ બુરખાવાળાઓ તમારી પેટીનો ભેદ ખોલશે નહિ તથા એ ભેદને બીજા કોઈ દ્વારા ખુલ્લો થવા દેશે પણ નહિ.

પિશાચઃ-શા ઉપરથી આપ આમ ધારો છો ?

બલભદ્રઃ-એ બુરખાવાળાએ દરબારમાં શું કહ્યું હતું તે તું ભૂલી ગયો કે ? શું તેણે એમ નહોતું કહ્યું કે, 'પિશાચપતિએ જે જે કાર્ય કર્યાં છે તેના બદલામાં તેને મ્હોં માગ્યું ઇનામ-પુરસ્કાર મળવો જોઇએ.' વળી એ વિનંતિનો મહારાજશ્રીએ પણ સ્વીકાર નહોતો કર્યો કે ?

પિશાચઃ-બરાબર છે. મ્હોં માગ્યા ઇનામના બદલામાં હું પેલી પેટી પણ કદાચ મેળવી શકીશ એમ જ આપ કહો છો ને ?

બલભદ્રઃ-હા, વળી એ બુરખાવાળાએ પણ એવા જ આશયથી મહારાજશ્રીને એવી વિનંતિ કરી હતી; પરંતુ તપાસનું કાર્ય પૂર્ણ થતાં પૂર્વે ઇનામ માગવાનો સુયોગ કેવી રીતે મેળવવો એ જ વિચારવાની હમણાં મુખ્ય જરૂર છે.

પિશાચઃ-એ સમયે મ્હારા મને પણ એમ કહ્યું હતું; પરંતુ બે વાતોના વિચારથી મ્હને પ્રસન્ન થવાનો વખત મળતો નથી.

બલભદ્રઃ-એ બે શી વાતો છે ?

પિશાચઃ-એક તો એ કે, તપાસ પૂર્ણ થતાં પૂર્વે મ્હને એ પેટી માગવાનો સુયોગ મળશે કે નહિ તથા બીજી એ કે, બુરખાવાળાએ એ વાત દરબારમાં સત્ય બુદ્ધિથી કહી હતી કે વિજયપાલને સંભળાવવા માટે કહી હતી ? વળી તે સાથે ત્રીજી એક વાતની ચિંતા પણ મ્હારાં મનમાં રહે છે.

બલભદ્રઃ-ત્યારે એ ત્રીજી વાત પણ તું કહી નાખ.

પિશાચઃ-આજે પેલા જે બુરખાવાળાએ પોતાનું મ્હોં બતાવ્યું હતું તેને પહેલાં કોઇ વખત મ્હેં જોયો હોય એવો મ્હને ભ્રમ થયો છે; પરંતુ એને ક્યાં કયા વખતે જોયો હતો એ સંબંધી હું કાંઇ નિશ્ચય કરી શકતો નથી.

બલભદ્રઃ-ખરું છે. એ માણસના મ્હોનો વિચાર હું પણ હજી સુધી કર્યા કરું છું; પરંતુ જ્યાં સુધી એ બુરખાવાળાઓની થોડી ઘણી હકીકત જાણવામાં ન આવે ત્યાં સુધી મ્હારી બુદ્ધિ કાંઇ કામ કરી શકે તેમ નથી.

પિશાચઃ-એમનો ખરો ભેદ જાણવાનો પ્રયત્ન કરવાની મ્હારી ઘણી ઇચ્છા છે; એટલું જ નહિ પરંતુ ગઇ કાલથી મ્હેં મ્હારા કેટલાક અનુચરોને એ કામ સોંપી પણ દીધું છે.

બલભદ્રઃ-જો એમનો ભેદ જાણવામાં આવે તો સારું. ખરું પૂછો તો હું પણ કાંઇ નિશ્ચિંત નથી.

પિશાચઃ-અત્યારથી સંધ્યાકાળ સુધી અને પછી આખી રાત હું છૂટો છું. જો આપ આજ્ઞા આપતા હો તો હું એ બુરખાવાળા-ઓની તપાસ કરવા જાઉં ?

બલભદ્રઃ-તું નિશ્ચિતતાથી જા. જો મહારાજશ્રીનો માણસ તને શોધતો અહીં આવશે તો હું તેને યથોચિત ઉત્તર આપી દઇશ.

પિશાચઃ-બહુ સારું.

આમ કહી પિશાચપતિ ઉઠી ઉભો થયો તથા પોતાના બે માણ-સોમાંથી એકને સાથે લઇ તે એ મકાનની બ્હાર નીકળી પડ્યો.

× × × ×

તિલિસ્મી ઇમારતથી લગભગ બે ગાઉના અંતરે આવેલા એક જંગલમાં ઝાડોના ઝુંડની અંદર બેસીને પિશાચપતિ નીચે પ્રમાણે વાતચિત કરતો હતો. તેણે પોતાના એક માણસને પૂછ્યુંઃ-" ત્યારે તું એ ગુફાના મ્હોં સુધી એ બન્ને બુરખાવાળાની પાછળ પાછળ ગયો હતો કે ?"

એ માણસે નમ્રતાથી ઉત્તર આપ્યોઃ-" ના જી, હું થોડે સુધી

તો તેમની પાછળ પાછળ ગયો; પરંતુ મ્હને જ્યારે એમ માલૂમ પડ્યું કે, તેઓ બન્ને આસપાસ દૃષ્ટિ ફેરવતા માર્ગ કાપે છે અને તેમણે મ્હને પણ જોયો છે ત્યાર હું પણ તેઓ જાણે નહિ એવી રીતે ખસી ગયો. બીજે દિવસે અમારામાંથી કેટલાક માણસો થોડા થોડા અંતરને છેટે બેસી ગયા અને છેવટે મ્હારા સાથીએ તેમના ઠેકાણા સુધી પહોંચીને ખબર મેળવી લીધી કે તેઓ આ ગુફામાં રહે છે. પછીથી એ ગુફાની નજીકમાં છુપાઇ રહી એ બુરખાવાળાને કેટલીક વખત આવતા જતા જોઇ તેઓ ત્યાં જ રહે છે એવી મ્હેં પોતે ખાત્રી કરી લીધી. વળી તેઓ એકંદરે દશ બાર જણ છે એવી માહિતી પણ મ્હેં મેળવી છે.

પિશાચઃ–તેમની સંખ્યા દશ બારથી ઓછી નહિ હોય એવી મ્હારી પણ ધારણા હતી. હશે, જે થશે તે જોઈ લેવાશે. સંધ્યાકાળ વીતિ ગયા પછી હું એ ગુફામાં જઇશ. મ્હારું રક્ષણ કરવા તમે સાવધાન રહેજો તથા મ્હારી માફક જો બીજો કોઇ માણસ એ બુરખાવાળાઓની શોધ કરતો હોય તો તમે તેનો પણ પત્તો મેળવજો. ઠીક, જે માણસોને તમે ગુફામાં આવજા કરતા જોયા હતા તેમના દરેકના મ્હોંપર બુરખો હતો કે?

આ પ્રશ્નનો ઉત્તર એ માણસે હકારમાં આપ્યો એટલે પિશાચપતિએ તેને કહ્યું:–"ઠીક, તમે હવે જાઓ અને આપણા સઘળા માણસોને મ્હારી આજ્ઞાથી માહિતગાર કરો."

આમ કહી પિશાચપતિ જે માણસને પોતાની સાથે લઇ આવ્યો હતો તેને પણ પેલા બીજા માણસ પાસે રાખીને તે પશ્ચિમ દિશા તરફ ચાલ્યો ગયો. તેના સાથીએ જણાવેલી ગુફા એ સ્થળેથી લગભગ એક ગાઉને છેટે આવેલી હતી. સંધ્યાકાળ થતાં સુધી પિશાચપતિ

એ જંગલમાં જ રખડયો. પછીથી વસુંધરા ઉપર જ્યારે રાત્રિના અંધકારનું સામ્રાજ્ય સ્થાપિત થયું ત્યારે તે એ ગુફાના મ્હોં પાસે જઇ પહોંચ્યો. એ ગુફા ધીચ ઝાડીવાળા ભયંકર જંગલમાં આવેલી હતી. એક ટેકરાના ભાગમાં ત્રણેક માણસ બેસી શકે એટલી તે ન્હાની હતી, તથા તેનું મ્હોં મ્હોટા મ્હોટા પત્થરોથી ઢંકાયલું હતું. ગુફાની પાસેથી એક ન્હાનો ઝરો વહેતો હતો. એમાં પાણી થોડું હોવા છતાં ઘણું સ્વચ્છ હતું. તેની બન્ને તરફ વૃક્ષોની ઘણી સારી ઘટા થયેલી હતી આસપાસ કોઇ નથી એવી ખાત્રી કરી લીધા પછી પિશાચપતિએ એ ગુફામાં પ્રવેશ કર્યો. ગુફાની અંદર ગાઢ અંધકાર છવાઇ રહેલો હતો. એ ભીષણ અંધકારનો ભેદ કરી પિશાચપતિ ગુફામાં આગળ વધવા લાગ્યો. આગળ ગયા પછી રસ્તો ખરાબ જણાવાથી તેણે પોતાના વાટવામાંથી મીણબત્તી કાઢીને સળગાવી. બત્તીના પ્રકાશમાં નજર ફેરવતાં સ્હામે તેણે ચબુતરા જેવી પત્થરની દિવાલથી માર્ગને બંધ થઈ ગયેલો જોયો; છતાં એ ચબુતરા ઉપર માણસ ઉભો રહી શકે એટલી ત્યાંની છત ઉંચી હોવાથી પિશાચપતિ તેના ઉપર ચઢી ગયો તથા આગળ નજર ફેરવતાં તેણે ત્યાંથી નીચે ઉતરવાનાં પગથીઆં જોયાં. પગથીઆંપરથી નીચે ઉતરતાં એક ખુલ્લું બારણું તેની નજરે પડયું. એ બારણામાં પ્રવેશ કર્યા પછી સુરંગના જેવો રસ્તો જણાયો. એ રસ્તો જોઇ લઇ બત્તી બુઝાવી નાખી તે પાછો આગળ જવા લાગ્યો. થોડો માર્ગ કાપતાં જ સુરંગનો અંત આવ્યો અને તે એક મુક્ત મયદાનમાં ઉપસ્થિત થયો. આસમાની આકાશમાં અસંખ્ય તારકો પ્રકાશી રહેલા હોઇ તેના પ્રકાશમાં એ મયદાનની લીલી હરિયાળી ઘણી મનોરંજક લાગતી હતી. એ મયદાનનો વિસ્તાર લગભગ દશ વીઘાં જેટલો હોઇ તેના મધ્ય ભાગમાં એક મહેલ

હતો. એ મ્હેલના આગલા ઓટલા ઉપર કેટલાક માણસોને બેસી વાતચિત કરતા પિશાચપતિએ જોયા. ચોતરફ અસંખ્ય વૃક્ષો આવેલાં હોવાથી સુરંગમાંથી નીકળ્યા પછી પિશાચપતિ એક વૃક્ષના થડ પાછળ છુપાઇ ગયો. થોડા વખત પછી પોતાની નજીક આવેલા બીજા એક વૃક્ષના થડ પાછળ બીજા એક માણસને છુપાઈ રહેલો તેણે જોયો. એ માણસ લક્ષ્મણસિંહ હોઇ તે પિશાચપતિની પાછળ પાછળ અહીં સુધી આવી એ વૃક્ષની પાછળ છુપાઇ ગયો હતો. પિશાચપતિએ આજે વેશ બદલી પોતાના મ્હોંને બુરખામાં છુપાવી દીધું હતું અને લક્ષ્મણસિંહે પણ તેમ જ કર્યું હતું જેથી તેઓ એક બીજાને ઓળખી શકે એવો સંભવ નહોતો.

થોડા વખત પછી બે સ્ત્રીઓ પોતાના હાથમાં દીપક લઇ મહેલમાંથી બ્હાર નીકળી તથા જે સ્થળે વૃક્ષોનાં થડ પાછળ પિશાચપતિ અને લક્ષ્મણસિંહ ઉભા રહ્યા હતા તે તરફ આવવા લાગી. બન્ને જણા એ સ્ત્રીઓને પોતાના તરફ આવતી જોઇ ઘણા ગભરાઇ ગયા; પરંતુ તેઓ હવે શું કરે? વળી આ સમયે એક એવો આશ્ચર્યજનક બનાવ તેમના જોવામાં આવ્યો કે જેથી ચુપ રહેવાને તેઓ અસમર્થ બની ગયા. પેલી સ્ત્રીઓ નજીક આવી એટલે માલૂમ પડયું કે તેઓમાંની એક પિશાચપતિની સ્ત્રી કે જેને તે લાભાઘાટીમાં રાખી આવ્યો હતો તે અને બીજી પુષ્પાવતી હતી. પિશાચપતિ આગળ વધવા જતો હતો એવામાં પાછળથી કેટલાક માણસોએ આવી તેને પકડી લીધો તથા તેની માફક લક્ષ્મણસિંહને પણ પકડવામાં આવ્યો. પછી એક માણસે સાંકેતિક ભાષામાં કાંઈ કહ્યું એટલે પુષ્પાવતી અને પિશાચપતિની સ્ત્રી બત્તી બુઝાવી ત્યાંથી ચાલી ગઇ. જે માણસોએ પિશાચપતિ અને લક્ષ્મણસિંહને પકડયા હતા તેમણે

સર્વેએ પણ બુરખા નાખેલા હતા. એ લોકો પોતાના બન્ને કેદીઓને લઇ મહેલ તરફ જવા લાગ્યા. બન્ને કેદીઓએ કલ્પનાથી એક બીજાને ઓળખ્યા. તેઓ શર્માઇ જઇ નીચું જોઇ ચુપકીદીથી, જ્યાં લઇ જવામાં આવ્યા ત્યાં ગયા. મહેલ નજીક જતાં એટલા ઉપર ત્રણ બુરખાવાળા સિપાહીઓને હાથમાં ખુલ્લી તલ્વારો લઇને પહેરો ભરતા તેમણે જોયા. એટલા ઉપર બે દીપક સળગતા હોવાથી લક્ષ્મણસિંહ અને પિશાચપતિ જાણી શક્યા કે તેમને આઠ બુરખાવાળા માણસોએ પકડ્યા હતા. જો તેઓએ ચાહ્યું હોત તો તેઓ તેમની સ્હામે થઇને પોતાનો બચાવ કરી શકત; પરંતુ એવી વિરુદ્ધતા કરવાથી તેમને કાંઈ લાભ નહોતો. તેઓએ મૌન ધારણ કરવાનું જ આ પ્રસંગે વ્યાજબી વિચાર્યું હતું.

એટલા ઉપર એક દરવાજો હોઇ તેના પર લાલ મખમલનો પર્દો હતો. મહેલની દિવાલ પત્થરની હતી. તથા તેના ઉપર ભિન્ન ભિન્ન પ્રકારના ચિત્રો ચીતરેલાં હતાં. એટલા ઉપર ગયા પછી એક બુરખાવાળો માણસ મખમલના પર્દાને સહજ ઉંચો કરી અંદર ગયો. તથા થોડા વખત પછી બ્હાર પાછો આવી તેણે પોતાના સાથીદારોને કહ્યું:–" આ બન્ને માણસોને મહારાજની હુજૂરમાં હાજર કરો. તથા એક જણ જઇને બેડીઓ લઈ આવો! જો કદાચ મહારાજ એમને કારાગૃહમાં લઇ જવાની આજ્ઞા કરશે તો બેડીઓની જરૂર પડશે. "

તરત જ એક બુરખાવાળો બેડીઓ લઇ આવવા ચાલ્યો ગયો, તથા બીજા બુરખાવાળાઓએ પિશાચપતિ અને લક્ષ્મણસિંહને સાથે લઇ એ મહેલમાં પ્રવેશ કર્યો. મહેલનો બ્હારના ભાગનો દેખાવ જેવો સાદો અને સાધારણ હતો તેવો દેખાવ અંદરના ભાગનો નહોતો.

દરવાજામાંથી અંદર જતાંની સાથે જ પિશાચપતિ અને લક્ષ્મણસિંહે ચોતરફ નજર ફેરવી જોઇ તો તેમને માલૂમ પડ્યું કે, એ મહેલમાં રહેનાર અથવા તો એ મહેલનો માલિક કાંઈ સાધારણ માણસ હોવો જોઇએ નહિ. આવું મહત્વનું સ્થાન પોતાના પ્રદેશમાં આવેલું હોવા છતાં આજ સુધી પોતાને એ સ્થાન સંબંધીની કાંઇ ખબર મળેલી નહિ હોવાથી લક્ષ્મણસિંહને એ માટે ઘણો અફસોસ થતો હતો.

પડદો ઉંચકી અંદર ગયા પછી પિશાચપતિ તથા લક્ષ્મણસિંહે પોતાને એક ગોળાકાર ઓરડામાં ઉપસ્થિત થયેલા જોયા. એ ઓરડાની છત પણ ગોળ તથા ગુમ્બજદાર હતી. એ છતમાં અસંખ્ય કાચની હાંડીઓ ઝુલી રહેલી હોઇ તેમાં મીણબત્તીઓ સળગતી હોવાથી એ સ્થળે પુષ્કળ પ્રકાશનો વિસ્તાર થયેલો હતો. દિવાલપર વનજંગલ તથા પહાડ પર્વતના પ્રાકૃતિક દેખાવનાં ચિત્રો ચીતરવામાં આવેલાં હોઇ તે ચિત્રકારની અસામાન્ય નિપુણતા અને પ્રતિભાનો પરિચય કરાવતાં હતાં. એ ચિત્રોમાં એકાએક લક્ષ્મણસિંહ અને પિશાચપતિની નજર સ્યામગઢની પહાડી અને કિલ્લાના ચિત્ર ઉપર પડી. આથી બીજી તસ્વીરો જોવાની પણ તેમને ઇચ્છા થઇ; પરંતુ ત્યાં ઉભા રહેવાની રજા મળે તેમ નહિ હોવાથી તેઓ લાચાર બની ગયા. જમીનપર સુકોમળ મખમલનો ગાલિચો બિછાવવામાં આવ્યો હતો તથા મુખ્ય દરવાજા સિવાય એ ઓરડામાં બીજાં ત્રણ દ્વાર હતાં. તેના ઉપર પણ બહુમૂલ્ય કિનખાપના પર્દા ઝુલી રહ્યા હતા તથા એ પર્દાઓની સાથે મોતીની ઝાલરો લટકતી હતી. આપણા બન્ને બહુરૂપીઓને જમણી બાજુના દ્વાર તરફ જવું પડ્યું. ત્યાં ગલીના જેવો એક રસ્તો આવેલો હતો. એ રસ્તામાં મખમલની ગાદી બિછાવેલી હતી. બન્ને તરફની દિવાલ પણ સાફ તથા સુંવાળી હોઇ છત સહી

એક હાંડી લટકતી હતી તથા તેમાં એક બત્તી સળગતી હોવાથી એ જગ્યાએ પ્રકાશ ફેલાયલો હતો. એ રસ્તો સાત આઠ હાથ જેટલો લાંબો હતો. એ ગલીમાં થઇને આપણા બન્ને બહુરૂપીઓ એક વિશાળ સુસજ્જિત ઓરડામાં ઉપસ્થિત થયા. એ ઓરડાના શોભાસૌન્દર્યનું તેઓ મંત્રમુગ્ધદૃષ્ટિથી દર્શન કરવા લાગ્યા. એ ઓરડાની ચારે તરફની દિવાલ ઉપર અરણ્ય, ગુફા, પહાડ, મયદાન. ઝરા, ખીણ, સરિતા વગેરેનાં પ્રાકૃતિક ચિત્રો ચીતરેલાં હતાં. ઉપરની છતમાં રંગબેરંગી ચકલીઓનાં ચિત્રો હોઇ તેમની પાછળ તેમને પકડવાને ઉડતાં બાજ, સમડી વગેરે પંખીઓનાં ચિત્રો હતાં. હાંડીઓ અને ફાનસોમાં સળગતી બત્તીઓના પ્રકાશની સહાયતાથી એ સઘળાં ચિત્રો સંપૂર્ણ સ્પષ્ટતાથી જોઇ શકાતાં હતાં. જમીનપર ઘણો કિમતી સ્વચ્છ ગાલિચો બિછાવવામાં આવ્યો હતો. સ્હામેની બાજૂએ એક હાથ ઉંચી ગાદીપર એ બુરખાવાળા માણસો બેઠેલા હોઈ ગાદીની નીચે પણ કેટલાક માણસો અદબથી બેઠા હતા. એ સઘળા માણસોનાં મ્હોં પણ બુરખાઓમાં ઢંકાયલાં હતાં.

જે એ બુરખાવાળા માણસ મહારાજ વીરસિંહના દરબારમાં જોવામાં આવ્યા હતા તેઓ જ અત્રે જોવામાં આવશે એવી લક્ષ્મણસિંહ અને પિશાચપતિની ધારણા હતી; પરંતુ તેમણે તેમની ધારણા કરતાં વિપરીત દેખાવ જોયો. દરબારમાં હાજર થયેલા બુરખાવાળાઓ કરતાં આ ઓરડામાં બેઠેલા બુરખાવાળાઓનો પોષાક સર્વથા ભિન્ન પ્રકારનો હતો. વળી એમનો અવાજ પણ જૂદો જણાતો હતો. વળી લક્ષ્મણસિંહ અને પિશાચપતિની એવી ખાત્રી તો થઇ ગઈ કે, દરબારમાં હાજર થયેલા બુરખાવાળાઓના પોષાક કરતાં અત્રે બેઠેલા એ બન્ને બુરખાવાળાઓનો પોષાક વિશેષ મૂલ્યવાન્ હતો.

લક્ષ્મણસિંહ અને પિશાચપતિ જ્યારે એ બન્ને બુરખાવાળાઓ સમક્ષ ઉપસ્થિત થયા ત્યારે પેલા ગાદી ઉપર બેઠેલા બે બુરખાવાળાઓમાંથી એક જણે પોતાના માણસોને પૂછ્યું:–" તમે આ કયા બે માણસોને કેદ કરી લાવ્યા છો ? "

એક માણસે લક્ષ્મણસિંહ તરફ આંગળી કરીને કહ્યું:–"આમાંના એક મહારાણા વીરસિંહજીના બહુરૂપી લક્ષ્મણસિંહ છે અને ( પિશાચપતિ તરફ આંગળી કરી ) આ બીજો સુવિખ્યાત બહુરૂપી પિશાચપતિ હોઇ હમણાં મહારાજ વીરસિંહના દરબારમાં તેની તપાસ ચાલે છે. "

બુરખાવાળા માણસે આશ્ચર્યસૂચક ભાવ દર્શાવતાં કહ્યું:–" એ બન્ને અત્રે કેમ આવ્યા છે ? તેઓ પોતાની ઇચ્છાથી અહીં આવ્યા છે કે તમે તેમને બળપૂર્વક લઇ આવ્યા છો ? "

" આપણા બાગમાં તેઓ પોતાની ઇચ્છાથી જ આવ્યા હતા અને ત્યાંથી અમે તેમને અત્રે પકડી લાવ્યા છીએ. " પેલા સિપાહીએ ઉત્તર આપ્યો.

" પણ એમને કેદ કરવાની શી જરૂર હતી ? તેઓ ખોટા વિચારથી જ અત્રે આવ્યા છે એમ તમે શા ઉપરથી ધારી લીધું ? એમણે તમારી સાથે તકરાર કરી હતી કે ? "

" ના, મહારાજ ! તકરાર તો નથી કરી; પરંતુ છુપી રીતે અત્રે આવીને વૃક્ષોના થડ પાછળ તેઓ ભરાઇ ગયેલા હોવાથી તેઓ કોઇ ખોટા વિચારથી જ અત્રે આવ્યા હશે એમ અમે ધાર્યું છે. "

સિપાહીનો આવો ઉત્તર સાંભળી એ બુરખાવાળાએ કહ્યું:–"પ્રબળ પ્રતાપી મહારાજશ્રી વીરસિંહજીના બહુરૂપીઓ સાથે માત્ર સંદેહને વશ

થઇ તમે જે વર્તન ચલાવ્યું છે એ ઘણું ખોટું છે. કદાચ તેઓ અમને મળવાના વિચારથી આ ગુપ્ત સ્થાનમાં આવ્યા હોય તો એ સંભવિત છે. વળી જો તમે કદાચ એકલા પિશાચપતિ સાથે આવું વર્તન ચલાવ્યું હોત તો અમે તમારા ઉપર વિશેષ ક્રોધે ન ભરાત !"

આ વચનો સાંભળવામાં આવતાં પિશાચપતિને ઘણું માઠું લાગ્યું; પરંતુ આ પ્રસંગે મૌનાવલંબન કરવું જ તેણે વ્યાજબી વિચાર્યું. એ બુરખાવાળો માણસ પણ અત્યાર સુધી તેના તરફ ભલમનસાઈ અને સભ્યતા દર્શાવતો હતો. અલ્પકાળ સુધી કાંઇ વિચાર કર્યા પછી પેલો સિપાહી કાંઇ બોલે તે પહેલાં જ પિશાચપતિએ પોતાના બન્ને હાથ જોડી ઘણી જ નમ્રતાથી એ બુરખાવાળાને ઉદ્દેશીને કહ્યું:- " મહારાજ ! અમે કોઇ પણ પ્રકારના ખરાબ વિચારથી અત્રે આવ્યા નથી. ચોરી કરવાની અગર તો કોઇને દુઃખી કરવાની અમારી ઇચ્છા ન હોતી. હું તો કેવળ મ્હારી પત્નીનો પત્તો મેળવવાના હેતુથી અત્રે આવ્યો હતો; કેમ કે તે અત્રે છે એવી મ્હારા ગુપ્તદૂતોએ મ્હને ખબર આપી હતી."

આ શબ્દો સાંભળી પેલા બુરખાવાળાએ મ્હોં મલકાવીને કહ્યું:-" કદાચ એમ પણ હોય ! છતાં અમે જૂદી જ કલ્પના કરીએ છીએ. પેલા બે બુરખાવાળા માણસોએ મહારાજશ્રી વીરસિંહજીના દરબારમાં ઉપસ્થિત થઇ પોતાનાં અદ્દભુત કાર્યોથી સર્વને અત્યાશ્ચર્ય પમાડેલું હોવાથી તમે જો કદાચ તેમનો ભેદ જાણવાના હેતુથી અત્રે આવ્યા હો તો એ સંભવિત છે; પરંતુ ખરી રીતે જોવા જતાં તમારી ભૂલ થઇ છે. આ સ્થાન અમારું હોઇ આ સ્થાન સાથે તેમનો કાંઈ સંબંધ નથી. તેમનાનિવાસ સ્થાનનો રસ્તો તો જે જે સુરંગમાંથી તમે અમારા બાગમાં આવ્યા છો તેમાં જ ભૂલી આવ્યા છો! અમારા તથા

તેમના નિવાસસ્થાનનો પ્રવેશ માર્ગ બ્હારથી એક જ છે; અસ્તુ. હવે જ્યારે અનાયાસે તમે અત્રે આવી ચઢ્યા છો ત્યારે આજની રાત્રિ અત્રે જ રહો, અને અમારા આતિથ્યને સ્વીકારો. અમે તમને કોઇ પણ પ્રકારના કષ્ટનો અનુભવ થવા દઇશું નહિ. પ્રભાતકાળે તમે તમારી ઇચ્છા હોય ત્યાં ચાલ્યા જજો." આમ કહી ગાદી નીચે બેઠેલા એક બુરખાવાળા તરફ જોઇને કહ્યું:—"જાઓ, આ બન્ને અતિથિઓનો તમે યોગ્ય બંદોબસ્ત કરો. તેમને ભોજનાદિથી પરિતૃપ્ત કર્યા પછી ઉપરના મજલે તેમના શયનની વ્યવસ્થા કરજો તથા પ્રભાતકાળે તેમને ગુફાની બ્હાર પહોંચાડી દેજો."

આમ કહી એ બુરખાવાળો ઉઠી ઉભો થયો એટલે તેની સાથે ગાદી ઉપર બેઠેલો પેલો બીજો બુરખાવાળો પણ ઉભો થયો. તેઓ બન્ને આસનની પાછળ આવેલા એક દ્વાર ઉપરનો પર્દો ખસેડી એમાં ચાલ્યા ગયા. પછીથી ગાદી નીચે બેસી રહેલા બુરખાવાળાઓ પણ પોતપોતાના સ્થાને જવા માટે ઉઠયા. જે બુરખાવાળાને લક્ષ્મણસિંહ અને પિશાચપતિના આતિથ્યની વ્યવસ્થા કરવાનું કામ સોંપવામાં આવ્યું હતું તેણે તેમને કહ્યું:—"આપ કૃપા કરી મ્હારી સાથે ઉપર પધારો."

લક્ષ્મણસિંહ અને પિશાચપતિ કોઇ પણ પ્રકારની આનાકાની કર્યા સિવાય તેની સાથે જવાને તૈયાર થયા.

વાંચકબંધુઓ! પિશાચપતિની એવી ખાત્રી હતી કે તેની પત્ની પણ ત્યાં જ હોવી જોઇએ; કેમ કે પોતે પોતાની પત્નીને શોધવા માટે ત્યાં આવ્યો છે એવું જ્યારે તેણે પેલા બુરખાવાળાઓના સરદારને કહ્યું હતું ત્યારે સરદારે એ સંબંધી કાંઇ કહ્યું નહોતું. જે બન્ને બુરખાવાળાઓ મહારાણા વીરસિંહના દરબારમાં હાજર થઇને ઘણી

ગુપ્ત તથા આશ્ચર્યજનક વાતો જાહિર કરતા હતા તેમના સ્થાનમાં સ્થાનમાં પોતાની પત્ની હોય તો તે તેને સંભવિત લાગ્યું.

લક્ષ્મણસિંહ શો વિચાર કરતો હતો એ જાણી શકાય તેમ નહોતું. તેણે પોતાના મુખમાંથી એક શબ્દ સુદ્ધાં ઉચ્ચાર્યો નહોતો. પેલો બુરખાવાળો નોકર એ બન્ને બહુરૂપીઓને ઉપરના મજલે આવેલા એક ઓરડામાં લઈ ગયો. એ ઓરડો વિશેષ મ્હોટો નહોતો; પરંતુ તેમાં જરૂર જેટલા સામાનને વ્યવસ્થિત રીતે રાખવામાં આવ્યો હતો. એક હાંડીમાં દીપક સળગતો હતો. જમીન ઉપર સાદો ગાલિચો બિછાવેલો હતો તથા એક તરફ કેટલાક તકીઆ પણ ગોઠવેલા હતા. બીજી બાજૂએ બે ન્હાના પલંગ ગોઠવેલા હતા. લક્ષ્મણસિંહ અને પિશાચપતિએ ભોજન કરવાની ના પાડી એટલે તેમને આરામ લેવાનું સૂચવી પેલો બુરખાવાળો ત્યાંથી ચાલ્યો ગયો.

બન્ને બહુરૂપીઓએ એકાન્તમાં થોડા સમય સુધી પોતાની વર્ત્તમાન સ્થિતિનો વિચાર કર્યા કર્યો. પોતાની ભૂલ માટે તેમને બન્નેને ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો. અંતે લક્ષ્મણસિંહે કહ્યું:–" આપણે બન્ને એક બીજાથી છુપી રીતે અત્રે આવીને છેવટે પકડાઈ ગયા. જો કે તમે પકડાયા છો તેથી વિશેષ કાંઇ દિલગીર થવા જેવું નથી; કેમ કે તમે તો કાંઈ લાભ મેળવવાની ઇચ્છાથી અત્રે આવ્યા હતા: પરંતુ હું વિના કારણ મૂર્ખ બન્યો છું! જો હું અત્રે ન આવ્યો હોત તો તેથી મ્હારું કાંઇ બગડે તેમ નહોતું!"

પિશાચપતિએ હસતાં હસતાં કહ્યું:–" પરંતુ અત્રે આવવાથી આપનું પણ એક કામ થયું છે. અત્રે આપનાં પત્ની જોવામાં આવેલાં હોવાથી તેમના સંબંધી કાંઇ તપાસ કર્યા સિવાય આપ અત્રેથી ચાલ્યા જાઓ એ મ્હને સંભવિત લાગતું નથી."

લક્ષ્મણ:–પિશાચપતિ ! આવી સ્થિતિમાં પણ તમને હસવું આવે છે તથા મ્હારી મશ્કરી કરવાનું સૂઝે છે એ જોઇ તમારી નિડરતા અને સાહસિકતાનો પરિચય પ્રાપ્ત થાય છે.

પિશાચ:–ત્યારે આપ આવી સ્થિતિમાં નથી હસતા કે ?

લક્ષ્મણ:–જો બનાવટી ભાવથી હસવાની કે મશ્કરી કરવાની જરૂર ન પડે તો હું એમ કરી શકું નહિ. બાકી તમારી સાહસિકતા અને નિડરતાની વાત તો ન્યારી જ છે ! તમારી યથાર્થ પ્રકૃતિ સહેલાઇથી કોઇ કળી શકે તેમ નથી.

પિશાચ:–આપનું કહેવું ખરું છે. જ્યાં સુધી હું મ્હને પોતાને મરેલો સમજું છું ત્યાં સુધી મ્હારી પ્રકૃતિને કોઇ સમજી શકે તેમ નથી. જ્યારથી હું મ્હને પોતાને જીવતો સમજીશ ત્યારે સર્વે મ્હને સારી રીતે સમજી શકશે.

લક્ષ્મણ:–ત્યારે હજી પણ તમે તમને પોતાને મરેલા સમજો છો ?

પિશાચ:–બેશક. કેમ કે બેઇજ્જતી અને બદનામીથી જીવવાને હવે હું મરવા બરાબર માનું છું. જે દિવસથી હું મહારાજ વીરસિંહજીનો વિશ્વાસ સંપાદન કરવાને યોગ્ય ગણાઇશ તે દિવસથી મ્હને પોતાને જીવતો થયેલો સમજીશ. જો હું આપને મ્હારા શુભેચ્છક અને મદદગાર ન સમજતો હોત તો આપની સાથે કદાપિ આવી વાતચિત કરત નહિ. વિજયપાલ કિંવા બનાવટી બલભદ્રસિંહની પહેલી મુલાકાતનો દિવસ આપના સ્મરણમાં જ હશે. એ પ્રસંગે આપે મ્હારાપર કૃપાભાવ રાખવાની તથા મ્હને આપનો પોતાનો સમજવાની પ્રતિજ્ઞા કરી હતી તે પણ આપને યાદ હશે.

લક્ષ્મણ:–હા, બરાબર યાદ છે. જ્યારે તમે ગભરાઇ ગયા હતા ત્યારે મ્હેં તમને કહ્યું હતું કે, ‘ જે પિતા ઉપર મ્હારો અપાર પ્રેમ

છે તેના તમે ઘાતક છો એવું જાણવામાં આવશે તો પણ હું તમારા તરફ પ્રેમપૂર્ણ દૃષ્ટિથી જોઇશ.' કેમ, મ્હારું કહેવું ખરું છે ને?

પિશાચઃ-હા, ખરું છે.

લક્ષ્મણઃ-અને હમણાં પણ હું ફરીથી એમ જ કહું છું કે, મ્હારા એ શબ્દો અનુસાર હું જરૂર વર્તીશ.

પિશાચઃ-આપના શબ્દોની સત્યતા માટે મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે.

લક્ષ્મણઃ-આ વાત તો તમે સાચી કહેતા હો એમ મ્હને લાગતું નથી; કેમ કે આજ સુધી તમે તમારા ભેદની કોઇ પણ વાત મ્હને કહી નથી. અત્રે તમે આવવાના છતાં એ વાત પણ મ્હારાથી છુપાવી રાખી.

પિશાચપતિએ શર્માઇ જઇ નીચું જોઇને કહ્યું:-"બેશક, આ મ્હારો અપરાધ હોઇ એ માટે હું બન્ને હાથ જોડી આપના ઉદાર હૃદયની ક્ષમા મ્હાગું છું. વળી આપ આપના શબ્દો અનુસાર વર્તો છો એમ હું જોઈ ચુકેલો હોવાથી મ્હારા આ અપરાધ માટે હું વિશેષ શર્માઉં છું."

લક્ષ્મણઃ-જો હજી પણ તમે મ્હારા ઉપર વિશ્વાસ રાખશો તો મ્હારા દિલનો અફસોસ દૂર થઇ જશે. તમે અત્રે આવશો એવી ખાત્રી હોવાથી જ આ પ્રસંગે હું પણ અહીં આવ્યો છું. હશે, હવેથી તમે તમારી કબૂલતને યાદ રાખજો. હમણા તો આ સઘળી વાતચિત જવા દઇ આપણે શું કરવું તેનો જ વિચાર કરવાની જરૂર છે. હું એમ ધારું છું કે તમારી પાસે તિલિસ્મી ખંજર હાજર છે.

પિશાચપતિએ પોતાનું ખંજર બતાવીને કહ્યું:-"જી હા, ખંજર આ રહ્યું."

લક્ષ્મણુસિંહે પોતાની પાસેનું ખંજર બતાવીને કહ્યું:-" મ્હારી પાસે પણ તિલિસ્મી ખંજર તૈયાર છે."

પિશાચ:-આપને તિલિસ્મી ખંજર ક્યાંથી મળ્યું?

લક્ષ્મણ:-જે ખંજર મનોરમા પાસે હતું તે જ આ ખંજર હોઇ મ્હને શ્રીમાન્ જ્યોતિસિંહજી પાસેથી મળ્યું છે. કમબખ્ત મનોરમાએ ખંજર સાથે સંબંધ ધરાવતી મુદ્રિકા પોતાની જંઘા ચીરીને તેમાં છુપાવી રાખી હતી. એ ભેદ ઘણી મુશિબતે જાણવામાં આવ્યો હતો તથા એ રીતને પૂરતો વિચાર કરીને મ્હેં પણ પસંદ કરી છે.

પિશાચ:-ઠીક, ત્યારે હવે આપનો શો ઇરાદો છે? અહીંથી આપણે પલાયન કરી જવાનો પ્રયત્ન કરીએ કે અત્રે રહી આ સ્થાનનો તથા અદ્દભુત બુરખાવાળાઓનો ભેદ જાણવાનો પ્રયત્ન કરીએ?

લક્ષ્મણ:-આપણી બન્નેની પાસે તિલિસ્મી ખંજરો હોવાથી અત્રેથી પલાયન કરી જવાનું કાર્ય જો કે મુશ્કેલી ભર્યું નથી તો પણ આપણે તેમ કરવું જોઇએ નહિ. જ્યારે કેદ પકડાઇને આપણે લજ્જિત બની ચુક્યા છીએ ત્યારે હવે કાંઇ કર્યા સિવાય અત્રેથી ચાલ્યા જવું ઉચિત નથી. વળી અત્રે આવીને હું મ્હારી અને તમે તમારી પત્નીને જોઇ શક્યા છીએ તેથી તેમનો બન્નેનો ખરો ભેદ જાણ્યા સિવાય અહીંથી ચાલ્યા જવાની ઇચ્છા થાય તેમ નથી.

પિશાચ:-બેશક, એમ જ છે.

આટલું બોલી પિશાચપતિ એકાએક ચુપ થઇ ગયો; કેમ કે આ વખતે કોઇનો ઉચ્ચ હાસ્યધ્વનિ તેના સાંભળવામાં આવ્યો. વળી એ અવાજ પોતાનો પરિચિત હોય એમ તેને લાગ્યું. લક્ષ્મણુસિંહે પણ એ અવાજ તરફ લક્ષ્ય આપ્યું તથા પોતે એ અવાજ કેટલીક વખત સાંભળ્યો હોય એમ તેને લાગ્યું; છતાં એ અવાજ

કોનો હોવો જોઇએ એ સંબંધીનો તેઓ બન્નેમાંથી કોઇ કાંઈ નિર્ણય કરી શક્યા નહિ.

લક્ષ્મણસિંહ અને પિશાચપતિ એ અવાજ કયી દિશા તરફથી આવતો હોવો જોઇએ તેનો ધ્યાનથી વિચાર કરવા લાગ્યા. પેલો બુરખાવાળો સિપાહી જતી વખતે એ ઓરડાના દ્વારને બ્હારથી બંધ કરી ગયો હતો. એકાએક લક્ષ્મણસિંહ અને પિશાચપતિએ એ ઓરડાની દિવાલમાં માણસનું મ્હોં સહેલાઇથી જઇ શકે એવડાં મ્હોટાં બે કાણાં જોયાં. એ કાણાં છતથી એક હાથને છેટે નીચેના ભાગમાં આવેલાં હતાં તથા વાયુના અવરજવર માટે જ એ કાણાં હોય એવો ભાસ થતો હતો. એવામાં વળી પાછો હાસ્યધ્વનિ સાંભળવામાં આવ્યો એટલે તેમની બન્નેની એવી ખાત્રી થઈ ગઈ કે એ કાણાંઓમાંથી જ હાસ્યધ્વનિ સાંભળવામાં આવતો હતો. હસનાર માણસ જોઇ શકે નહિ એવી રીતે એ કાણાંઓ સુધી ઉંચે ચઢી બન્ને જણાએ આ વિષયની તપાસ કરવાનો નિશ્ચય કર્યો.

અમે લખી ચુક્યા છીએ કે એ ઓરડામાંના એક ખુણામાં બે ન્હાના પલંગ હતા. એ બન્ને પલંગની લક્ષ્મણસિંહે પેલાં કાણાં સુધી પહોંચવાની નિસરણી બનાવી અર્થાત્ તેણે બિછાનાં કાઢી નાખી દિવાલના ટેકા સાથે એક પલંગ ઉભો કરી તેના ઉપર બીજો પલંગ ગોઠવ્યો તથા ચાદરથી એ બન્ને પલંગના પાયા મજબૂતાઇથી બાંધી દીધા. પછી તેણે પિશાચપતિની ખાંધપર ચઢી દીપક બુઝાવી નાખ્યો અને અંધકાર થતાં તેણે એ પલંગોની અદ્દભુત સીડી ઉપર ચઢવાનો વિચાર કર્યો. આ સમયે પેલાં કાણાંઓમાંથી પ્રકાશ આવતો તેમને જણાયો. પિશાચપતિએ પલંગની સીડીને નીચેથી પકડી રાખી તથા પાટીના આંટાઓમાં પગ ગોઠવીને લક્ષ્મણસિંહ એ સીડી ઉપર ચઢી

ગયો. પેલાં કાણાં બીજી તરફ નમેલાં હોવાથી તેમાંના એકમાં માથું ઘાલીને લક્ષ્મણસિંહે બીજી તરફ જોયું. એ તરફ એક મ્હોટો ઓરડો આવેલો હતો એ ઓરડાની છત પણ આ ઓરડાની છત જેટલી ઉંચાઈપર આવેલી હતી. એ ઓરડામાં જમીનપર શેતરંજી બિછાવેલી હોઇ તેમાં બે દીપક સળગતા હતા. એ સિવાય બીજી કોઇ પણ વસ્તુ ત્યાં દેખાતી નહોતી. લક્ષ્મણસિંહે એ ઓરડામાં બે બુરખાવાળાને ગાદી ઉપર અને ચાર બુરખાવાળાઓને ગાદી નીચે બેઠેલા જોયા. બીજી તરફ કે જ્યાં કોઇ પુરુષ નહોતો ત્યાં તેણે પોતાની તથા પિશાચપતિની પત્નીને બેઠેલી જોઇ. એ માણસો એક બીજાંની સાથે ઘણા ધીમા અવાજથી વાતચિત કરતાં હતાં. એમની વાતચિત લક્ષ્મણસિંહ સ્પષ્ટતાથી સાંભળી શકતો નહોતો; પરંતુ જો કોઇ ઉંચા અવાજથી બોલતું તો તેનાથી સાંભળી શકાતું હતું. લક્ષ્મણસિંહે જે અસ્પષ્ટ હકીકત સાંભળી તેનો સારાંશ એવો હતો કે, ‘ સુરંગનું દ્વાર બંધ કરવાની ભૂલ થઇ જવાથી લક્ષ્મણસિંહ અને પિશાચપતિ અત્રે આવી ચઢયા છે; પરંતુ અહીં સુધી પુનઃ બીજું કોઇ આવી શકે એવી ભૂલ થવી જોઇએ નહિ. ”

બરાબર આ વખતે એક બીજો બુરખાવાળો એ ઓરડામાં ઉપસ્થિત થયો. આ વખતે તેણે પોતાનો બુરખો ઉંચો કરી માથા ઉપર નાખેલો હતો. એ માણસનું મ્હોં જોવામાં આવતાં જ લક્ષ્મણસિંહ જાણી શક્યો કે, એ પિશાચપતિનો પુત્ર તથા નારંગીનો મ્હોટો ભાઇ હરનામસિંહ છે. લક્ષ્મણસિંહે આજ સુધીમાં હરનામસિંહને માત્ર એક બે વખત જોયો હતો તેથી તે તેને ઓળખી શક્યો તો પણ એ માટે તેના મનમાં સંશય રહ્યો. પોતાના સંશયનું સમાધાન કરવા તે નીચે ઉતરી પડ્યો તથા પલંગની સીડીને તેણે

પકડી રાખી પિશાચપતિને ઉપર ચઢી એ કાણામાં જોવાની સૂચના કરી. ”

પિશાચપતિએ ઉપર ચઢી જઇ પેલા કાણામાંથી બીજી તરફ જોયું ત્યારે પોતાનો પુત્ર હરનામસિંહ નજરે પડવાથી તેને ઘણું આશ્ચર્ય લાગ્યું. તે ઘણા ધ્યાનથી એ ઓરડામાં ચાલતી વાતચિત સાંભળવા લાગ્યો.

વાંચકબંધુઓ ! જો કદાચ આપ હરનામસિંહને ભૂલી ગયા હો તો એમાં કાંઇ નવાઇ જેવું નથી; કેમ કે અત્યાર સુધીમાં આ નવલકથામાં હરનામસિંહે માત્ર એક બે વખત દર્શન દીધું છે. જે હરનામસિંહ માયાવિનીનો બહુરૂપી હતો તે હરનામસિંહ આ નહોતો. આ હરનામસિંહ તો નારંગીનો વડિલ ભાઇ તથા પિશાચપતિનો પહેલો પુત્ર હતો. એને ઘણા દિવસ પછી એકાએક આ સ્થળે જોઈ સર્વને આશ્ચર્ય ઉપજે તેમ હોવાથી જ અમારે આટલો પ્રાસંગિક ખુલાસો કરવો પડયો છે.

પિશાચપતિએ જોયું કે, તેનો પુત્ર હરનામસિંહ ગાદી ઉપર બેઠેલા બન્ને બુરખાવાળાઓની સ્હામે ઉભો રહી મુખ્ય દ્વાર તરફ ઘણા જ ધ્યાનથી જોઇ રહ્યો હતો. બરાબર આ સમયે એક માણસે વીંટાળેલા કપડાનું એક મ્હોટું બંડલ લઇ આવી, એ બંડલ ગાદી ઉપર મૂકી પોતાના બન્ને હાથ જોડી નમ્રતાથી કહ્યું:–“ કૃપાનાથ ! હું આ વસ્તુનો દાવો પિશાચપતિ ઉપર કરીશ. ”

ગાદી ઉપર બેઠેલા બુરખાવાળાઓમાંથી એક જણે નીચે બેઠેલા બે માણસોને સંકેત કર્યો એટલે તેમણે એ બંડલ છોડયું. હવે જ પિશાચપતિને માલૂમ પડયું કે, એ બંડલમાં એક ઘણી મ્હોટી માણસના કદ જેટલી તસ્વીર હતી. એ તસ્વીર જોવામાં આવતાં પિશાચ-

પતિની સ્થિતિ બદલાઇ ગઈ. ભયની વિશેષતાથી તે થરથર કંપવા લાગ્યો. ઘણો પ્રયત્ન કરવા છતાં તે આત્મસંવરણ કરી શક્યો નહિ. તેના મુખમાંથી એક કારમી ચીસ નીકળી પડી. આ ચીસ પેલા ઓરડામાં બેઠેલાં સર્વ માણસોએ સાંભળી તથા તેઓ વિસ્મિત બની જઇ પિશાચપતિ તરફ જોવા લાગ્યાં.

પિશાચપતિ ઘણી ઝડપથી એ પલંગની સીડીપરથી નીચે ઉતરી પડ્યો તથા કંપતા કંઠે તેણે લક્ષ્મણસિંહને કહ્યું:–" અરેરે ! હું મ્હારા મનને કાબૂમાં રાખી શક્યો નહિ તેથી મ્હારાથી બૂમ પાડી દેવાઈ. એ બુમ પેલી તરફનાં મનુષ્યોએ સાંભળી લીધેલી હોવાથી તેઓમાંથી જો કોઇ અત્રે આવે તો તેમાં કાંઇ નવાઈ જેવું નથી. હવે આપ આપને ઠીક લાગે તેમ કરો. થોડા વખત પછી હું મ્હારી હકીકત આપને કહીશ."

આમ કહી પિશાચપતિ જમીનપર બેસી ગયો. લક્ષ્મણસિંહે ઘણી ઝડપથી પોતાના વાટવામાંથી જરૂરી સામાન બ્હાર કાઢી બત્તી સળગાવી. પિશાચપતિને સમજાવી તેને ચૈતન્યમાં લાવી, તેની ખાંધપર ચઢીને એ બત્તી તેણે હાંડીમાં મૂકી દીધી. પછીથી બન્ને પલંગને પણ તેણે પ્રથમની માફક ગોઠવી તેમાં બિછાનાં બિછાવી દીધાં. એક પલંગમાં સૂઇ રહી પેટમાં ભયંકર દર્દ થયું હોય એવી રીતે બૂમો મારવાની તેણે પિશાચપતિને સૂચના કરી. પિશાચપતિએ લક્ષ્મણસિંહની સૂચનાનુસાર પેટના દુઃખાવાનો ઢોંગ ચાલૂ કર્યો એવામાં દ્વાર ઉઘડ્યું અને ત્રણચાર બુરખાવાળાઓએ એ ઓરડામાં પ્રવેશ કર્યો. એ બુરખાવાળાઓએ પ્રથમ તો એ ઓરડાનું સુક્ષ્મદૃષ્ટિથી દર્શન કર્યું. ત્યારપછી તેઓમાંના એક જણે આગળ વધી લક્ષ્મણસિંહને પૂછ્યું:–" હજી સૂધી આપ જાગો છો કે શું ?"

લક્ષ્મણસિંહે પિશાચપતિ તરફ ઈશારો કરીને ઉત્તર આપ્યોઃ– " પિશાચપતિના પેટમાં દર્દ થાય છે. દર્દની વ્યથાથી વારંવાર તે બૂમો પાડયા કરે છે. "

બુરખાવાળાએ પિશાચપતિ તરફ જોઇને કહ્યુંઃ–" આજે કાંઈ ખાધું નથી છતાં દર્દ કેમ થાય છે?! "

લક્ષ્મણઃ–પહેલાંની કાંઇ વિક્રિયા હશે.

બુરખાવાળાએ પૂછ્યું:–" ત્યારે દવા દારુનો બંદોબસ્ત કરીશું? "

લક્ષ્મણઃ–મ્હેં બે વખત દવા ખવડાવી છે. પહેલાં ઘણું દર્દ થતું હતું; હવે ધીમે ધીમે ઓછું થતું જાય છે.

લક્ષ્મણસિંહનો આ ઉત્તર સાંભળી એ બુરખાવાળાઓ ત્યાંથી ચાલ્યા ગયા તથા જતી વખતે પ્રથમની માફક તેઓ એ ઓરડાના દ્વારને બ્હારથી બંધ કરી ગયા.

પુનઃ એ ઓરડામાં નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થયું તથા લક્ષ્મણસિંહ અને પિશાચપતિ એક બીજાની સાથે મૃદુસ્વરે વાતચિત કરવા લાગ્યા. લક્ષ્મણસિંહે પૂછ્યું:–" પેલી તરફના ઓરડામાં એવી શી વસ્તુ જોવામાં આવી હતી કે એકાએક તમારાથી બૂમ પાડી દેવાઇ? "

પિશાચઃ–મ્હારા વ્હાલા સ્નેહી લક્ષ્મણસિંહ! એ ઓરડામાં જે વસ્તુ મ્હારા જોવામાં આવી હતી તે મ્હને ગભરાવી નાખે એવી જ હતી. પ્રથમ તો મ્હેં મ્હારા પુત્રને જોયો હતો; હું ધારું છું કે, આપે પણ તેને જોયો હશે.

લક્ષ્મણઃ–હા, મ્હેં પણ એને જોયો હતો છતાં સંશય દૂર કરવા માટે જ મ્હેં તેનું તમને દર્શન કરાવ્યું છે. પ્રથમ મ્હને એમ લાગ્યું હતું કે, કદાચ કોઇ બહુરૂપીએ તેનો વેશ ધારણ કર્યો હોય તો તેમાં

કાંઇ અસંભવ નથી. વળી હજી પણ એ સંબંધી કાંઇ નિશ્ચય થઇ શકે તેમ નથી.

પિશાચ:-જો એ કોઇ વેશધારી ન હોય તો તો મ્હારો પુત્ર હરનામસિંહ જ હોવો જોઇએ; અસ્તુ. એને જોવાથી મ્હને જેટલું આશ્ચર્ય નહોતું લાગ્યું તેટલું આશ્ચર્ય અને ભય ત્યાર પછી એક વસ્તુ જોવામાં આવતાં મ્હને લાગ્યાં હતાં તથા મ્હારાથી એકાએક બૂમ પાડી દેવાઇ હતી.

લક્ષ્મણ:-એ શી વસ્તુ હતી?

પિશાચ:-એ એક ઘણી મ્હોટી તસ્વીર હતી. એક માણસે આવીને એ તસ્વીર બુરખાવાળાની ગાદી ઉપર મૂકી દીધી હતી અને પછી તેણે એમ કહ્યું હતું કે, 'કૃપાનાથ! હું આ વસ્તુનો દાવો પિશાચપતિ ઉપર કરીશ.'

લક્ષ્મણ:-એ કોની તસ્વીર હતી? પુરુષની કે સ્ત્રીની?

પિશાચપતિએ એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:-"સ્ત્રી, પુરુષ, જંગલ, પહાડ, વસતિ, મયદાન વગેરે સર્વનો સમાવેશ એ તસ્વીરમાં થયેલો હતો. હું કેવી રીતે કહું કે એ કોની તસ્વીર હતી? કેવળ આ એક જ એવી વાત છે કે જે કોઇને પણ હું કહી શકું તેમ નથી; પરંતુ હવે આપનાથી હું કોઇ પણ વાત છુપાવીશ નહિ. પેલી પીત્તળની પેટી કે જે બનાવટી બલભદ્રસિંહે આપેલી હોઇ હજી સુધી જ્યોતિસિંહજી પાસે છે તેનાથી હું કેટલો બધો ડરું છું એ તો આપ સારી રીતે જાણો છો."

લક્ષ્મણ:-હા, સારી રીતે જાણું છું તથા પેલા બુરખાવાળાએ દરબારમાં ઉભા થઇ જે વખતે તમારી પ્રશંસા કરી તમને મ્હોં માગ્યું ઇનામ આપવાની મહારાજશ્રીને વિનંતિ કરી હતી એ વખતે

એ પેટી સંબંધીનો વિચાર મ્હારા મનમાં ઉપજ્યો હતો.

પિશાચઃ–ઠીક છે, શ્રીમાન્ બલભદ્રસિંહજીએ પણ મ્હને એમ કહ્યું હતું કે, 'એ બુરખાવાળો તમારો મદદગાર હોઇ મહારાજશ્રી પાસેથી એ પેટી તમને પાછી અપાવવાને ઇચ્છે છે. દરબારમાં ચાલતી તપાસ પૂર્ણ થતાં પૂર્વે જ એ પેટી પાછી મેળવવાનો સુયોગ હું શોધતો હતો; પરંતુ આ સ્થળે થોડા વખત પૂર્વે જે તસ્વીર મ્હારા જોવામાં આવી છે તેથી મ્હારી સઘળી હિમ્મત જતી રહી છે તથા પુનઃ હું મ્હારી જીંદગીથી નાસિપાસ થઇ ગયો છું.

લક્ષ્મણઃ–એ પેટીનો તસ્વીર સાથે શો સંબંધ છે?

પિશાચઃ–એ પેટીમાં જે ભેદ છુપાયલો છે એ ભેદનો એ તસ્વીર સ્ફોટ કરે છે. હું આજ સૂધી એમ ધારતો હતો કે એ તસ્વીરનો કોઇ હક્કદાર નથી; પરંતુ તેનો હક્કદાર ઉપસ્થિત થયો છે તથા તેણે એ તસ્વીર બુરખાવાળા પાસે હાજર કરી છે.

લક્ષ્મણઃ–એ તસ્વીર તથા પેટીમાં શો ભેદ છે એ તમે જણાવી શકો તેમ નથી કે?

પિશાચપતિએ એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–"હવે હું કોઇ પણ વાત આપનાથી છુપાવીશ નહિ; પરંતુ આ ભેદ જાણી આપ વિના કારણ આપના શિરપર ચિંતાનો ભાર ખેંચી લેશો."

લક્ષ્મણઃ–તમને મદદ કરવા માટે હું ચિંતા વેઠી લઇશ; છતાં પ્રથમ મ્હને કહો જોઇએ કે, એ ભેદ સાથે મહારાજશ્રીનો કાંઈ સંબંધ છે કે નહિ?

પિશાચઃ–જો કે એ ભેદ સાથે તેમનો કાંઇ સંબંધ નથી; છતાં એ ભેદ જાણવામાં આવ્યા પછી મ્હારા તરફ તેઓ તિરસ્કાર દર્શાવ્યા સિવાય રહેશે નહિ. મહારાજશ્રી વિરુદ્ધ થઇને મ્હેં કાંઇ અસત્કાર્ય

કર્યું નથી. મ્હેં જે કાંઈ કર્યું છે તે મ્હને પોતાને તથા મ્હારા પોતાના શત્રુઓને નુકસાન થાય એવું કર્યું છે.

લક્ષ્મણઃ-ત્યારે તો હું હરેક રીતે તમને મદદ કરીશ.

પિશાચઃ-પરંતુ એ ભેદનો ખુલાસો અત્રે કરવો ઉચિત નથી. જો કોઇ છુપાઇ રહીને એ ભેદની સઘળી હકીકત સાંભળી જાય તો તે સંભવિત હોવાથી અહીંથી મ્હાર નીકળ્યા પછી હું આપને એ હકીકત કહી સંભળાવીશ.

લક્ષ્મણઃ-ઠીક, એ તસ્વીર રજૂ કરનાર માણસને તમે જોયો છે?

પિશાચઃ-હા, બરાબર જોયો છે. આ સમસ્ત વિશ્વસંસારમાં એજ મ્હારો કટ્ટો શત્રુ છે. વળી એને પોતાના બહુરૂપીની વિદ્યાનું ઘણું અભિમાન છે. હજી સુધી એ જીવતો હશે એમ મ્હેં સ્વપ્નમાં પણ ધાર્યું નહોતું; પરંતુ હવે હું એને છોડીશ નહિ. એક પકડવાનો અરે જીવથી મારી નાખવાનો જે હું પ્રયત્ન કરીશ. થયું, ભાઇ! હવે તો પેલી પેટી મ્હારા હાથમાં આવે અને તેને ઉઘાડવાનો પ્રસંગ ઉપસ્થિત ન થાય તો......

પિશાચપતિનો મનોભાવ સમજી જઇ તેનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ લક્ષ્મણસિંહે કહ્યું:-"ભાઇ! તમે એ માટે સર્વથા નિશ્ચિંત રહો. એ પેટીને કોઇના સમક્ષ ઉઘાડવાનો પ્રસંગ ઉપસ્થિત થાય તે પહેલાં જ હું એ તમને પાછી અપાવી દઇશ!"

આ વાક્ય સાંભળી પિશાચપતિએ હર્ષાતિશયથી લક્ષ્મણસિંહને આલિંગન કર્યું. આવી રીતે બીજી કેટલીક વાતચિતમાં જ રાત્રિનો અવશિષ્ટ સમય પસાર થઇ ગયો.



# પ્રકરણ ૧૩ મું.

## કુમારના વર્તમાન.

મહારાજથી છૂટો પડીને લક્ષ્મણસિંહ અને બલભદ્રસિંહથી છૂટો પડીને પિશાચપતિ બુરખાવાળાની તપાસ કરવા ચાલ્યા ગયા. તે રાત્રે તો તેમની કોઇએ શોધ કરી નહિ પરંતુ બીજે દિવસે પ્રભાતકાળ થતાં જ મહારાજશ્રીએ એમને બન્નેને પોતાની પાસે બોલાવી લાવવા માટે એક સિપાહીને મોકલ્યો. સિપાહીએ આવી તેઓ બન્નેમાંથી કોઇ હાજર નથી એવો ઉત્તર આપ્યો. પછી આસપાસનાં સર્વ સ્થળોએ તપાસ કરાવ્યા છતાં પણ તેમનો જ્યારે પત્તો લાગ્યો નહિ ત્યારે મહારાજશ્રીએ વિચાર્યું કે, લક્ષ્મણસિંહની માફક પિશાચપતિ પણ બુરખાવાળાઓનો ભેદ જાણવા ગયેલો હોવો જોઇએ; પરંતુ તેઓ બન્ને હજી સૂધી પાછા આવ્યા નહિ તેથી મહારાજના મનમાં એક પ્રકારની ચિંતા ઉત્પન્ન થઇ તથા લાચારીથી આજનો જાહિર દરબાર બંધ રાખવો પડયો. દરબાર બંધ રાખ્યાની ખબર ત્યાંના માણસોને તો મળી ગઇ; પરતુ પેલા બન્ને બુરખાવાળા યથા સમયે આવી પહોંચ્યા તથા તેમના આગમનની ખબર પ્રથમ મહારાણા વીરસિંહને મળી. એ સમયે વીરસિંહ જ્યોતિસિંહ તથા પોતાના બીજા બહુરૂપીઓ સાથે એકાન્તમાં બેસીને લક્ષ્મણસિંહ તથા પિશાચપતિ સંબંધીની વાતચિત કર્યા કરતો હતો. તેણે આશ્ચર્ય સહ એ બુરખાવાળાઓના આગમનના સમાચાર સાંભળ્યા તથા તેમને એ સ્થળે જ લઇ આવવાની તેણે અનુચરને આજ્ઞા કરી.

હાજર થઇને બન્ને બુરખાવાળાએ ઘણી નમ્રતાથી વીરસિંહને નમન કર્યું તથા આજ્ઞા મળતાંજ તેઓ જ્યોતિસિંહની નજીક બેસી ગયા. પછી વીરસિંહે કહ્યું:-" આજે પિશાચપતિ હાજર નહિ હોવાથી તપાસ ચલાવવાનું કામ મુલતવી રાખવામાં આવ્યું છે."

એક બુરખાવાળાએ પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:-" આપશ્રીનું કહેવું ખરું છે. અમે અત્રે આવ્યા કે તરત જ એમ જાણી શક્યા કે, શ્રીમાન્ લક્ષ્મણસિંહજી અને પિશાચપતિ ગઇ કાલના ગૂમ થઇ ગયેલા હોવાથી આજે દરબાર ભરવામાં આવનાર નથી. વળી એ બન્ને સાથે ગૂમ થઇ ગયા છે એ આશ્ચર્યજનક પ્રકાર છે. મહારાજ! પિશાચપતિ તો અમારો ભેદ જાણવા ગયો હોય એમ અમે ધારીએ છીએ અને એ તેમ કરે એમાં નવાઇ જેવું કાંઇજ નથી; પરંતુ લક્ષ્મણસિંહજી સુદ્ધાં ગૂમ થયેલા હોવાથી અમને ઘણું આશ્ચર્ય ઉપજ્યું છે. મહારાજશ્રીએ અમારી પૂંઠ પકડવાની એમને શા માટે રજા આપી હતી? જો મહારાજશ્રી આજ્ઞા કરે તો આ નમ્ર સેવકો હમણાંજ પોતાના સકળ ભેદનો સ્ફોટ કરવા તૈયાર છે; નહિ તો યથા પ્રસંગે અમે અમારા ભેદનો સ્ફોટ અવશ્ય કરીશું. તપાસનું કામ સરળ કરવાના તથા કેદીઓને નિરુત્તર કરવાના ઉદ્દેશથી જ અમે ગુપ્ત રહ્યા છીએ."

જ્યોતિસિંહે કહ્યું:-"પરંતુ પિશાચપતિની ચાલાકી, કાર્યકુશળતા, પ્રમાણિકતા અને નમકહલાલીથી પ્રસન્ન થઇ લક્ષ્મણસિંહે તેને હરેક પ્રકારની સહાયતા કરવાની પ્રતિજ્ઞા કરી છે. આવી રીતે પિશાચપતિએ તેને પોતાનો મિત્ર બનાવ્યો છે એ તો કદાચ આપ પણ જાણતા હશો."

બુરખાવાળો બોલ્યો:-" ત્યારે તો બરાબર છે. પિશાચપતિ ઘણો ભલો માણસ હોઇ મહારાજશ્રીની સેવા કરવાનો તેને ઘણો ઉમંગ છે."

જ્યોતિસિંહઃ-અમારાં કેટલાંક કાર્યો તેણે ઘણી ચાલાકીથી બજાવ્યાં છે. વળી લક્ષ્મણસિંહ અને પિશાચપતિ જ્યારે આપનો ભેદ જાણવાને ગયા છે ત્યારે અત્યાર સુધીમાં તેઓ આપના ગુપ્તસ્થાનમાં ઉપસ્થિત થઇ ગયા હશે તેમ જ તેમના સંબંધી આપને કાંઇ ખબર પણ મળી હશે !

બુરખાવાળાએ ઉત્તરમાં કહ્યું:-" તેઓ અમારા નિવાસસ્થાનમાં ઉપસ્થિત થયા નથી તથા તેમના સંબંધી અમે કાંઇ જાણતા નથી. અમારે માટે તો અત્રે એકત્રિત થયેલા સઘળા માણસોના મનમાં આશ્ચર્ય ઉપજ્યું છે. આમ હોવાથી અમે અત્રે આવીએ છીએ ત્યારે અસંખ્ય માણસો અમારી આસપાસ એકત્રિત થઇ જાય છે તથા અમે અત્રેથી વિદાય થઇએ છીએ ત્યારે ઘણા માણસો દૂર સુધી અમારી પાછળ પાછળ આવે છે. પરિસ્થિતિ આવી હોવાથી તેમને ભૂલથાપ ખવડાવવા માટે અમે ઘણો ચકરાવો ખાઇને અમારા ગુપ્ત નિવાસસ્થાન તરફ જઇએ છીએ."

જ્યોતિસિંહે આ વાક્યો સાંભળી વિચારમાં પડી જઇને કહ્યું:- " ત્યારે તેઓ બન્ને શા કારણથી હજી સુધી અત્રે પાછા આવ્યા નહિ ?"

વીરસિંહે એ બન્ને બુરખાવાળા તરફ જોઇને કહ્યું:-" આજે તમને પણ વિના કારણ ધક્કો પડયો."

બુરખાવાળાએ કહ્યું:-" ના-ના, ધક્કા જેવું કાંઈ નથી. આજે અમે પ્રબળ પ્રતાપી યુવરાજ ઇન્દ્રજીતસિંહની તિલિસ્મી સંબંધીની કેટલીક હકીકત આપને નિવેદન કરીશું. રાણા ગોપાલસિંહજી ત્યાં હતા એ સમય સુધીની હકીકત તો તેઓશ્રીએ આપને જણાવી હશે; પરંતુ ત્યાર પછી બન્ને કુમારોએ તિલિસ્મીમાં જે કાંઇ કર્યું છે તે અમે આપને નિવેદન કરીશું."

રાણા વીરસિંહે અધીરતાથી પુછ્યું:–" તમે ક્યાં સુધીની હકીકત જાણો છો ? "

બુરખાવાળાએ કહ્યું:–" આજ સુધીની. વળી બન્ને કુમાર અત્રે નહિ આવે ત્યાં સુધી તેમની દરરોજ હકીકત અમે દરરોજ આપશ્રીને નિવેદન કરીશું. "

વીરસિંહ:–એ હકીકત અમે ઘણી પ્રસન્નતાસહ સાંભળીશું. વળી રાણા ગોપાલસિંહ અને પિતાજી સમક્ષ એ હકીકત તમે કહો તો સારું. વારું, હવે કહો જોઇએ કે આપ એ હકીકત કયાંથી જાણી શકો છો ?

બુરખાવાળાએ વિનયપૂર્વક કહ્યું:–" આપના આ પ્રશ્નનો હમણાં ઉત્તર આપવાની અમારી ઇચ્છા નથી; છતાં જો આપ આજ્ઞા કરશો તો લાચાર છીએ. "

વીરસિંહ આ શબ્દો સાંભળી મુખ મલકાવી બોલ્યો:–" ના ના, તમારી ઇચ્છા વિરુદ્ધ કોઇ પણ પ્રકારનો આગ્રહ કરવાનો અમારો વિચાર નથી. "

આમ કહી વીરસિંહે જ્યોતિસિંહ તરફ અર્થસૂચક દૃષ્ટિ કરી એટલે તેણે મહારાજ દેવીસિંહ પાસે જઇ આવીને કહ્યું:–" પધારો– મહારાજશ્રી આપની રાહ જોતા બેઠા છે. "

તરત જ સર્વે ઉઠી રાણા દેવીસિંહના દિવાનખાના તરફ વળ્યા. રાણા ગોપાલસિંહને બોલાવી લાવવા માટે વીરસિંહે એક બહુરૂપીને મોકલ્યો. છેવટે રાણા દેવીસિંહના દિવાનખાનામાં ખાનગી દરબાર ભરાયો. એમાં અજીતસિંહ, વીરસિંહ, ગોપાલસિંહ, જ્યોતિસિંહ અને તેજસિંહ સિવાય બ્હારનું કોઇ માણસ હાજર નહોતું. મહારાજ દેવી-

સિંહની આજ્ઞા થતાં જ એક મુરખાવાળાએ બન્ને કુમારની હકીકત કહેવા માંડી:–

" જ્યારે રાણા ગોપાલસિંહજી તિલિસ્મીમાંથી વિદાય થયા ત્યારે પ્રભાતનો સમય થવા આવ્યો હતો; તેથી બન્ને કુમાર વાવ પાસે ગયા. ત્યાં સ્નાન સંધ્યાદિ નિત્યકર્મ કર્યા પછી તેઓ વાવમાં ઉતર્યા. છેક નીચેના પગથીઆ સુધી ગયા પછી આનન્દસિંહ પોતાનાં વસ્ત્રો ઉતારી માત્ર લંગોટ પહેરીને પાણીમાં કૂદી પડયા. તથા પાણીના બરાબર મધ્યભાગમાં જઇને તેમણે ડુબકી મારી. એ વાવના તળીએ એક ન્હાનો ચબુતરો હતો. તેના મધ્યભાગમાં લોખંડનું એક કડું બેસાડેલું હતું ડુબકી મારી એ કડું ખેંચી કાઢયા પછી પાણીની બ્હાર નીકળી આવી વસ્ત્ર પહેરીને તેઓ ઇન્દ્રજીતસિંહ પાસે બેઠા. હવે વાવનું પાણી ખાલી થઈ જવાની તેઓ રાહ જોવા લાગ્યા; કેમ કે આનન્દસિંહે પેલું લોખંડનું કડું કાઢી લીધું હતું ત્યારથી વાવનું પાણી ધીમે ધીમે ઓછું થવા લાગ્યું હતું. લગભગ એક પ્રહર જેટલા વખતમાં આખી વાવ ખાલી થઇ ગઇ. તેમાંનો કાદવ કીચ્ચડ પણ કોઇ ગુપ્ત સુરંગ અથવા નાળાને રસ્તે પાણી સાથે તણાઇ જવાથી વાવમાં હવે નજીવો કાદવ રહ્યો હતો. એ કાદવ થોડા વખતમાં સુકાઇ જવાનો સંભવ હતો. કેમ કે વાવની નીચેની જમીન મજબૂત પત્થરોથી બાંધેલી હતી.

વાવની છેવટની પગથી તેની જમીનથી લગભગ ચાર હાથ ઉંચી હતી અને તેની ભીંતમાં ચાર તરફ ચાર દ્વાર હોવાનાં ચિહ્ન જણાતાં હતાં. આમાંથી પૂર્વ તરફના દ્વારનું ચિહ્ન કુમારોએ પોતાના ખંજરથી સાફ કરીને તેનો આગલો પત્થર ઉખેડી જૂદો કરી નાંખ્યો તો અંદર જવાનો સુરંગ જેવો માર્ગ જણાયો. એ સુરંગમાંની ખરાબ હવા

બ્હાર નીકળી જઇ તાજી હવા તેમાં પ્રવેશ કરે તે માટે એક પ્રહર સૂધી પગથીઆપર બેસી રહીને એક પ્રહર દિન બાકી હતો ત્યારે કુમારો તે સુરંગમાં દાખલ થયા અને તિલિસ્મી ખંજરનો પ્રકાશ પાડી લગભગ અડધા કલાક સૂધી તેમાં ચાલ્યા ગયા. આ સુરંગમાં સ્વચ્છ હવા આવી શકે તે માટે ઘણેક ઠેકાણે ઉપરની છતમાં છિદ્રો હતાં. તિલિસ્મીના ચોથા ભાગના બાગમાંના દેવમંદિરમાં કુમારો કેટલાક દિવસ રહ્યા હતા એ તો આપે જાણ્યું જ હશે. એ બાગમાં દેવમંદિર ઉપરાંત ચાર તરફ ચાર ઇમારતો હતી, જેમાં ઉત્તર તરફની કાળા પત્થરની ઇમારત ગોળ બાંધણીની હતી અને તેની ચારે તરફ ચક્રો અને જાતજાતનાં યંત્રો ગોઠવેલાં હતાં. એ ઇમારતમાં જ વાવવાળી સુરંગનો અંત આવતો હોવાથી તે પસાર કરીને કુમારો તેમાં જઇ પહોંચ્યા. આ ઇમારતમાં ફરતા ઓટલા સિવાય ઓરડી કે ઓરડા જેવું કાંઇ નહોતું. તેના મધ્યભાગમાં સંગેમરમરના એક ચબુતરાપર કાળા રંગનો એક કદાવર માણસ બેઠો હતો. તપાસ કરતાં એ માણસ લોખંડનો હતો એમ કુમારોએ જાણ્યું. આ માણસની સ્હામે જ ઓટલાપર કુમારો આવ્યા તે સુરંગનું મુખ હતું. આ સુરંગની બાજૂએ જ એક બીજી સુરંગ હતી જેમાં ઉતરવાને પગથીઆં હતાં. ઓટલાપર ઉભા રહીને ચારે તરફ નજર કર્યા પછી બન્ને કુમારો તે સુરંગમાં ઉતર્યા. તેમાં દશેક પગથીઆં ઉતર્યા પછી ખુલાસાવાળી સુરંગ જણાઇ: તેમાં સોએક પગલાં ચાલ્યા પછી તેઓ એક ન્હાના બાગમાં જઇ પહોંચ્યા. એ બાગમાં સુંદર ફળફૂલનાં વૃક્ષોને બદલે જંગલી ઝાડો અને કેળનાં ઝાડો જ આવેલાં હતાં. ત્યા પાચ માણસોને આમ તેમ ફરતા જોઇ કુમારો આશ્ચર્ય પામી તેમના તરફ જોવા લાગ્યા; કેમ કે તેઓ તદ્દન જંગલી અને ભયાનક દેખાતા હતા. આ

પાંચ માણસો પણ કુમારોને જોતાં અજાયબી પામ્યા અને ભેગા થઇ તેમની પાસે આવ્યા. તેઓમાંના એકે આગળ આવીને કુમારોને પૂછ્યું:— " શું અમારા જેવો જ આપની સાથે પણ સદ્‌વ્યવહાર કરવામાં આવ્યો છે કે? આપનાં વસ્ત્ર અને હથિયાર લઇ લેવામાં આવ્યાં નથી એ નવાઇની વાત છે! આપની મુખમુદ્રાપર ભય કે દુઃખનાં કાંઇ ચિહ્‌ન જણાતાં નથી!"

" તમે સર્વ કોણ છો અને તમારી સાથે કેવો સદ્‌વ્યવહાર કરવામાં આવ્યો છે?" ઇંદ્રજીતસિંહે તેમને પૂછ્યું. એના ઉત્તરમાં તે માણસે કહ્યું:—" અમે કોણ છીએ એનો ખુલાસો સહજમાં કરાય તેમ નથી; પણ આપને શા ગુન્હા માટે અત્રે પહોંચાડવામાં આવ્યા છે તે આપ અમને સહજમાં જણાવી શકશો!" આ શબ્દો સાંભળી ઇંદ્રજીતસિંહે જણાવ્યું—" અમે બંને ભાઇઓ તિલિસ્મો તોડતા અને તેમાંના ઘણા કેદીઓનો છુટકારો કરતા અમારી ઇચ્છાથી અત્રે આવ્યા છીએ. તમે જો અત્રે કેદી હશો તો હવે તમારાં બંધનનો અંત આવી જઇ ટૂંક સમયમાં સ્વતંત્ર થઇ હરવા ફરવા જેવી તમારી સ્થિતિ થશે."

" પણ આપનું કહેવું ખરું છે એમ અમે શી રીતે માનીએ?" તે માણસે શંકાસહ પૂછ્યું, જેના જવાબમાં ઇન્દ્રજીતે જણાવ્યું—" હમણાં નહી તો થોડી વાર પછી આપોઆપ તમારી ખાત્રી થશે." આટલું કહી બંને કુમારો આગળ ચાલ્યા એટલે તેઓ સર્વ પણ તેમને ઘેરીને સાથે ગયા. સરયુની માફક તેમને પણ દારોગા અથવા માયાવિનીએ ત્યાં કેદ કર્યો હશે એમ કુમારોએ ધાર્યું અને ખરેખર તેમ જ હતું. આ માણસોની ઉમ્મર કાંઇ બહુ જણાતી નહોતી; પણ દુઃખ અને હેરાનગતીને લીધે તેમનાં શરીર તદ્દન લથડી ગયાં હતાં. માથા-

પરના તેમજ દાઢીના વાળ બહુ જ વધી જવાથી તેમનું સ્વરૂપ ભયાનક લાગતું હતું. ચ્હેરાપર કરચલીઓ વળી ગઇ હતી. ઉંડા ખાડામાં ઉતરી ગયલી આંખો તેમની દુર્દશાનું ભાન કરાવતી હતી. આ કેદીઓના જીવનના આધારરૂપ પાણીનો એક ઝરો બાગમાં વહેતો હતો; પણ તેમાં પાણી કયાંથી આવતું હતું અને કયાં વહી જતું હતું તે સમજાતું નહોતું. આ ઝરાને લીધે ત્યાંની ઘણીખરી જમીન રસાર્દ્ર રહેતી હતી અને તેથી જ ત્યાં થતાં કેળનાં ઝાડોમાંનાં કેળાં ખાઇને કેદીઓ પોતાની જીંદગી ટકાવી શક્યા હતા. બાગના મધ્યભાગમાં પચ્ચીસેક હાથની ઉંચાઇનો એક બુરજ આવેલો હતો અને તેની ચારે તરફ ફરતો કમ્મરપૂર ઉંચો કાળા પત્થરનો ચબુતરો હતો; પણ તે બુરજપર ચઢવાનો માર્ગ કયાંય જણાતો નહોતો. બંને કુમારો બેધડક જઇને તે ચબુતરાપર બેઠા પછી ઇંદ્રજીતસિંહે તે કેદીઓને ઉદ્દેશીને કહ્યું:–"કેમ? અમે કહ્યું તે સત્ય છે એની હવે તો તમારી ખાત્રી થઇ ને?"

"હા જી! આથી વધુ ખાત્રી શી જોઇતી હતી?" એક જણે હાથ જોડીને જણાવ્યું:–"અમને તો આ ચબુતરાનો સંપૂર્ણ અનુભવ છે. એનાપર બેસવાનું તો દૂર રહ્યું, પણ એનો સ્પર્શ કરતાં જ અમે તો બેહોશ થઇ જતા હતા! આપનાપર એની અસર થતી નથી એ નવાઇ જેવું છે!"

"અમે બેઠા છીએ ત્યાં સુધી તમે સર્વ એનાપર બેસી શકશો." ઇંદ્રજીતસિંહે જણાવ્યું એટલે તેઓમાંનો એક જણ ચબુતરાને હાથ લગાડવાની ઇચ્છાથી તેની પાસે ગયો અને ડરતાં ડરતાં તેણે તેનાપર હાથ મૂક્યો. હવે તેનાપર કાંઇ અસર થઇ નહિ તેથી સર્વના મનનાં હિંમત આવી અને કુમારની આજ્ઞાથી પાંચે જણ ચબુ-

બેઠા. સર્વની અજાયબીનો પાર રહ્યો નહિ. પછી હાથ જોડીને તેમણે કુમારોને વિનવ્યા એટલે ઇન્દ્રજીતસિંહે તેમને પોતાની ઓળખાણ આપી. કુમારોનો પરિચય થતાં જ તેઓ હર્ષાવેશમાં આવી બંને કુમારોના ચરણમાં પોતાનાં મસ્તક મૂકી સજળનયને પોતાની ફરિયાદ કરવા લાગ્યા અને પોતાની હકીકત સાંભળી પોતાને દુઃખ દેનાર દુષ્ટોને શિક્ષા કરવાનું કહેવા લાગ્યા."

બન્ને રાજકુમાર સંબંધી આટલી હકીકત કહી તે બુરખાવાળો પુરુષ કાંઇ વિચારથી ચુપ રહી ગયો એટલે રાજા વીરસિંહે તેને કહ્યું, "એ ચબુતરામાં વિજળીની અસર હોવાથી તેને કોઇ સ્પર્શ કરી શકતો નહિ હોય એમ લાગે છે. બંને કુમારો પાસે તિલિસ્મી ખંજર અને તેને લગતી વીંટી હોવાથી તેઓ તેપર બેઠા હતા તેટલી વાર સુધી તેમાંની અસર જતી રહી હશે?"

"એમ જ હતું મહારાજ!" બુરખાવાળાએ ઉત્તર આપ્યો.

"પછી શું થયું?" રાણા વીરસિંહે પૂછ્યું.

"કુમારોએ તેમની હકીકત પૂછવાથી તેમણે સજળનયને વારા ફરતી પોત પોતાની હૃદયવિદારક કર્મકથા સવિસ્તર જણાવી!" બુરખાવાળાએ જણાવ્યું–"એમણે કુમારોને જણાવેલી હકીકત અમે એકાદ બે દિવસ પછી આપને જણાવીશું. એમ કરવાની મહારાજશ્રી આજ્ઞા આપશે એવી આશા છે." બંને રાજાઓએ તેની માગણી સ્વીકાર્યાથી તેણે હાથ જોડીને જવાની રજા માંગી અને કહ્યું:–"આવતી કાલે અમે હાજર થઇશું અને જો લક્ષ્મણસિંહ તેમ જ પિશાચપતિ આવ્યા નહિ હોય તો કુમારોની હકીકત આગળ ચલાવીશું."

"કુમારોની હકીકત જણાવીને તમારે માટે અમને ઉપજેલ

આશ્ચર્યમાં તમે વધારો કર્યો છે!" રાણા દેવીસિંહે તેમને જવાની આજ્ઞા આપતાં કહ્યું. તરત જ બન્ને બુરખાવાળાઓ ઉઠીને વિનયપૂર્વક પ્રણામ કરી વિદાય થયા.

---

## પ્રકરણ ૧૪ મું.

### પિશાચપતિની ચાલાકી.

પ્રભાતકાળ થતાં જ ઓરડાનું દ્વાર ઉઘાડી કેટલાક બુરખાવાળા પુરુષો પિશાચપતિ અને લક્ષ્મણસિંહને બ્હાર લઇ જવાને આવ્યા. પોતાની સ્ત્રીઓને વિશે કાંઇ તપાસ કર્યા વિના બ્હાર જવાની તેમની ઇચ્છા નહોતી; પણ એ સ્થાનના માલિકની રજા સિવાય ત્યાં રહેવાય તેમ નહિ હોવાથી લાચાર બની તેઓ તે માણસોની સાથે ચાલ્યા. મહેલની બ્હાર ખુલ્લી જગ્યામાં જઇ પહોંચતાં લક્ષ્મણસિંહના સંકેતથી પિશાચપતિએ એક બુરખાવાળાને ઉદ્દેશીને કહ્યું:–"તમારા સરદારને એક વખત મળવાની અમારી ઇચ્છા છે."

"આ સમયે સરદારનાં દર્શન નહિ થાય!" તે સિપાહીએ જણાવ્યું એટલે પિશાચપતિએ કહ્યું:–"થોડા વખત પછી મુલાકાત થાય એમ હોય તો અમે રોકાઇ જઇએ?"

"હવે એમ થવું અશક્ય છે; કેમ કે તમારે માટે અમને રાત્રે મળેલો હુકમ અમારે બજાવવો જોઇએ!" સિપાહીએ ભાર દઇને કહ્યું. આમ છતા પિશાચપતિએ આગ્રહપૂર્વક પૂછ્યું–"પણ અમારે

એમને કાંઇ અગત્યની વાત પૂછવી હોય તો ?"

"એક પત્ર લખીને રાખી જાઓ. ઉત્તર તમારે મુકામે પહોંચાડવામાં આવશે !" સિપાહીએ રોકડો જવાબ આપ્યો.

"ઠીક, અમે પકડાયા તે વખતે જે બે સ્ત્રીઓને જોઇ હતી તેમને અમારાથી મળી શકાશે કે ?" પિશાચપતિએ પૂછ્યું.

"ના." સિપાહીએ જવાબ આપ્યો. આ વખતે બીજો સિપાહી બોલી ઉઠ્યો–"એ બધી પંચાત કરવાની અમને ફુરસદ નથી. અમારા માલિકે તમને કારાગૃહમાં ન મોકલાવતાં છોડી મૂકવાની મેહેરબાની દર્શાવી છે તે ભૂલી જઇને તમે નાહક અમને કંટાળો ન આપો અને ગુપચુપ બ્હાર ચાલો."

"અમે નહિ જઇએ તો શું :કરશો ?" પિશાચપતિએ સહજ ક્રોધયુક્ત સ્વરે પૂછ્યું.

"જબરદસ્તીથી બ્હાર કાઢીશું !" તે સિપાહીએ જવાબ આપ્યો–"આપની પાસેના તિલિસ્મી ખંજરને વિશ્વાસે ભૂલતા નહિ. એવાં તુચ્છ ખંજર કરતાં તો અમારી આંગળીના નખ પણ વધારે ઉપયોગી છે! બસ હવે ચુપકીદીથી બ્હાર નીકળો." તેમની સાથે તકરાર કરવી યોગ્ય નહિ લાગવાથી લક્ષ્મણસિંહ અને પિશાચપતિ ગુફાની બ્હાર પહોંચી ગયા. તેમને બ્હાર સુધી પહોંચાડીને સર્વ બુરખાવાળાઓ પાછા ફર્યા. જંગલમાં થોડે સુધી ચાલ્યા પછી એક ઘટાદાર વૃક્ષની છાયામાં તેઓ વિશ્રામ લેવાને બેઠા. ત્યાં બેસીને લક્ષ્મણસિંહ બોલ્યો–"બુરખાવાળાઓના સ્થાનમાં જઇને આપણે આબરુ ગૂમાવી ! દરબારમાં આવનાર બુરખાવાળાઓના આપણે મહેમાન બન્યા હતા એમાં તો કાંઇ શક જ નથી! ખરેખર, દરબારમાં તેમની સ્હામે બેસતાં હવે તો મ્હને શર્મ લાગશે! વળી

અત્રેથી જઇને મ્હારી પત્નીને હું ઘેર નહિ જોઉં તો મ્હારી દિલગીરી અને ગુસ્સાની સીમા જ નહિ રહે. ”

“ ભાઈ હું એક રીતે જો કે બેશરમ બની ગયો છું તો પણ આજની શરમાવનારી વાત તો મ્હારું હૃદય ભેદી નાખે છે. જીવનમાં આવો અનુભવ મ્હને કદાપિ મળ્યો નથી. અત્રેથી ખસવાની જ મ્હારી મરજી નથી! એ ભેદી પુરુષોમાંના એકાદને પકડું એવી ઇચ્છા થાય છે! બાકી ઘેર જઇને આપનાં પત્નીને ત્યાં આપ જોશો તો મ્હારી પત્નીને માટે પણ હું બેફિકર બની જઇશ. ”

“ ભાઇ! આપણને એમણે કેદ પકડયા છતાં તેઓ આપણી સાથે કેવી સભ્યતાથી વરત્યા છે તેનો પણ આપણે વિચાર કરવો જોઇએ. વળી તેઓ પોતે મહારાજશ્રીના દરબારમાં આવે છે અને સમય આવતાં પ્રકટ થવાને કબૂલ થયા છે; આથી કાંઇ ઉદ્ધતાઇ ભરેલું પગલું ભરીને એમને ગુસ્સે કરવાનું મ્હને તો યોગ્ય લાગતું નથી. તેઓ કદાચ દરબારમાં આવતા બંધ થઇ જશે તો આપણે માથે બદનામી આવશે અને કેદીઓની તપાસ પણ અપૂર્ણ રહી જશે. ”

પિશાચપતિ કાંઇ બોલવા જતો હતો એટલામાં સ્હામેથી આવતા એક ઘોડેસવારપર નજર પડતાં તે બોલી ઉઠયા–“ તેઓમાંનો જ એક સવાર આ તરફ આવે છે. ભાઇ! એક વખત એને પકડવાનો પ્રયત્ન તો કરીએ: પછી શું થાય છે તે જોઇશું. ”

ઘોડેસવાર બેદરકારીથી ધીમી ચાલે તેમના તરફ આવતો હોવાથી તેઓ બંને ઉઠીને તેના માગની બે તરફ ઝાડના થડ પાછળ છુપાઇને ઉભા રહ્યા. એ બુરખાવાળો સવાર જ્યારે તેમની તદ્દન પાસે આવી પહોંચ્યો ત્યારે પિશાચપતિએ તેના તરફ પોતાની કમંદ ફેંકી, જે તેના અશ્વના ગળામાં ભરાઇ ગઇ. આથી અશ્વ ભડકીને કૂદવા

લાગ્યો; પણ એટલામાં બન્ને જણે તેની પાસે જઇને તેની લગામ પકડી લીધી. તે સવારે કટાર કાઢી તેમને મારવાને ઉગામી, પણ તરત જ અટકી ગયો તથા પિશાચપતિને ઉદ્દેશીને તે બોલ્યો–" મ્હને વિના કારણ કેમ રોકો છો ? "

" તમને સહજ પણ હયરાન કરવાની અમારી ઇચ્છા નથી ! " પિશાચપતિએ જણાવ્યું " જરા ઘોડાપરથી નીચે ઉતરી અમારી બેચાર વાતોનો ખુલાસો કર્યા પછી તમે તમારી ઇચ્છામાં આવે ત્યાં ચાલ્યા જજો. "

" ભલે, પણ મ્હારા મુખપરથી બુરખો ખસેડવાની ફરજ પાડશો નહિ. " આમ કહીને તે સવાર અશ્વપરથી નીચે ઉતર્યો એટલે પિશાચપતિએ પોતાના હાથથી તેના મુખપરનો બુરખો ઉંચો કરી દીધો. તેનો ચ્હેરો જોતાં જ તે ચમકી બોલી ઉઠયો:–" અરે ! આ તો બુરખાવાળાઓના મહેલમાં જોવામાં આવેલી મ્હારી પત્ની છે ! "

વાંચકબંધુઓ ! લક્ષ્મણસિંહના આશ્ચર્યનો હવે પાર રહ્યો નહિ. પોતાની સ્ત્રી પણ બુરખાવાળાઓના મહેલમાં અવશ્ય હશે એ વિચારથી તેને દિલગીરી અને ગુસ્સો ઉપજ્યો. તેમણે જોયેલી બે સ્ત્રીઓ તેમની પત્ની નહી પણ તેમની પત્નીનું સ્વરૂપ ધારણ કરનાર બહુરુપીઓ હશે એવી કદાચ શંકા ઉપજે તો તેનું નિરાકરણ કરવાને તેઓમાંની એક સ્ત્રી પાસે જ હતી. પિશાચપતિના શબ્દો સાંભળીને તે સ્ત્રીએ ગુસ્સે થઇ તેને કહ્યું, "બળાત્કારે મ્હારા મુખપરનો બુરખો ખસેડી નાખીને મ્હને તમારી પત્ની માની બેસો છો એ શું ગૃહસ્થને શોભે છે ? " આટલું કહી લક્ષ્મણસિંહ તરફ જોઇને તેણે કહ્યું:–" પરમ પ્રતાપી મહારાજ વીરસિંહના આપ જેવા બહુરૂપીઓ આવું અસભ્ય વર્તન ચલાવે એ વ્યાજબી છે કે ? "

"જો તમે પિશાચપતિનાં પત્ની ન હો તો તમારી તરફ એણે બતાવેલી રીતભાત હું ઠપકાને પાત્ર માનું છું !" લક્ષ્મણસિંહે ગંભીરભાવથી કહ્યું.

"કેમ મહાશય ! તમે મ્હારું અપમાન શા માટે કર્યું ?" તે સ્ત્રીએ પિશાચપતિને પૂછ્યું–"મ્હારા પતિ અથવા બીજા કોઇ સબંધી અત્રે હોત તો તેના મનમાં શું આવત ?"

"શું મ્હને ભ્રમ થયો છે કે મ્હારી આંખો જ મ્હને ઠગે છે ?!" પિશાચપતિ આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી એ સ્ત્રીના મ્હોં તરફ જોઇ બોલી ઉઠ્યો.

"તે તો તમે જાણો; પણ તમારી આજની અસભ્યતા અક્ષમ્ય છે. તમે મ્હારામાં એવું તે શું જોયું કે આટલી બધી હદપારની છૂટ લેવાની હિંમત કરી ?" તે સ્ત્રીએ ભાર દઇને પૂછ્યું.

"બસ ! હવે એમ લાગે છે કે તું કોઇ બહુરૂપી છે અને બીજા કોઇએ મ્હારી સ્ત્રીનું સ્વરૂપ તને ધારણ કરાવ્યું છે." પિશાચપતિએ ઉત્તરમાં કહ્યું.

"તમે તમારા મનમાં આવે તેવી કલ્પના કરો;" પણ એટલું યાદ રાખજો કે હું નિરાધાર નથી ! મ્હારી સાથે સહજ પણ અસભ્ય વર્તન કરશો તેનું યથોચિત ફળ અવસ્ય ચાખશો. હું એક બહુરૂપી છું એમ કહીને મ્હારું મુખ ધોવાનું કહેશો નહિ." તે સ્ત્રીએ કહ્યું.

"પણ પૂરતી તપાસ કર્યા વગર અમે તને છોડીશું નહિ, એ માટે દિલગીર છઇએ" પિશાચપતિએ કહ્યું, એટલે એ સ્ત્રી લક્ષ્મણસિંહ તરફ જોઇ બોલી–"કોઇ પુરુષ સાથે બાથ ભીડવામાં બહાદુરી જણાત ! મ્હારા જેવી એક અબળાને પકડીને તેની આબરૂ લેવી, એ એક ખરા બહાદુર બહુરૂપીને શોભાવનારું નથી ! અરેરે ! આ સમયે મ્હારો કોઇ રક્ષક સાથે હોત તો આવું દુઃખ સહેવું પડત નહિ."

આમ કહી તે રડવા લાગી. પિશાચપતિ પણ આ પ્રકાર જોઇ દિંગ-મૂઢ બની જઇ તેનું મુખ જોઇ રહ્યો. તેનાં વચનોએ લક્ષ્મણસિંહને મુંઝવણમાં નાંખી દીધો. એક જ સ્વરૂપના બે માણસો હોવાનો પણ સંભવ હોવાથી પિશાચપતિએ કદાચ પોતાની સ્ત્રીને ઓળખવામાં ભૂલ કરી હોય એમ ધારી તે સ્ત્રીને પૂછ્યું-" પણ તું પિશાચપતિની સ્ત્રી નથી એવી અમે ખાત્રી શી રીતે કરીએ ? "

" આપ જો મ્હારે ઘેર આવવાની તકલીફ લેશો તો ત્યાં મ્હારાં બાળકો અને મ્હારાં સોભાગ્યરક્ષક સાથે વાતચિત કરીને મ્હારા શબ્દોની સત્યતાનો પરિચય મેળવી શકશો. " એ સ્ત્રીએ ગંભીર ભાવથી કહ્યું.

" ત્હારું ઘર કેટલે દૂર છે ? " લક્ષ્મણસિંહે એ સ્ત્રીને પૂછ્યું.

" આ સ્હામે વૃક્ષોની ઝાડીની પેલી તરફ એક ઝુંપડીમાં અમે રહીએ છીએ. " તે સ્ત્રીએ ઉત્તર આપ્યો.

" તું ઝુંપડીમાં રહે છે એ નવાઇ જેવું છે ! ત્હારો ઠાઠમાઠ કાંઇ ઝુંપડીમાં રહેનાર સરખો નથી ! " લક્ષ્મણસિંહે અજાયબી બતાવી.

" મ્હારાં બે બાળકો બીમાર હોવાથી હવાફેર કરવાને અમે હાલમાં એ ઝુંપડીમાં રહીએ છીએ. " તેણે જણાવ્યું-" આપ કૃપા કરી સત્વર મ્હારી સાથે ચાલો ને આ પંચાતનો અંત લાવો. વિલંબ થશે તો નાહક મારા સ્વામી રોષે ભરાશે. "

" આપણી શંકા દૂર કરવાને એને ઘેર જવામાં કંઇ હરકત નથી. " લક્ષ્મણસિંહે પિશાચપતિ તરફ જોઇને કહ્યું.

" ભલે ચાલો, પણ હાલ તો એ મ્હને દેખતી આંખે અંધ બનાવે છે ! " પિશાચપતિએ કહ્યું. તરત જ તે સ્ત્રી ઘોડાની લગામ પકડીને પગે જ તેમની સાથે ચાલવા લાગી. લગભગ અડધો ગાઉ

ગયા પછી થોડે છેટે ઝુંપડી સરખું કાચી બાંધણીનું એક ન્હાનું ઘર જણાયું, જેના છાપરાપર નળીઆંને બદલે ખજુરીનાં પાંદડાં અને ઘાસ નાંખેલું હતું. આ ઝુંપડી પાસે જઇ પહોચતાં તે સ્ત્રીએ જમીનમાં દાટેલા એક ખુંટા સાથે પોતાના અશ્વને બાંધી એક ઝાડ નીચે પડેલા ઘાસના ઢગલામાંથી થોડું ઘાસ લઇને તેની આગળ ચરવાને નાંખ્યું. પછી તેણે લક્ષ્મણસિંહ અને પિશાચપતિને કહ્યું–"આપ જરા અત્રે ઉભા રહો તો અંદરથી હું આપને બેસવા માટે જાજમ લઇ આવું અને મ્હારા સ્વામી તેમ જ બાળકોને પણ તેડી લાવું!"

"પણ અમને બહુ વાર ખોટી કરશો નહિ." લક્ષ્મણસિંહે જણાવ્યું એટલે તે સ્ત્રી દ્વાર ઉઘાડીને ઘરમાં ચાલી ગઇ. તેઓ તેની રાહ જોતા ઘણા વખત સૂધી બહાર ઉભા રહ્યા; પણ તે બહાર આવી જ નહિ ત્યારે કંટાળી જઇને પિશાચપતિએ બૂમો પાડી; પણ કોઇએ કશો જવાબ આપ્યો નહિ. આથી તેઓ બંને દ્વાર ઉઘાડીને અંદર ગયા તો ઘરમાં એ સ્ત્રી કે બીજું કોઇ માણસ નજરે પડયું નહિ. તે ઝુંપડીમાં કંઇ પણ સામાન નહોતો. ન્હાની ઝુંપડીમાં શોધ કરતાં એક સ્થળે સુરંગ જણાઇ એટલે પિશાચપતિ બોલી ઉઠયો–"બસ. આપણને મૂર્ખ બનાવીને આ સુરંગને માર્ગે એ જતી રહી!" તેમણે તપાસ કરવાને સુરંગમાં જવાનો ઠરાવ કર્યો. અને પિશાચપતિ હાથમાં તિલિસ્મી ખંજર લઇને સુરંગમાં ઉતર્યો. એટલે લક્ષ્મણસિંહ પણ તેની પાછળ ગયો. આ સુરંગ લગભગ પાંચસેક પગલાંની લંબાઇની હતી અને તેનો બીજો છેડો ધીચ જંગલમાં ઝાડોની ઘટામાં હતો. લક્ષ્મણસિંહ અને પિશાચપતિ સુરંગ પસાર કરીને ત્યાં જઇ પહોંચ્યા. ત્યાં જતાં તેમની ખાત્રી થઇ ગઇ કે તે સ્ત્રીની હવે ભાળ મળે તેમ નથી. હવે લક્ષ્મણસિંહે ઘર તરફ પાછા ફરવાનો વિચાર દર્શાવ્યો. પિશા-

ચપતિએ કહ્યું–"આવી રીતે આબરુ ગૂમાવીને કંઈ પણ કાર્ય કર્યાં વિના ઘેર પાછા ફરવાનો મ્હારો તો વિચાર જ નથી!"

"પણ ત્યારે શું કરીશું? તમે ઘેર ચાલો; ત્યાં મ્હારી સ્ત્રી જો હશે તો પછી તમારાં પત્નીને માટે પણ તમારે ચિંતા કરવા જેવું રહેશે નહિ."

"હવે તો તમારાં પત્ની ઘેર હોય તો પણ મ્હારા અંતરનો સંશય દૂર થશે નહી!"

"તો તમારા માણસોને મોકલીને તમારાં પત્નીની ખબર કઢાવતાં શી વાર લાગશે?"

"એ ખરૂં, પણ અત્યારે મ્હારા હૃદયમાં અજબ પ્રકારની ઉથલપાથલ મચી રહી છે અને દર પળે મ્હારો ગુસ્સો વધતો જાય છે."

"ત્યારે તમને ઠીક લાગે તેમ કરો હું જાઉં છું."

"મ્હોટી મેહેરબાની; પણ મારે વિષે મહારાજશ્રી પૂછે—"

"એ માટે બેફિકર રહો! મહારાજશ્રીને હું સમજાવીશ; પણ તમે કેટલા દિવસમાં પાછા ફરશો અથવા તમારા સમાચાર મ્હને ક્યારે મળશે?"

"હમણાં તો હું ત્રણ દિવસની રજા માગું છું! એથી વધુ સમય રોકાઈશ તો ગમે તે પ્રકારે તમને મ્હારી ખબર મોકલાવીશ."

"બહુ સારૂં! જય શ્રીકૃષ્ણ." આમ કહી પિશાચપતિને ત્યાં જ બેસવા દઈ લક્ષ્મણસિંહ તિલિસ્મી ઇમારત તરફ રવાના થયો. અને સંધ્યાકાળ પહેલાં ત્યાં જઈ પહોંચ્યો. આ તરફ લક્ષ્મણસિંહથી છૂટો પડયા બાદ પિશાચપતિ વિચાર કરતો જંગલમાં એક તરફ ચાલ્યો. થોડે જતાં તેની સંભાળ માટે જંગલમા ફરતા તેના બે નોકરો મળ્યા એટલે એક ઝરા આગળ બેસી તેઓ વાતચિત કરવા

લાગ્યા. તેઓમાંનો એક જંગલમાંથી થોડાંક ફળ લઇ આવ્યો તે તેમણે ખાધાં. મધ્યાન્હકાળ સુધી તેઓ ત્યાં જ બેઠા. પછી પિશાચપતિએ પોતાનું સ્વરૂપ બદલવા માંડયું. એક ગમાર ગામડીઆનું સ્વરૂપ ધારણ કરી પોતાના બંને નોકરોને કેટલીક સૂચના કરી તે ત્યાંથી રવાના થયો. સંધ્યાકાળ થતાં પૂર્વે જે ગુફામાં થઇને બુરખાવાળાઓના મહેલમાં જવાતું હતું તેના મુખ આગળ તે જઇ પહોંચ્યો. આ વખતે ગુફાના મુખ આગળ બે હથિયારબંધ બુરખાવાળા પુરુષો ફરતા હતા. તેમનો પોષાક સાધારણ હતો. તેમના હાથ પગનો દેખાવ જોતાં તેઓ શરીરે નિર્બળ અને કમજોર જણાતા હતા. તેઓ કોઇની રાહ જોતા ત્યાં ફરતા હોય એમ લાગતું હતું. તેમને જોતાં જ આપણો ગમાર ગામડીઓ તેમની પાસે જઇ ખડો થયો. તેનો ચ્હેરો અને કપડાં ધૂળથી ભરેલાં હોવાથી તે લાંબી મજલ કાપીને આવ્યો હોય તેવો દેખાતો હતો. બંને બુરખાવાળાઓએ તેના તરફ બારિકીથી જોયા બાદ તેઓમાંના એકે પૂછ્યું-"તું કોણ છે અને અત્રે શા માટે આવ્યો છે ?"

આપણા ગામડીઆએ તેના પ્રશ્નનો મુખથી કંઇ પણ ઉત્તર ન આપતાં ઇશારતથી જણાવ્યું-" અત્રેથી થોડેક છેટે કોઇ કોઇને મારે છે ! " આથી એક બુરખાવાળાએ તેને પૂછ્યું-" તું મૂગો છે કે શું ? " આનો પણ કાંઇ ઉત્તર ન આપતાં તેણે પહેલાંની માફક જ ઇશારતથી કાંઇ સમજાવીને તેમને પોતાની સાથે આવવાને કહ્યું. આ ઉપરથી તે મૂગો અને બહેરો હોવા સાથે તદ્દન ગમાર છે એમ ધારી એક બુરખાવાળાએ પોતાના સાથીને કહ્યું:-" એની સાથે જઇને જોઇએ તો ખરા કે, એ શું કહે છે?" તરત જ તેઓ બંને તેની સાથે જવાને તૈયાર થયા એટલે 'કંઇ બહુ દૂર જવાનું નથી.' એમ તેમને ઇશારતથી જણાવી ગામડીઓ તેમને લઇને પૂર્વ દિશા તરફ

ચાલ્યો. થોડેક ચાલતાં તેણે રસ્તામાં પડેલાં કેટલાંક ઘરેણાં અને થોડી મહોરો પોતાની સાથેના બુરખાવાળાઓને બતાવ્યાં. જે જોઇ તેમને અજાયબી લાગી. તેમણે તે મહોરો અને ઘરેણાં ઉપાડી લેવાનું ગામડીઆને કહ્યું, પણ તેમ કરવાની તેણે ના પાડી અને પોતાની સાથે આગળ આવવાનું ઇશારતથી જ કહ્યું. આથી બંને બુરખાવાળાઓ પણ તે ઘરેણાં ત્યાં જ રહેવા દઇ તેની સાથે ચાલ્યા. થોડે દૂર જતાં બીજાં પણ બે ત્રણ ઘરેણાં અને હાથનું કપાયલું કાંડું જમીનપર પડેલાં તેમણે દીઠાં. એ જોઇ એક બુરખાવાળાએ પોતાના સાથીને અજાયબીસહ કહ્યું–" આ તો ગંભીર મામલો છે! આપણા સ્થાનની સમીપમાં જ કાંઇ ભયંકર બનાવ બન્યો હોય એમ લાગે છે! "

" હા. " બીજાએ જણાવ્યું–" આ કપાયલો હાથ પણ કોઇ નવયૌવનાનો જણાય છે. આ ઘરેણાં પણ તેનાં જ હશે! "

" ત્યારે તો એની બરાબર તપાસ કરીને આપણા સરદારને એ ખબર પહોંચાડવી જ જોઇએ! " પહેલાએ જણાવ્યું. આમ વાત કરતા તેઓ ત્યાં ઉભા હતા એટલામાં થોડે દૂરથી કોઇ સ્ત્રીના રૂદનનો અવાજ તેમને કાને પડયો. એ સાંભળી તેઓ ઉતાવળથી આગળ ચાલ્યા. આમ ચાલતા તેઓ ગુફાથી ઘણે દૂર નીકળી ગયા. આખરે તેમણે જંગલમાં એક સ્ત્રીને હૃદયભેદક રૂદન કરતી બેઠેલી જોઈ. એ સ્ત્રી કોઈ તવંગર અમીરના ઘરની હોય એવી દેખાતી હતી. તેના શરીર પર સુગંધમય પુષ્પોના આભુષણો હતાં. તેબંને હાથે છાતી અને કપાળ કૂટતી રડતી હતી. તેણીની આગળ એક સુંદરીનો મૃતદેહ પડેલો હોઇ એ દેહપર પણ પુષ્પોનાં જ આભુષણો હતા. હજી પણ એ મૃતદેહમાંથી લોહી વહી જતું હતું અને તેનો એક હાથ પણ

કપાયલો હતો. થોડી વાર સુધી અજાયબસીંહ તે સ્ત્રી તરફ જોઇ રહ્યા પછી એક બુરખાવાળાએ તેને પૂછ્યું:-"આ સ્ત્રીની હત્યા કોણે કરી છે ?"

"કોણે હત્યા કરી એ હું શું કહું ? હાય-હાય ! ભગવાન !" તે સ્ત્રીએ રૂદન કરતાં જણાવ્યું:-"તમે જ અથવા તમારા કોઇ સાથીએ એનું ખૂન કર્યું ! હવે તો તમે મ્હને મારીને આ પંચાતનો અંત લાવો ! અરેરે ! આ દુઃખ તો મ્હારાથી નથી સહેવાતું !"

"એક અબળાના રક્તથી અમારા હાથ રંગીએ એવા અમે ભીરુ અને પાપી છીએ કે ?" એક બુરખાવાળાએ અજાયબી તેમ જ ગુસ્સાથી કહ્યું.

"મ્હને તો એમજ લાગે છે, કેમ કે મ્હને તો વીતી ચુકી છે. વળી બાકી હશે તે હવે વીતશે." તે સ્ત્રીએ જણાવ્યું—"તમે કદાચ નહિ હો ભાઇ, પણ તમારા જેવા જ બુરખાવાળાએ એને મારી નાંખી છે ! હાય ! હાય-હવે એનું મુખ હું ક્યાં જોઇશ ? એનું ખૂની-પુરુષ કે સ્ત્રી-ગમે તે હશે, પણ પ્રાણ જતાં સુધી હું તેના પર વૈર લીધા વિના રહીશ નહિ. હાય-હાય ! મધુરી ! જરા તો બોલ !"

"પણ અમારા કોઇ સાથીએ જ એને મારી છે એમ તું શાપરથી કહે છે ?" બુરખાવાળાએ પૂછ્યું.

"મ્હારી નજરે જોયું તે ઉપરાંત ખાત્રી શી જોઇતી હતી ?" તે સ્ત્રીએ રૂદન કરતાં જણાવ્યું—"તમને શું છે ? ખૂની તો પોતાનું કામ કરી ગયો; પણ હું તો આ મ્હારું રત્ન ગૂમાવી બેઠી ! હાય-હાય ! અરેરે ! તમારા જેવા દેખાવનો જ ખૂની આ મ્હારી આશાલતાનો નાશ કરી ગયો છે."

"પણ તમારી કંઈ હકીકત જણાવો તો કદાચ ખૂનીના પત્તો લાગે!" એક બુરખાવાળાએ કહ્યું.

"અત્રે તો હું કાંઈ ખુલાસો કરીશ નહિ. અમને દુઃખ દેનારાઓમાંના જ તમે ન હો અને ખરા પુરુષ હો તો મ્હને તમારા સરદારની પાસે તેડી જાઓ. તેમના સમક્ષ હું મ્હારી હકીકત જણાવીશ." તે સ્ત્રીએ જણાવ્યું.

"અમારા સરદાર આગળ તો તને લઇ જવાશે નહિ!" બુરખાવાળાએ આમ કહ્યું-એટલે તે સ્ત્રી પોતાનું કપાળ કોકતી બોલી ઉઠી—"બસ. હવે મ્હારી ખાત્રી થઇ કે, આ બધું તમે જ કર્યું છે! હાય-હાય! ભગવાન્! પુરુષો આવા ઘાતકી, નીચ અને કઠોર હૃદયના થઇ ગયા છે કે શું?" તેમની વચ્ચે આમ થોડા વખત સુધી તકરાર ચાલી. બંને બુરખાવાળાઓ તે સ્ત્રીને પોતાના સરદાર પાસે તેડી જવાને અને તેમ કરીને તેને પોતાનું રહેઠાણ બતાવવાને રાજી નહોતા; પણ તેણે કહેલા કડવા શબ્દોથી તેઓ ઉશ્કેરાઇ ગયા અને મૃતદેહ ઉપાડીને તે પોતાની ગુફાના મુખ આગળ લઇ જવાને તૈયાર થઇ ગયા. મૃતદેહ ઉપાડીને જવામાં મદદ કરવાને તેમણે આપણા મૂંગા ગમાર ગામડીઆને કહ્યું; પણ તેણે તો તેમ કરવાની ચોખ્ખી ના પાડી. બુરખાવાળાઓએ તેને દમ ભરાવ્યો એટલે તે તો ત્યાંથી નાશી દૂર ઉભો રહી તેમનો તમાશો જોવા લાગ્યો. એ ગમાર સાથે વિશેષ માથાકુટ કરવાનું યોગ્ય ન ધારી તેઓ પોતે જ મૃતદેહ ઉપાડી તે સ્ત્રી સહિત ચાલ્યા.

વાંચકબંધુઓને અત્રે જણાવવાની જરૂર છે કે, એ મૃતદેહપરનાં પુષ્પનાં ઘરેણાંપર બેહોશીની એવી દવા છાંટેલી હતી કે પુષ્પોની સુગંધ સાથે ધીમે ધીમે તેની પણ અસર થાય તેમ હતું. આથી

બુરખાવાળાઓ એ મૃતદેહને ઉપાડીને ચાલ્યા એટલે પુષ્પોની સુગંધ તેમના શ્વાસમાં જવા લાગી અને સમય જતાં બેહોશીની અસર પણ તેમને થોડી ઘણી જણાવા લાગી; છતાં હવે તેમનો કંઈ ઉપાય નહોતો. જોત જોતાંમાં તેમને તમ્મર આવવા લાગ્યાં એટલે તેઓ જમીનપર બેસી ગયા અને તરત જ બેહોશ થઇ ઢળી પડયા. તે સાથે જ તેમણે ઉપાડેલી સ્ત્રીનો મૃતદેહ પણ સજીવન થયો અને તેનો હાથ પણ આખો થઇ ગયો; કેમ કે, તેણે ખરો હાથ કપડામાં છુપાવી કપાયલો બનાવટી હાથ ચોંટાડયો હતો. આપણો મૂગો ગામડીઓ-પિશાચપતિ પણ ત્યાં આવી પહોંચ્યો એટલે તે સ્ત્રીએ તેને પૂછ્યું:—"હવે શી આજ્ઞા છે?"

"બસ. હવે મ્હારું કામ પાર પડ્યું છે. પિશાચપતિ એક સાધારણ બહુરૂપી નથી એવી હવે એમની ખાત્રી થશે." પિશાચપતિએ કહ્યું.

"પણ એ બંને આપનાપર ગુસ્સે ન થાય અને આ પંચાતનું પરિણામ કંઇ માઠું ન આવે તેનો સંપૂર્ણ વિચાર કર્યા પછી જ આગળ પગલું ભરશો!" સ્ત્રીએ જણાવ્યું.

"એ વિષયનો મ્હેં ઘણો વિચાર કર્યો છે. મહારાજશ્રીના દરબારમાં આવનારા બુરખાવાળાઓને ગુસ્સે થવાનું કારણ હું આપીશ નહિ અને આ બેમાંથી માત્ર એકને જ લઇ જઇને હું ઇચ્છિત કાર્ય કરીશ." આમ કહી પિશાચપતિએ બુરખાવાળાઓનાં મુખ ઉપરથી બુરખા ખસેડી નાંખ્યા અને તેમનું સ્વરૂપ જોતાં ચમકીને તે સ્ત્રીને ઉદ્દેશીને કહ્યું:—"અરે! જાહિર દરબારમાં દારોગા અને વિજયપાલને પોતાનાં મુખ દેખાડી એમણે જ નિરાશ કર્યા હતા." એ દરમ્યાન બંને સ્ત્રીઓએ પોતાના વસ્ત્ર ઉતારી નાંખ્યાં અને

પોતાનું ખરૂં સ્વરૂપ ધારણ કરી લીધું. વાંચનાર! તેઓ બંને પિશાચપતિના યુવાન નોકરો જ હતા. તેઓમાંના એકે પૂછયું—"આ બંને જ શું મહારાજશ્રીના દરબારમાં આવે છે?"

"દરબારમાં બુરખાવાળાઓએ બે વાર પોતાનાં મુખ કેદીઓને દેખાડયાં હતાં ત્યારે વારા ફરતી એમના ચહેરા જણાયા હતા; પણ દરબારમાં એજ બંને આવ્યા હતા કે કેમ તે હું ખાત્રીથી કહી શકતો નથી! મ્હારા ધારવા પ્રમાણે દરબારમાં આવનાર પુરુષો બીજા જ છે. તેઓ હંમેશા પોતાનાં સ્વરૂપ બદલીને આવે છે અને એ પ્રમાણે તે દિવસે એમણે આ બંનેનાં સ્વરૂપ ધારણ કર્યાં હતાં! હવે એમનાં સ્વરૂપ જોયાં છે એટલે એમને હું ઉપાડી જઇશ અને ખરો ભેદ જાણ્યા પછી જ છોડીશ." આમ કહી પિશાચપતિએ તેમની બંનેની ગાંસડી બાંધી અને તેઓ ત્રણે મળીને તેમને ઉપાડીને ચાલ્યા.

## પ્રકરણ ૧૪ મું.

### ભેદ ભરેલું ચિત્ર!

તિલિસ્મી મહેલમાં જઈ પહોંચ્યા પછી સ્નાન સંધ્યાદિથી નિવૃત્ત થયા પછી લક્ષ્મણસિંહ સર્વથી પ્રથમ રાણા વીરસિંહ પાસે ગયો. ત્યાં જ્યોતિસિંહ સાથે પણ તેની મુલાકાત થઈ. વીરસિંહના પૂછવાથી લક્ષ્મણસિંહે પોતાની તથા પિશાચપતિની સઘળી હકીકત કહી સંભળાવી. એ હકીકત સાંભળી વીરસિંહ

તથા જ્યોતિસિંહને ઘણું હસવું આવ્યું. અંતે વીરસિંહે કહ્યુઃ- "પિશાચપતિને છોડી તમે પાછા આવ્યા એ ઠીક કર્યું; કેમ કે તમારી ગેરહાજરીને લીધે ભેદી બુરખાવાળાઓ સમક્ષ અમારે શર્માવું પડ્યું હતું."

"તેઓ અત્રે આવ્યા હતા કે શું?" લક્ષ્મણસિંહે પૂછ્યું.

"હા, તેઓ નિયમિત વખતે અત્રે આવ્યા હતા. તમે બન્નેએ તેમની પૂંઠ પકડેલી હોવાથી એ માટે દિલગીરી દર્શાવી તેમણે કહ્યું કે, તમે તેમના નિવાસસ્થાન સુધી જઇ શક્યા નથી!" વીરસિંહે ઉત્તર આપ્યો.

"એ બાબત તેઓ ગમે તેમ કહે તો પણ મ્હારા વિચાર પ્રમાણે તો અમે તેમના નિવાસસ્થાનમાં જ ગયા હતા." લક્ષ્મણસિંહે જણાવ્યું.

"એ તો ઠીક, પણ તેઓ પ્રસંગ આવતાં પોતાનો ભેદ આપણને જણાવવાને કબૂલ થયા છે, છતાં તે માટે તેમની પૂંઠ પકડવામાં આવે છે એ તેમને યોગ્ય લાગતું નથી." વીરસિંહે કહ્યું.

"એમનું કહેવું ખરું છે મહારાજ, પણ બહુરૂપીની પ્રકૃતિ જ એવી ચંચળ હોય છે કે તે કોઇ ભેદ જાણવાને વિશેષ ધીરજ ધરી ન શકે." લક્ષ્મણસિંહે કહ્યું—"પિશાચપતિ સારી રીતે જાણે છે કે તેઓ બન્ને તેના સહાયક છે અને તેમની પૂંઠ પકડી તેમને ગુસ્સે કરવાથી પરિણામ કદાચ સારું ન આવે, છતાં તેને સંતોષ થતો નથી. વળી ગઇ કાલના અનુભવ અને તેની સ્ત્રીના વિચારથી તો તેને વિશેષ ઉશ્કેરાઇ ગયો છે."

"તેની ચિંતા નહિ. બંને ભેદી પુરુષો આનંદી સ્વભાવના અને આપણા તરફ સ્નેહ ધરાવનાર જણાય છે એટલે તેઓ પિશા-

ચપતિ અથવા આપણા કોઈ પણ માણસને હયરાન કરશે નહિ." જયોતિસિંહે કહ્યું.

"પણ લક્ષ્મણસિંહ! તમે તમારાં પત્નીને મળી ખુલાસો કર્યા વિના અમારી પાસે આવ્યા એ નવાઇ જેવું છે!" વીરસિંહે મુખ મલકાવીને જણાવ્યું.

"આપણી વાત પૂર્ણ થાય તેની રાહ જોતો હતો મહારાજ! મ્હારા હૃદયમાં પણ ઉથલપાથલ થઇ રહી છે!" લક્ષ્મણસિંહે કહ્યું.

"તો હવે સત્વર જઇને તમે તેમને મળો." આમ કહી રાણો વીરસિંહ અંતઃપુરમાં ગયો એટલે લક્ષ્મણસિંહ પણ પોતાના ઓરડા તરફ વિદાય થયો.

ઓરડામાં પુષ્પાવતી દ્વાર તરફ પીઠ કરીને એક ખુરસીપર બેસી ભીંત ઉપર શ્યામગઢના પહાડ અને કિલ્લાનું ચિત્ર ચીતરતી હતી. તેની બંને તરફ બે દાસીઓ હાથમાં દીપક લઇને ઉભી હતી. તેમની પણ બારણાં તરફ પૂંઠ હોવાથી લક્ષ્મણસિંહ દબાતે પગલે ઓરડામાં પ્રવેશ કરી તેમની પાછળ ઉભો રહી ગુપચુપ જોતો હતો તેની તેમને ખબર પડી નહિ. લક્ષ્મણસિંહ થોડા વખત સુધી એ ચિત્ર તરફ અજાયબીથી જોતો ઉભો જ રહ્યો. પુષ્પાવતીને ચિત્રકળાનો બહુજ શોખ હોઇ એ વિદ્યામાં તે નિપુણા હતી તેમજ તેના હાથની ઝડપ પણ સારી હતી. તેને હાથે તૈયાર થયેલા સંખ્યાબંધ ચિત્રો લક્ષ્મણસિંહે જોયાં હતાં; પણ આજનું ચિત્ર જોતાં તેની અજાયબીનો પાર રહ્યો નહિ; કેમ કે જે ચિત્ર તેણે આગલી રાત્રે પેલા ભેદી પુરુષોના મહેલની ભીંતે જોયું હતું તેવું જ ચિત્ર પુષ્પાવતી અત્યારે ભીંતપર ચીતરતી હતી. બુરખાવાળાઓના મહેલમાં શ્યામગઢના પહાડ અને કિલ્લાના ચિત્રમાં બે બુરખાવાળા સારો

પહાડપર ચઢતા હોય એમ દેખાડવામાં આવ્યા હતા. એમાં એક સવારના ઘોડાનો રંગ કાળો અને બીજાનો લાલ હતો. પુષ્પાવતીએ પણ પોતાના ચિત્રમાં તેજ સ્થાને તેવા જ ઘાટના બે સવારો ચીતર્યા હતા અને બંનેના ઘોડાના રંગ પણ બરોબર તેવાજ હતા. બંને ચિત્રનું આટલું બધું સામ્ય અનાયાસે તો હોય જ નહિ એમ ધારી લક્ષ્મણસિંહ આશ્ચર્યચકિત બની ગયો. પોતાની પત્ની કેવળ કલ્પનાથી જ એ ચિત્ર ચીતરે એ તેને સર્વથા અશક્ય લાગ્યું. બંને સવારો, તેમના ઘોડા અને તેમનો પોષાક તે ચિત્રમાં બતાવ્યા સરખા રંગ, રૂપ અને ઘાટનાં કદાપિ આવેજ નહિ. ત્યારે શું પુષ્પાવતી બુરખાવાળાઓને ત્યાં નક્કી ગઈ જ હશે? એમ જ હોવું જોઇએ; કેમ કે, ત્યાંનું ચિત્ર નજરે જોયા વિના તેને આબેહુબ મળતું ચિત્ર તો તે ચીતરી શકે જ નહિ. પણ ત્યાંનું ચિત્ર અત્રે ચીતરીને ત્યાં જવાની વાત ગુપ્ત રાખવાની તો એની ઇચ્છા જણાતી નથી. વળી એ વાત ગુપ્ત રાખવાનો વિચાર નહોતો તો બુરખાવાળાઓના મહેલમાં પોતાને જોઇને એ સંતાઇ શા માટે ગઇ હશે? આ શંકા વાતચિત કરવાથી દૂર થશે એમ ધારી લક્ષ્મણસિંહ તેની પાસે ગયો. હવે તેનાં પગલાંનો અવાજ સાંભળી પુષ્પાવતીએ ચમકીને પાછળ ફરી જોયું અને પોતાના પતિપર નજર પડતાં જ હાથમાંની રંગની વાડકી જમીનપર મૂકી દઇને ઉભી થઇ તેને નમન કરી તે હાથ જોડીને બોલી—"મુસાફરીએથી આપ ક્યારના પધાર્યા છો, નાથ?"

"લગભગ બે પ્રહર થવા આવ્યા હશે; પણ હમણાં લગભગ અડધા કલાકથી તો તમારી ચતુરાઇ જોતો હું તમારી પાછળ ઉભો છું!" લક્ષ્મણસિંહે સ્મિતહાસ્યસહ કહ્યું.

"વાહ! આમ ચુપકીદીથી ઉભા રહેવાની શી જરૂર હતી,

નાથ?" પુષ્પાવતીએ હસીને પૂછ્યું.

"તમારું ચિત્ર અને તેની કારીગરી જોઇ હું અજાયબી પામતો હતો એટલે તમારા કામમાં વિઘ્ન ન આવે એવા હેતુથી હું ઉભો રહ્યો."

"ઠીક હવે પધારો અને અત્રે બિરાજો."

"પહેલાં તમારા આસનપર બેસીને તમારું આ ચિત્ર મ્હારે લક્ષ્યપૂર્વક જોવું છે.' આમ કહી લક્ષ્મણસિંહ, જે ખુરસીપર પુષ્પાવતી બેસીને ચિત્ર ચીતરતી હતી તે પર બેઠો અને ચિત્ર તરફ ધ્યાનથી જોવા લાગ્યો. જોતાં જોતાં એકાએક તેણે ખુલ્લા આસમાની રંગની વાડકી અને પીંછી ઉપાડી લઇ તે ચિત્રમાંના શ્યામગઢના કિલ્લાના એક બુરજપર ધ્વજાનો આકાર ચીતર્યો. એ દેખાવ જોતાં જ પુષ્પાવતી બોલી ઉઠી-"હા-હા, બરોબર છે. એ તો હું ભૂલી જ ગઇ! બસ, હવે આપ પીંછી મ્હને આપો તો હું ચીતરી દઉં છું! એ સમય દરમ્યાન આપ બરોબર તપાસીને જુઓ કે, એમાં કાંઇ ખામી તો રહી ગઈ નથી?" પુષ્પાવતીનાં આ વચનો સાંભળી લક્ષ્મણસિંહની એવી ખાત્રી થઇ કે તે બુરખાવાળાઓને ત્યાં અવશ્ય ગયેલી હોવી જોઇએ. આથી તેણે તેના તરફ ભેદક દૃષ્ટિથી જોઇને પૂછ્યું-" પણ ત્યાં મ્હને જોઇને તું કેમ નાશી ગઇ હતી?"

"ક્યાં? તમે કયા પ્રસંગને ઉદ્દેશીને આમ કહો છો એ હું સમજી શકતી નથી." પુષ્પાવતીએ વિસ્મયસૂચક સ્વરે કહ્યું.

"પેલા બુરખાવાળાઓના મહેલમાંની વાત હું કરું છું."

"આપ ક્યારની વાત કરો છો તે હું સમજી શકતી નથી!"

"હવે નખરાં કરી મ્હને ગુસ્સે ન કરો.—"

"પણ હું તમારા ચરણના સોગન ખાઇને કહું છું કે, તમે

ક્યારની વાત કહો છો તે હું સમજતી જ નથી!" આ ઉત્તર સાંભળી લક્ષ્મણસિંહની અજાયબીની સીમા જ રહી નહિ. પુષ્પાવતી બહુરૂપીની વિદ્યામાં જેવી ચાલાક હતી તેવી જ ભલી અને પતિવ્રતા હતી એમ તે ખાત્રીથી માનતો હતો. પોતાના ચરણના સોગન તે જુઠા ખાય જ નહિં, એવો તેને સંપૂર્ણ વિશ્વાસ હતો. આથી થોડી વાર કંઈ વિમાસણમાં ચુપ રહ્યા બાદ તેણે પૂછ્યું—"ઠીક, ગઇ કાલે અથવા પરમ દિવસે તું ક્યાં ગઈ હતી?"

"હું તો ક્યાંય ગઇ નથી, નાથ! એ સંબંધી ખાત્રી કરવી હોય તો આપ મહારાણી મૃગલોચનીને પૂછો; કેમ કે, હું તો રાત્રિ દિવસ એમના સહવાસમાં જ રહું છું. વળી જો કોઈ કામ પ્રસંગે હું અન્યત્ર ગઈ હોઉં તો તે આપનાથી છુપાવવાની શી જરૂર?"

"ત્યારે આ ચિત્ર ત્હેં ક્યાં જોયું?"

"એ તો આ રહ્યું!" આમ કહી પુષ્પાવતીએ કપડાંનો એક વીંટો લઈ આવી તેના હાથમાં આપ્યો. તેને ઉકેલીને જોતાં લક્ષ્મણસિંહે ચમકીને પૂછ્યું—"આ નકશો તને ક્યાંથી મળ્યો?"

"તે હું આપને જણાવું તે પહેલાં એને જોઈ આપ ચમકી શા માટે ગયા તેનો ખુલાસો કૃપા કરીને કરો. આ ચિત્ર ક્યાંનું છે? હું તો એ વિષે કાંઇ જાણતી નથી!"

"મહારાજશ્રીના દરબારમાં જે બુરખાવાળા ભેદી પુરુષો આવે છે તેમને ત્યાંનું આ ચિત્ર છે. એમના નિવાસસ્થાનમાં મ્હેં તને જોઇ હતી."

"આપનું કહેવું હું કાંઇ સમજી શકતી નથી માટે આપની મુસાફરીની સવિસ્તર હકીકત જણાવો." આના ઉત્તરમાં લક્ષ્મણસિંહે પોતાની તથા પિશાચપતિની મુસાફરીની સંપૂર્ણ હકીકત જણાવ્યા

પછી તે નકશાને બતાવતાં કહ્યું—" આ ચિત્ર પણ એ સ્થાનનું જ છે. એ મહેલની અંદરની ભીંતોપર ભિન્ન ભિન્ન દેખાવનાં ચિત્ર હતાં અને તેના નમુના દાખલ બહાર ઓટલાપર આ શ્યામગઢના પહાડ અને કિલ્લાનું ચિત્ર હતું. એની નીચે લખેલું હતું કે તે મહેલમાં આવી જાતનાં ઘણાં ચિત્રો છે. ખરેખર તમારું ચિત્ર પણ બહુ જ ચિત્તાકર્ષક છે."

"હવે ભેદ સમજ્યો; પણ એ મહેલમાં હું ગઇ જ નથી !"

"તો આ ચિત્ર તને ક્યાંથી મળ્યું ?"

"એ તો મ્હને ચિરંજીવી તારાસિંહે આપ્યું હતું."

"પણ એને એ ક્યાંથી મળ્યું હતું એ પૂછ્યું હતું કે ?"

"ના જી, એણે ઘણી પ્રશંસા કરીને આજથી પાંચેક દિવસ ઉપર મ્હને એ આપ્યું હતું." પુષ્પાવતીએ કહ્યું. ત્યાર પછી આ દંપતી વચ્ચે કેટલીક વાર સુધી વાતચિત ચાલી. પછી લક્ષ્મણસિંહ એક કપડાપરનો નકશો પોતાની સાથે લઇને ઓરડામાંથી બ્હાર ગયો. હવે તેના જીવને ચેન પડતું નહોતું. ઘણી રાત થવા છતાં પણ મહારાજ વીરસિંહને મળીને તે નકશા વિષે વાતચિત કરવાની ધારણાથી તે તેના બેસવાના દિવાનખાનામાં ગયો; પણ વીરસિંહના અંતઃપુરમાં ગયાના સમાચાર સાંભળી તે ત્યાંથી પાછો ફરતો હતો એટલામાં વીરસિંહ ત્યાં આવી પહોંચ્યો અને લક્ષ્મણસિંહને જોઈ બોલ્યો-" રાત્રે પણ તમને ચેન પડતું નથી કે ? દેવી પુષ્પાવતીએ તમને આટલી વ્હેલી અહીં આવવાની રજા આપી એ આશ્ચર્યયુક્ત પ્રકાર છે !"

"એક આશ્ચર્યની વાત નિવેદન કરવાને હું આપ મહાનુભાવ પાસે આવ્યો છું."

"એવી તે શી વાત છે ? તમારા હાથમાં આ શું છે ?"

"એની પંચાતમાં જ આનંદના સમયમાં આપને હયરાન કરવાને આવ્યો છું!"

"એટલે? તમે નિરાંતે બેસીને વાત કરો." આમ કહી વીરસિંહ આસનપર બેઠો એટલે લક્ષ્મણસિંહે પણ તેની પાસે બીજા આસનપર બેસીને મહેલમાં પુષ્પાવતી પાસે ગયા બાદ પોતે જે કંઇ જોયું હતું તે વિસ્તારથી કહી સંભળાવ્યું અને પછી તે નકશો ઉકેલીને રાણાને બતાવ્યો. તેને લગતી કેટલીક સમજણ આપ્યા બાદ તેણે કહ્યું–"આ નકશો તારાસિંહને ક્યાંથી કેવી રીતે મળ્યે છે તે સમજાતું નથી."

"તારાસિંહને પૂછશો તો તરત ખુલાસો મળશે."

"હું તો બારોબાર આપની પાસે આવ્યો છું. હવે આપની ઇચ્છામાં આવે તેમ કરો. આજ્ઞા હોય તો તારાસિંહને અત્રે તેડાવીને પૂછીએ?"

"ભલે દ્વારપાળને કહો એટલે તે તેને તેડી લાવશે?" તરત જ લક્ષ્મણસિંહ બ્હાર જઇ એક પહેરેગીરને તારાસિંહને મહારાજની પાસે તેડી લાવવાની આજ્ઞા કરી પાછો આવ્યો. તેઓ વાતચિત કરતા બેઠા હતા એટલામાં પહેરેગીરે આવી નમન કરી જણાવ્યું:– "મહારાજ, તારાસિંહ તો મળ્યા નહિ. તે ક્યાં ગયા છે અને ક્યારે પાછા ફરશે એ વિષે એમના ખીદમતગારને પૂછતાં તેણે કહ્યું કે, 'સંધ્યાકાળ પૂર્વે તેઓ ક્યાં ગયા છે તેની કંઇ ચોક્કસ ખબર મળી નથી." રાતના સમયે આજ્ઞા વિના બહાર જવાની ખબર સાંભળી વીરસિંહ તેમજ લક્ષ્મણસિંહ અજાયબી પામ્યા. તે કાંઇ અગત્યના કામને લીધે આમ ખબર આપ્યા વિના ગયો હશે એમ ધારી વીરસિંહે તેજસિંહને પોતાની પાસે મોકલવાની પહેરેગીરને આજ્ઞા

કરી. અલ્પકાળમાં જ તેજસિંહ ત્યાં આવી પહોંચ્યો એટલે વીરસિંહે તેને પૂછ્યું–"તારાસિંહ ક્યાં ગયો છે તે તને ખબર છે?"

"ના મહારાજ! સંધ્યાકાળથી એ દેખાતો નથી! મધ્યાન્હકાળે એ મ્હને મળ્યો હતો ત્યારે કાંઇક વિમાસણ પડેલો જણાતો હતો. એ સંબંધીનું મ્હેં કારણ પૂછ્યું પણ એણે તો કાંઇ ઉત્તર આપ્યો નહોતો."

"એ તો નવાઇની વાત! તું એ વિષે અવસ્ય કાંઇ જાણતો હોઇશ એમ અમે તો ધારતા હતા!" વીરસિંહે જણાવ્યું.

"પણ આટલી મોડી રાત્રે એનું મહારાજશ્રીને શું કામ પડ્યું છે?" તેજસિંહે આતુરતાથી પૂછ્યું. આના જવાબમાં વીરસિંહે લક્ષ્મણ-સિંહ તરફ જોયું એટલે તેણે પોતાની તેમજ પિશાચપતિની થોડી ઘણી હકીકત ટૂંકમાં તેને જણાવીને પેલા નકશા વિષે પણ કહ્યું. નકશો જોયા બાદ તેજસિંહે કહ્યું:–"તારાસિંહને આ નકશો ક્યાંથી અને ક્યારે મળ્યો છે તે હું જાણતો નથી; પણ હવે એને લગતી બાતમી મેળવવાની તજવીજ કરીશ!" પછી રાજાની આજ્ઞા મળતાં તેજ-સિંહ વિદાય થયો. કેટલીક વાતચિત કર્યા પછી લક્ષ્મણસિંહ પણ પોતાના ઓરડામાં ગયો. બીજે દિવસે નિયમિત વખતે ખાનગી દર-બારમાં રાણા વીરસિંહ, ગોપાલસિંહ, જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ વગેરે બેઠા હતા ત્યારે પણ તારાસિંહની જ વાત ચાલી. સર્વ જૂદી જૂદી વાતો જણાવતા હતા અને તેમાં પ્રસંગાનુસાર પિશાચપતિ અને બંને બુરખાવાળાઓને વિષે પણ વાતો ચાલતી હતી; કેમ કે બુરખા-વાળાઓ કુમારોની હકીકત જણાવી ગયા હતા તેને આજ ત્રણ દિવસ થઇ ગયા હતા. એ દરમ્યાન તેઓ આવ્યા નહોતા તેમજ તેમના તરફથી કાંઇ સમાચાર પણ મળ્યા નહોતા. વળી પિશાચપતિની પણ હજી કંઇ ખબર મળી નહોતી. આથી આજના દરબારમાં એ

વિષયની ચર્ચા ચાલતી હતી એટલામાં ચોપદારે આવી બંને બુરખાવાળાઓના આવવાની ખબર આપી અને આજ્ઞા મળતાં તેઓ રાણાની પાસે આવી નમન કરીને પોતાને યોગ્ય સ્થાને બેઠા એટલે એક બુરખાવાળાએ ઉઠીને રાણા વીરસિંહ તરફ જોઇને કહ્યું:–" આ સેવકો બે ત્રણ દિવસ મહારાજશ્રીની સેવામાં હાજર ન થયા તે માટે આપ શિરચ્છત્ર આશ્ચર્ય પામતા હશો; પણ કેટલાંક કારણોને લીધે અમે આવી શક્યા નહોતા. એક કારણ એ છે કે અમારી શોધમાં ગયેલો પિશાચપતિ હજી અત્રે પાછો ફર્યો નથી એવી અમને ખબર મળી હતી અને એની હાજરી સિવાય દરબારનું કામ આગળ ચાલે તેમ નહોતું એટલે અત્રે આવવાની અમને ખાસ જરૂર જણાઇ નહોતી. બીજું કુમારોની હકીકતને લગતી કેટલીક બાબતોની તપાસ કરી ચોક્કસ ખબર મેળવવાની જરૂર હતી તે માટે અમે તિલિસ્મીમાં ગયા હતા અને તેથી અત્રે આવી શક્યા નહોતા."

" ત્યારે આપ તિલિસ્મીમાં જઇ શકો છો શું ? " રાણાએ પૂછ્યું.

" તિલિસ્મીમાં સર્વ સ્થળે તો નહિ પણ અમારા ગુરુજી જતા હતા તેટલાં થોડાંક ખાસ સ્થાનોમાં જઇ શકીએ છીએ; પણ ત્યાંના ઘડી ઘડીના સમાચાર અમને મળ્યા કરે છે. " બુરખાવાળાએ ઉત્તરમાં કહ્યું.

" આપના ગુરુજી ક્યાં છે ? " રાણાએ પૂછ્યું.

" એ તો પરલોકવાસી થઇ ગયા છે ! " બુરખાવાળાએ ઉત્તર આપ્યો.

" ઠીક, પણ આપ તિલિસ્મીમાં ગયા હતા ત્યારે અમારા કુમારોને મળ્યા હતા ? " રાણાએ અધીરતાથી પૂછ્યું.

" કુમારોની મુલાકાત તો થઇ નથી, પણ જે વાતો અમે જાણતા

નહોતા તે સર્વ વાતોની ખબર મળી ગઇ છે. જેથી અત્યારે અમે તેમની હકીકત જણાવવાને શક્તિવાન્ છીએ." બુરખાવાળાએ કહ્યું અને પછી લક્ષ્મણસિંહને પૂછ્યું–" આપ પિશાચપતિને એકલો મૂકીને આવતા કેમ રહ્યા ?"

" આપનો ભેદ જાણવાને હું કાંઇ પિશાચપતિ જેટલો આતુર નહોતો. તે દિવસે હું તો માત્ર પિશાચપતિ કયાં જાય છે અને શું કરે છે તે જાણવા માટે જ તેની પાછળ ગયો હતો; પણ હું તો એટલાથી જ ધરાઇ ગયો!" લક્ષ્મણસિંહે જણાવ્યું.

" પણ પિશાચપતિને હજી સંતોષ થયો નથી." બુરખાવાળાએ હસીને જણાવ્યું એટલે લક્ષ્મણસિંહે કહ્યું–" એ એક વિચિત્ર માણસ છે. આપ એનો પક્ષ કરો છો એ સ્પષ્ટ જોવામાં આવતું હોવા છતાં પણ આપનો ભેદ જાણવાને એ અધીરા બની ગયો છે! આ એની મ્હોટી ભૂલ છે. હું આશા રાખું છું કે આપના તરફથી એને કોઇ રીતે દુઃખી કરવામાં આવશે નહિ."

" ના." બુરખાવાળાએ ભાર દઇને જણાવ્યું અને રાણા તરફ જોઇ હાથ જોડીને કહ્યું–" અમે તો મહારાજશ્રીનાં બાળક છીએ! આપના બહુરૂપીઓ અમને ગમે તેટલા હયરાન કરશે તો પણ અમારા તરફથી તેઓમાંના કોઇને લેશ પણ દુઃખી કરવામાં નહિ આવે."

" અમારા બહુરૂપીઓમાંથી જે આપને સહજ પણ હયરાન કરવાની ઇચ્છા કરે તે બેવકૂફ જ હોવો જોઇએ." રાજાએ ભાર દઇને કહ્યું.

" પણ મ્હને તારાસિંહની ઘણી ચિંતા થાય છે. ગઇ કાલનો એ કોણ જાણે કયાં ગયો છે તે હજી સુધી પાછો ફર્યો નથી!"

લક્ષ્મણસિંહે કહ્યું એટલે બુરખાવાળાએ તેને કહ્યું-" તારાસિંહ માટે આપ ચિંતા કરશો નહિ. તેઓ વિના વિલંબે અત્રે આવી પહોંચશે. "

"ત્યારે તો એના વિષે આપ કંઇ જાણતા હશો ? " લક્ષ્મણસિંહે પૂછ્યું.

" હા, જાણીએ છીએ; પણ કાંઇ ખુલાસો કરી શકતા નથી તે માટે મહારાજશ્રી ક્ષમા આપશે એમ ધારીએ છીએ. હમણાં તારાસિંહ આવે એટલે એમને જ પૂછજો." બુરખાવાળાએ જણાવ્યું. એટલામાં તો તારાસિંહ ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇ બુરખાવાળાએ કહ્યું-" કેમ ? અમે કહ્યું તેમજ થયું કે નહિ ? લ્યો, તમારા લક્ષ્મણસિંહને ઉદ્દેશીને પૂછવાથી સર્વ ખુલાસો થશે. " આટલું કહી તેણે રાણા પ્રત્યે હાથ જોડીને કહ્યું-"મહારાજશ્રી, આજ્ઞા આપો તો આજે અમે જઇએ; કેમ કે, એક અગત્યનું કામ છે ! "

" તો આજે કુમારોની હકીકત નહિ જણાવો કે શું ?" જ્યોતિસિંહે તેને પૂછ્યું. જવાબમાં બુરખાવાળાએ જણાવ્યું-" મહારાજશ્રીની ઇચ્છાને અમે આધીન છીએ તો પણ આજે ક્ષમા માગીએ છીએ. આવતી કાલે અમે કુમારોની હકીકત અવશ્ય કહી સંભળાવીશું." રાણાએ તેમની માંગણી સ્વીકારી એટલે તેઓ નમન કરી વિદાય થયા. તેમના વિદાય થયા પછી રાણો વીરસિંહ વગેરે સર્વ મહારાજ દેવીસિંહના ખાસ બેસવાના દિવાનખાનામાં ગયા અને હવે ત્યાં ખાનગી દરબાર ભરવામાં આવ્યો. રાણા વીરસિંહે તારાસિંહના ગૂમ થયાની હકીકત ટૂંકમાં પોતાના પિતાને જણાવીને છેવટે કહ્યું-" બુરખાવાળાઓ બેઠા હતા ત્યારે જ તારાસિંહ આવી પહોંચવાથી તે ક્યાં ગયો હતો અને પોતાની માતાને તેણે આપેલું આ ચિત્ર એને ક્યાંથી મળ્યું હતું એ વિશે પૂછવાનો અમને અવકાશ મળ્યો નથી; પણ બુર-

ખાવાળાઓ ગયા એટલે આપની સમક્ષ જ એને પૂછવા માટે અમે સર્વ અત્રે આવ્યા છીએ." આમ કહી તેણે જ્યોતિસિંહને ઇશારત કરી. જ્યોતિસિંહે પુષ્પાવતીવાળું ચિત્ર રાજા દેવીસિંહ સમક્ષ મૂક્યું. રાજાએ તે ચિત્ર ખૂબ ધ્યાનથી જોયા પછી તારાસિંહને કહ્યું:—"ચિત્ર કોઇ ચાલાક કારીગરના હાથનું છે; તને એ ક્યાંથી મળ્યું ?"

હું પોતે એ ચિત્ર વિષે મહારાજશ્રીને ખુલાસો કરવાનો હતો; પણ એને લગતી કેટલીક બાબતો જાણ્યા સિવાય એનો પૂરો ભેદ સમજાય તેમ નહિ હોવાથી તે જાણવાની તજવીજમાં હું રોકાઇ ગયો હતો તેથી એ વિષે કાંઇ કહેવાનો પ્રસંગ જ ન મળ્યો!" તારાસિંહે આમ કહ્યું એટલે જ્યોતિસિંહે પૂછ્યું—"તો હવે એનો સંપૂર્ણ ભેદ તું સમજ્યો છે કે ?"

"ના મુરબ્બી! થોડો ઘણો ભેદ સમજાયો છે." તારાસિંહે ઉત્તર આપ્યો.

"તો એ કાર્યમાં ત્હેં આપણા કોઇ બહુરૂપીની મદદ કેમ ન લીધી?" જ્યોતિસિંહે આવો પ્રશ્ન પૂછ્યો એટલે તારાસિંહે કહ્યું—"અત્યાર સુધી કોઇની મદદની જરૂર પડી નહોતી; પણ હવે મદદની જરૂર પડશે."

"પણ આ ચિત્ર તને ક્યાંથી મળ્યું ?" રાણા વીરસિંહે પૂછ્યું.

"પિશાચપતિની પત્ની પાસેથી." તારાસિંહે જવાબ આપ્યો. એ સાંભળી સર્વ ચમકી ગયા. લક્ષ્મણસિંહની અજાયબીનો પાર જ રહ્યો નહિ. તેણે તારાસિંહને પૂછ્યું—"પિશાચપતિની પત્ની તને ક્યાં મળી હતી ?"

"આપે અને પિશાચપતિએ જે જંગલમાં તેને જોઇ હતી તેમાં. અરે, આપ બંને તેની સાથે જે ઝુંપડી સુધી ગયા હતા અને

ત્યાંથી લાચાર થઇ પાછા ફર્યા હતા તે ઝુંપડીમાંથી જ મ્હને આ ચિત્ર મળ્યું છે. પિતાજી, આપને ઠગનાર પિશાચપતિની સ્ત્રી હતી એ જાણી આપ અજાયબ થશો ! ખરેખર, આપ બંને આટલા દિવસથી બુરખાવાળાઓનો ભેદ જાણવાને હયરાન થયા; પણ જેટલી હકીકતથી હું જાણીતો થયો છું તેટલી હકીકત પણ જાણી શકયા નથી.” તારાસિંહે કહ્યું.

લક્ષ્મણસિંહના અંતઃકરણમાં હવે જબરી ઉથલપાથલ મચી રહી. એકાએક તેના મનમાં વિચાર આવ્યો કે, જંગલમાં મળેલી સ્ત્રી જો પિશાચપતિની પત્ની જ હોય તો બુરખાવાળાઓના મહેલમાં તેમણે જોયેલી બીજી સ્ત્રી પોતાની પત્ની પુષ્પાવતી જ હોવી જોઇએ. આથી તેણે આતુરતાસહ તારાસિંહને પૂછ્યું—“ વારૂં, બુરખાવાળાઓના મહેલમાં જે બે સ્ત્રીઓને અમે જોઇ હતી તેઓ કોણ હતી; તે તું જાણે છે ?”

“ એમાંની એક તો પિશાચપતિની પત્ની જ હતી; પણ બીજી કોણ હતી તે હજી સુધી હું જાણી શકયો નથી !” તારાસિંહે આનો ઉત્તર આપ્યો એટલે લક્ષ્મણસિંહ બોલી ઉઠયો—“ એ બીજી મ્હારી માતા હતી કેમ, ખરૂં ને ?”

“ કદાચ હશે; પણ જાણ્યા વિના હું કેમ કહી શકું ?” તારાસિંહનું આ વાક્ય સાંભળી લક્ષ્મણસિંહે તેને પૂછ્યું—“ ત્યારે એ બન્ને સ્ત્રીઓમાંની એક પિશાચપતિની સ્ત્રી હતી, એમ ત્હેં શા પરથી જાણ્યું ?”

“ એણે પોતે જ પિશાચપતિની પત્ની હોવાનું કબૂલ કરવા સાથે બીજી કેટલીક એવી વાતો જણાવી કે, તેના કહેવાપર શંકા રાખવા જેવું નહોતું !” તારાસિંહે કહ્યું.

"પણ બુરખાવાળાઓના મહેલમાં અમે જઇને કોને દીઠી, તેમજ જંગલમાં અમને પિશાચપતિની સ્ત્રી મળી હતી અને તેણીની સાથે એક ઝુંપડી સુધી જઇને ખાલી હાથે અમે પાછા ફર્યા એ સર્વ તને ક્યાંથી જણાયું?" લક્ષ્મણસિંહે પૂછ્યું.

"મ્હને એ સંબંધીની સંપૂર્ણ બાતમી મળી છે. પિશાચપતિની સ્ત્રીને આપે જંગલમાં દીઠી અને તેની સાથે ગયા તે વખતે હું પણ એજ જંગલમાં હતો. વળી આપ સાંભળીને વિશેષ અજાયબ થશો કે, આપનાથી જૂદા પડયા પછી જે એ બુરખાવાળાઓનાં સ્વરૂપ જોઇને વિજયપાળ અને દારોગો ગભરાઇ ગયા હતા તેમને પિશાચપતિએ ગઇ કાલે સંધ્યાકાળે જ કેદ પકડયા છે!" તારસિંહે કહ્યું.

"એમજ હોય તો પિશાચપતિએ બહુ ખોટું કર્યું છે." રાણો વીરસિંહ બોલી ઉઠયો—"પણ બંને બુરખાવાળાઓ તો આજે અત્રે આવ્યા હતા. તેઓ તો એ વિષે કાંઇ બોલ્યા નહિ."

"પિશાચપતિએ કેદ કરેલા માણસો ગમે તે હોય તો પણ એટલું તો ખરું કે, જે સ્વરૂપ વિજયપાલ અને દારોગાએ અત્રે જોયાં હતાં તેવાં જ સ્વરૂપ પિશાચપતિના એ બંને કેદીનાં પણ હતાં!"

તારાસિંહના આ શબ્દો સાંભળી જ્યોતિસિંહે પૂછ્યું—"પણ પિશાચપતિએ એમને ક્યાં પકડયા?"

"બુરખાવાળાઓના રહેઠાણના માર્ગપરની ગુફાના મુખ આગળ જ."

"આ પરથી તો જણાય છે કે અમારી માફક તું પણ કેટલાક દિવસથી બુરખાવાળાઓની તપાસમાં ગયો હોઇશ!" લક્ષ્મણસિંહે કહ્યું.

"હા પિતાજી!" તારાસિંહે જવાબ આપ્યો એટલે રાજા

વીરસિંહે તેને કહ્યું—"બસ! હવે મ્હારી હકીકત તું સવિસ્તર જણાવ."

"જેવી આજ્ઞા, મહારાજ! પણ મ્હારી હકીકત કંઇ ઘણી લાંબી નથી. મ્હારે આપને માત્ર એટલું જ નિવેદન કરવાનું છે કે, આજ પાંચ દિવસથી હું એ બુરખાવાળાઓની તપાસમાં હતો અને અનાયાસે જે ગુફામાં તેઓ રહે છે તેમાં પણ હું જઇ આવ્યો છું," આટલું કહી કંઇ વિચાર આવતાં અટકી જઇ તેણે અજીતસિંહ તરફ જોઇ જણાવ્યું—"જો કંઇ હરકત ન હોય તો એક પ્રહર પછી હું મ્હારી હકીકત આપને જણાવીશ." આથી અજીતસિંહે રાણા તરફ જોયું અને તેની આજ્ઞાથી જણાવ્યું—"ભલે, પણ એ અરસામાં તું શું કરીશ તેનો ખુલાસો કર?"

"કાંઇ પણ નહિ કરું. માત્ર મ્હારાં માતાજીનાં દર્શન કરીને સ્નાનસંધ્યા વગેરે કરીશ." તારાસિંહે આમ કહ્યું એટલે લક્ષ્મણસિંહ પોતાના મનમાં બબડયો—"આજકાલના છોકરાઓ અને તેમાં પણ ખાસ કરીને બહુરૂપીના છોકરાઓ વિચિત્ર જ હોય છે!" આ સાંભળી તારાસિંહે પિતા તરફ જોયું અને મુખ મલકાવીને નીચું જોયું. આ પ્રકાર લક્ષ્મણસિંહને પસંદ પડયો નહિ; પણ તે કંઇ બોલ્યો નહિ. પછી રાજાની આજ્ઞાથી દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો એટલે સર્વ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા. તારાસિંહ પણ પોતાની માતા પાસે ગયો અને લગભગ એક કલાક સુધી તેની સાથે વાતચિત કર્યા પછી તે અજીતસિંહના મુકામે ગયો; પણ તે રાજા દેવીસિંહ પાસે ગયેલો હોવાથી તે પણ ત્યાં ગયો. મહારાજ દેવીસિંહ, અજીતસિંહ તેમજ તારાસિંહ વચ્ચે ઘણી વાર સુધી ખાનગી વાતચિત ચાલી. જેના પરિણામમાં મહારાજે તેને તારાસિંહને હકીકત

જણાવવાની ફરજમાંથી મુક્ત કર્યો. મહારાજને તેણે સર્વે હકીકત જણાવી દીધી એટલે બીજા કોઈ આગળ તેને પોતાની હકીકત જણાવવી પડી નહિ. બીજા કોઇએ તો એ માટે કંઇ દરકાર કરી નહિ; પણ લક્ષ્મણસિંહને એ પ્રકાર ગમ્યો નહિ. હવે તેની ખાત્રી થઇ કે, તારાસિંહ અને પુષ્પાવતી મળી ગયાં છે અને મહારાજ દેવીસિંહ એમનો ભેદ જાણે છે; પણ એ ભેદ તેઓ બહુરૂપીઓને જણાવતા. નથી તેનું અવશ્ય કંઇ કારણ હશે. આથી પોતાના પુત્રને ધમકાવીને તે ભેદ જાણવાની તેણે હિંમત કરી નહિ. રાત્રે રાજા દેવીસિંહે રાજા વીરસિંહ અને જ્યોતિસિંહને પોતાની પાસે બોલાવ્યા. તે સમયે અજીતસિંહ તો પહેલાંથી જ રાજા પાસે બેઠો હતો. તેમની વચ્ચે ઘણી વાર સુધી તારાસિંહ સંબંધી વાર્તાચિત ચાલી. પછી રાજા નિદ્રાવશ થવાને ઉઠયા એટલે વીરસિંહ અને જ્યોતિસિંહ પણ પોતપોતાના મહેલમાં ચાલ્યા ગયા.

## પ્રકરણ ૧૬ મું.

### કુમારોના વર્ત્તમાન. (ચાલૂ)

બીજે દિવસે નિયમિત વખતે રાજા દેવીસિંહનાં ખાસ દિવાનખાનામાં રાણો વીરસિંહ, રાણો ગોપાલસિંહ, અજીતસિંહ, જ્યોતિસિંહ, ઇન્દ્રદેવ, બલભદ્રસિંહ અને બહુરૂપીઓ બેઠા હતા. તેમની વચ્ચે બુરખાવાળાઓ વિષે જ વાતચિત ચાલતી હતી. એટલામાં તેમના આવી પહોંચવાની ચોપદારે ખબર આપી. આજ્ઞા મુજબ તેઓ દરબારમાં આવીને પોતાને સ્થાને બેઠા

એટલે જ્યોતિસિંહે તેમના તરફ જોઇ કહ્યું—" તારાસિંહે ખબર આપ્યા મુજબ પિશાચપતિએ આપના બે સાથીઓને ચાલાકીથી કેદ પકડયા છે. "

" એ ખબર અમને પણ મળી છે; સુમાં કંઈ ચિંતા નહિ. તેઓ પિશાચપતિને કોઇ પણ પ્રકારે હયરાન કરશે નહિ તેમજ પિશાચપતિ પણ તેમને દુઃખ દઇ શકશે નહિ. " એક બુરખાવાળાએ ફરીને જણાવ્યું—" એમને પકડયા ત્યારે પિશાચપતિએ ઓળખ્યા નહોતા; પણ ઓળખશે ત્યારે એની અજાયબીનો પાર જ રહેશે નહિ! એ તો ઠીક; પણ પિશાચપતિને એમ કરવાની જરૂર નહોતી. આવી નકામી પંચાત કરવાની એને ઇચ્છા જ કેમ થાય છે? એમને પકડયા પછી એમનું સ્વરૂપ જોઇને જ તેણે એમને છોડી દેવા હતા; કેમ કે, એક વાર તેણે તેમને અત્રે દીઠા હતા અને તેમની હકીકત પ્રસંગ આવતાં જણાશે, એ પણ તે જાણતો હતો. હવે તેમને પકડી જવાથી પિશાચપતિની બેચેની ઓછી થવાને બદલે વધી જશે. "

" ખરેખર, જેમનાં સ્વરૂપ જોઇને વિજયપાલ અને દારોગો ભયભીત બની ગયા હતા તેમને જ એણે પકડયા છે. " જ્યોતિસિંહે જણાવ્યું અને પૂછયું—" પણ મહારાજશ્રી એમ જાણવા માગે છે કે, તેઓ બંને જ દરબારમાં આવ્યા હતા કે આપ બંને તેમનું સ્વરૂપ ધારણ કરીને આવ્યા હતા!"

" અમે જ એમનું સ્વરૂપ ધારણ કરીને આવ્યા હતા; પણ અમારી એ ચાલાકી કેદીઓ સમજી શક્યા નથી!" બુરખાવાળાએ ઉત્તર આપ્યો.

" પિશાચપતિએ પકડ્યા છે તેઓ બંને કોણ છે ત્યારે?" જ્યોતિસિંહે પૂછયું.

"આજે તો નહિ પણ એકાદ દિવસમાં બનશે તો આપના આ પ્રશ્નનો ખુલાસો અમે કરીશું." બુરખાવાળાએ જણાવ્યું—"વળી આવતી કાલ સુધીમાં પિશાચપતિ પણ તેઓ બંનેને લઇને કદાચ અત્રે આવી પહોંચશે. જો તે એકલો આવે તો તેઓ બંનેને પણ લઇ આવવાની તેને આજ્ઞા કરજો. પછી હરામખોર દારોગા અને વિજયપાલની હાજરીમાં જ એમની હકીકત સાંભળવાથી આપને વિશેષ આનંદ મળશે. અમે પણ અત્રે હાજર થઇશું એટલે કાંઇ ગુંચવણ જેવી બાબત ઉપકળશે તોતેનો ખુલાસો અમે કરીશું." આટલું કહી તેણે રાણા વીરસિંહ તરફ જોઇ કહ્યું—"આજે અમે અત્રે આવવાને નીકળ્યા ત્યારે કુમાર ઇન્દ્રજીતસિંહનો એક પત્ર મળ્યો છે, જેની સાથે આપ મહારાજશ્રીના નામનો પણ એક પત્ર આવ્યો છે." આમ કહી તેણે પોતાના ખીસ્સામાંથી એક પત્ર કાઢી રાજાને આપ્યો. પત્ર હાથમાં લેતાં તેણે પૂછ્યું—"અમારો પત્ર કુમારોએ તમારા પત્ર સાથે શા માટે મોકલ્યો છે?"

"મહારાજ! કુમારો હજી તિલિસ્મીમાંથી બ્હાર આવી શકે અથવા કોઇને બ્હાર મોકલી શકે તેમ નથી. અમારો એક માણસ નિરંતર તિલિસ્મીમાં રહે છે, તે તેમની ખબર રાખે છે એટલે તેની સાથે જ એમણે આપનો પત્ર મોકલ્યો છે." બુરખાવાળાએ ઉત્તર આપ્યો. વીરસિંહ પત્ર ઉઘાડીને વાંચવા લાગ્યો. તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

"પરમ પૂજ્ય પિતાશ્રી,

અમે બંને ભાઇઓ ઇશ્વરકૃપાથી અને આપ તેમજ પૂજ્ય વૃદ્ધ પિતામહના આશીર્વાદથી કુશળ છીએ અને તિલિસ્મી ફતેહ કરવામાં રોકાયલા છીએ; પણ અમને મદદ કરે એવો કોઇ બહુરૂપી અત્રે નહિ હોવાથી કોઇ કોઈ વાર અમે બહુ હયરાન થઇએ છીએ. આથી કૃપા કરી

આપ તેજસિંહ અને તારાસિંહને અમારી પાસે સત્વર મોકલશો. અત્રે ઈશ્વરે અમારા બે સહાયક તો મોકલી દીધા છે, જેમનાં નામ વિશુધસિંહ અને સુરજસિંહ છે. એ બંને ભાઇ માયાવિની અને તેના દારોગા વગેરેના ભેદ સારી રીતે જાણે છે, માટે જો આ દુષ્ટોની તપાસ વખતે આપ એમને હાજર રાખશો તો તેથી પ્રેક્ષક વર્ગને બહુ જ આનંદ થશે. અમારી હકીકત પણ આપને હંમેશાં એમની તરફથી જણાશે. વળી તેજસિંહ અંને તારાસિંહને પણ તેઓ જ અમારી પાસે પહોંચાડી દેશે. વડિલ બંધુ ગોપાલસિંહજીને પ્રણામસહ જણાવજો કે, એમના મિત્ર ભરતસિંહજી પણ તિલિસ્મીમાં અમને મળ્યા છે. એમને નીચ દારોગાએ કેદ કર્યા હતા. ઇશ્વરકૃપાથી એમની જીંદગી બચી ગઇ છે. બીજું ભાઈશ્રી વિદાય થતી વખતે તળાવવાળી નહેર વિષે જે ગુપ્ત વાત અમને જણાવી ગયા હતા તેમજ થયું છે. ચંદ્રવાળી ધ્વજા પણ અમને મળી છે, હાલ એજ વિનંતિ.

લિ૦ ચરણરજ

ઇન્દ્રજીત અને આનન્દસિંહના સવિનય પ્રણામ."

આ પત્ર વાંચી રાજાને ઘણો આનંદ ઉપજ્યો. ઈંદ્રજીતસિંહના હસ્તાક્ષર તે બરોબર ઓળખતો હતો છતાં શંકા મટાડવાને તેણે તે પત્ર રાણા ગોપાલસિંહને આપ્યો. તે પણ પત્ર વાંચતાં જ હર્ષાવેશમાં આવી રાજા તરફ જોઇ બોલી ઉઠ્યો-"પત્ર કુમારના હાથનો જ લખેલો છે. એમની પાસેથી વિદાય થતી વખતે જે ગુપ્ત બાબતો મ્હેં એમને જણાવી હતી તેના આનંદદાયક સમાચાર આ પત્રમાં છે. વળી મિત્ર ભરતસિંહ હયાત હોવાની ખબર જાણી મ્હારા હર્ષની સીમા જ રહી નથી." આટલું કહી ગુરખાવાળાઓ તરફ જોઈ તેણે

કહ્યું:–" હવે અમને ખબર પડી છે કે આપનાં નામ વિબુધસિંહ અને સુરજયસિંહ છે. આપનો ભેદ જ્યારે આપ પ્રકટ કરશો ત્યારે અમે અપૂર્વ આનંદ અનુભવીશું એમાં તો કંઇ શંકા જ નથી ! " આટલું કહી તેણે પત્ર જ્યોતિસિંહને આપ્યો અને તેણે તે વાંચીને લક્ષ્મણસિંહને વાંચવા આપ્યો. આમ ત્યાં બેઠેલા સર્વ બહુરૂપીઓએ યથાક્રમે એ પત્ર વાંચી જોયો અને સર્વનાં મુખપર આનંદ છવાઇ ગયો.

" મહારાજ ! કુમારોએ અમારા પર લખેલા પત્રમાં તેજસિંહ અને તારાસિંહને પોતાની પાસે મોકલવાની આપને વિનંતિ કરવાનું લખ્યું અને આપના પત્રમાં પણ એ વિષે લખવાનું અમને જણાવ્યું છે, માટે એ વિષે શી આજ્ઞા છે ? બંને બહુરૂપીઓ આજે જ કુમારોની પાસે જવાને તૈયાર થઇ શકશે કે ? " એક બુરખાવાળાએ હાથ જોડી રાણાને પૂછ્યું.

" હા, એમાં કાંઇ હરકત નથી ! " રાણા દેવીસિંહે કહ્યું અને દરબારમાં બેઠેલા તેજસિંહ અને તારાસિંહ તરફ તેમણે જોયું એટલે તેઓ બંને ઉઠીને બુરખાવાળાઓની પાસે જઇ બેઠા. તરત જ બુરખાવાળાઓએ ઉભા થઇ, જવાની આજ્ઞા માગી એટલે જ્યોતિસિંહે કહ્યું–" ત્યારે આજે આપ કુમારોની હકીકત નહિ જણાવો કે ? "

" સમય બહુ થઇ ગયો છે છતાં મહારાજશ્રીની ઇચ્છા હોય તો થોડી હકીકત જણાવવાને અમે તૈયાર છીએ. " બુરખાવાળાએ જણાવ્યું. રાણા દેવીસિંહે કુમારોની થોડી હકીકત સાંભળવાની પોતાની ઇચ્છા દર્શાવ્યાથી તેણે તે નીચે મુજબ કહેવા માંડી:–

" તે રાત્રિ તો કુમારોએ પાંચે કેદીઓની સાથે બાગમાં જ પસાર કરી. પ્રભાતકાળે નિત્યકર્મ કર્યાં પછી તેઓ પેલા બુરજ પાસે ગયા અને તેની આસપાસના ચબુતરાના પત્થર ધ્યાનથી જોવા

લાગ્યા. પત્થરોમાંના કેટલાક પર કાંઇ આંકડા અને અક્ષર કોતરેલા હતા જે જોતાં ઇન્દ્રજીતસિંહે એક ચોરસ પત્થરપર હાથ મૂકીને આનન્દસિંહને તે ઉખેડવાનું જણાવ્યું એટલે તેણે તિલિસ્મી ખંજરથી તે પત્થર ઉખેડી નાખ્યો તો તેની નીચે એક ચોરસ કુંડ બાંધેલો જણાયો. એ કુંડના મધ્યભાગમાં લોખંડની એક ગોળ કડી બેસાડેલી હતી જે ઇન્દ્રજીતસિંહે ખેંચવા માંડી. એ કડીની સાથે લોખંડની પચીસેક હાથ લાંબી સાંકળ હતી. એ સાંકળ કુમારે બહાર ખેંચી કાઢી ત્યારે ચબુતરાની ચારે તરફના નીચલા પત્થર પોતાની મેળે ઉખડીને જમીનપર પડી ગયા અને તેમાં જવાના બે માર્ગ દેખાવા લાગ્યા. એમાંનો એક માર્ગ નીચેના ભોંયરામાં જવાનો અને બીજો બુરજ ઉપર ચઢવાનો હતો. બંને કુમારો પહેલાં બુરજપર ચઢી જઇને ચારે તરફની શોભા જોવા લાગ્યા. ખાસ બાગનો ઘણોખરો ભાગ અને તેની ફરતી મજબૂત ભીંતનો કેટલોક ભાગ તેમજ થોડાક મહેલ ત્યાંથી દેખાતા હતા. તે જોયા પછી કુમારો નીચે આવ્યા અને પાંચે કેદીઓને ત્યાં જ રહેવાનું જણાવી બીજે રસ્તેથી ભોંયરામાં ઉતર્યા. ભોંયરામાં અગીઆર પગથીઆંનો ગોળ દાદર હતો તે ઉતરીને તેઓ એક મ્હોટા ઓરડામાં જઇ પહોંચ્યા. ત્યાં અંધકાર હોવાથી તિલિસ્મી ખંજરનો પ્રકાશ કરીને કુમારોએ જોયું તો તે ઓરડો વિશેક હાથ લાંબો અને પંદરેક હાથ પહોળો હતો. તેના મધ્યભાગમાં લોખંડનો એક ચબુતરો હતો અને તેના ઉપર લોખંડનો જ એક સિંહ બેઠેલો હતો. એ સિંહની ચળકતી આંખો જોનારને ભય ઉપજાવે તેવી ભયંકર હતી. તેની સ્હામે જમીનપર લોખંડનો એક હથોડો પડ્યો હતો. એ ઉપરાંત ઓરડામાં બીજું કાંઈ નહોતું. ઇન્દ્રજીતસિંહ તે સિંહનું મસ્તક ધ્યાનથી જોવા લાગ્યો તો તેના જમણા કાન આગળ એક આંગળી

જઇ શકે એવડો ન્હાનો ખાડો દેખાયો. એ ખાડામાં તેણે પોતાના ખીસ્સામાંથી એક ચમકતી વસ્તુ કાઢીને નાંખી અને જમીનપરથી હથોડો ઉપાડી એક જ ઘાથી તે જોરથી તેમાં બેસાડી દીધી. ચોથા ભાગના બાગમાંની ઇમારતમાં ચાંદીની પેટીમાં આનન્દસિંહનો હાથ સપડાઇને તે ગૂમ થયા પછી તેની શોધ કરતાં ઇન્દ્રજીતસિંહને મૂર્ત્તિના પેટમાંથી જે ચમકતી વસ્તુ મળી હતી તેજ આ હતી. તે વસ્તુ હથોડાથી ઠોકીને બેસાડયા પછી કુમારો ભોંયરાની બ્હાર નીકળી ગયા અને અલ્પકાળમાં જ જમીનની અંદરથી ગડગડાટ સરખો અવાજ આવતો તેમણે સાંભળ્યો. આથી પેલા પાંચે કેદીઓ ગભરાટમાં પડયા; પણ કુમારોએ તેમને સમજાવીને શાંત પાડયા અને કાંઇ આહારની તજવીજ કરવા લાગ્યા. લગભગ એક પ્રહર પછી એ ગડગડાટ બંધ થઇ ગયો. એ અરસ્સામાં કુમારો પણ ખાઇપીને સ્વસ્થ થયા. બપોર પછી તેઓ પાંચે કેદીઓને સાથે લઇને પાછા ભોંયરામાં ઉતર્યા ને પેલા ઓરડામાં ગયા તો ત્યાં હવે ચબુતરો અથવા તેની ઉપરના સિંહનું નામનિશાન પણ રહ્યું નહોતું, પણ તેને બદલે ત્યાં ખાડો જોવામાં આવ્યો. એ ખાડામાં ઉતરવાને સાતેક પગથીઆં હતાં. કેદીઓ સહિત કુમારો તે ખાડામાં ઉતરીને એક સુરંગના મુખ નજીક જઇ પહોંચ્યા. એમાં તિલિસ્મી ખંજરનો પ્રકાશ કરીને તેઓ ચાલ્યા. લગભગ પચાસેક પગલાં ગયા પછી તેઓ એક બીજા ઓરડામાં જઇ પહોંચ્યા. એ ઓરડામાં સ્હામેની તરફ બીજી સુરંગ જણાઇ. એ ઓરડામાં અનેક અમૂલ્ય વસ્તુઓ, હથિયારો, ઝવેરાત અને સુવર્ણ મહોરોના ઢગલા પડયા હતા. એ બધું ત્યાં કોણે રાખ્યું હશે એવો એક કેદીએ પ્રશ્ન કર્યો એટલે ઇન્દ્રજીતસિંહે કહ્યું:-"આ સઘળો ખજાનો અમારે માટે રાખ્યો છે. આવા ઘણા ઓરડામાં આ વસ્તુઓ

કરતાં પણ વિશેષ અમૂલ્ય વસ્તુઓ તમારા જોવામાં આવશે!"

"એ સર્વ વસ્તુઓ આપ બહાર કેવી રીતે લઇ જશો?" કેદીએ પૂછ્યું જેના જવાબમાં કુમારે જણાવ્યું-"તિલિસ્મી ફતેહ કરીને અમે રામગઢ જઇ પહોંચીશું ત્યારે તમામ ખજાનો બ્હાર કઢાવીશું; ત્યાં સૂધી એ અત્રે રહેશે."

આ ઓરડામાં ચારે તરફની દિવાલ પર જાત જાતનાં મૂલ્યવાન્ હથિયારો ટાંગેલાં હતાં અને તેમના પર કાટ ચઢી ન જાય તે માટે એક જાતનું તેલ લગાડેલું હતું. એક તરફ પડેલી ચાંદીની બે મ્હોટી પેટીઓ રત્નજડિત આભુષણોથી ભરેલી ઉઘાડી જ પડી હતી. એ ઉપરાંત સુવર્ણનાં કેટલાંક જાતજાતનાં નકશીદાર વાસણો અને સુવર્ણ મહોરોના ઢગલા ત્યાં પડયા હતા! એ વસ્તુઓ જોયા પછી કુમારો આગળ વધ્યા અને બીજી સુરંગમાં પ્રવેશ કરીને દૂર સૂધી ચાલ્યા ગયા. આ સુરંગ સીધી નહી પણ આડીઅવળી હતી એટલે ચકરાવો ખાઇને લગભગ બે ગાઉ માર્ગ જેટલો કાપ્યા પછી તેઓ એક બીજા ઓરડામાં જઇ પહોંચ્યા. એ ઓરડાની દિવાલ સાથે સંખ્યાબંધ મ્હોટી છબીઓ ટાંગેલી હતી. એ છબીઓને શીતળતા અને ગરમીની અસર ન થાય તે માટે એક જાતના તેલ લગાડેલા કપડા પર ચીતરેલી હતી. ઘણીખરી છબીઓ શ્યામગઢ અને રામગઢને લગતી હતી અને તેમની પાસે જાત જાતના નકશાઓ પણ ટાંગેલા હતા. કેટલીક વાર સૂધી કુમારો બારીકીથી એ છબીઓ તથા નકશાઓ જોઇ રહ્યા. એ ઓરડાનો ઠાઠમાઠ જોઇને ઇન્દ્રજીતસિંહે આનન્દસિંહને કહ્યું:-"આ 'બ્રહ્મમંડળ' હોય એમ લાગે છે! આ સ્થળે આપણને વારંવાર આવવું પડશે અને શ્યામગઢના તિલિસ્મીની કુંચી પણ આપણને આ સ્થાનેથી જ મળશે."

"હા, આ સ્થાન 'બ્રહ્મમંડળ' જ છે" આનન્દસિંહે જણાવ્યું,

" અત્રે આપણી ઇચ્છામાં આવે ત્યારે કામ કરી શકાશે, માટે મ્હારો તો એવો વિચાર છે કે, હાલ આપણે અત્રે ખોટી થયા સિવાય પહેલાં આ આપણા પાંચ દુઃખી ભાઇઓને કારાગૃહમાંથી મુક્ત કરીએ અને તેમને તિલિસ્મીની બ્હાર પહોંચાડી દઇએ. પછી આપણે અત્રે આવીને આપણું કાર્ય કરીશું. અત્રે આપણે હાલ રોકાઇ જઇશું તો પછી બ્હાર જવામાં બહુ વિલંબ થઇ જશે અને આપણી સાથે એમને પણ હયરાન થવું પડશે." આ વિચાર ઇન્દ્રજીતસિંહને યોગ્ય લાગવાથી તે આગળ વધ્યો અને સર્વે કેદી સહિત સ્હામે જણાતી સુરંગમાં ચાલ્યો. આ સુરંગ કેટલાક ગાઉ લાંબી હતી. એમાં ભૂખ તરસ વેઠીને તેમણે અવિશ્રાન્ત રીતે માર્ગ કાપ્યો. લગભગ પાંચેક પ્રહર સુધી ચાલ્યા પછી તેઓ સુરંગની બ્હાર ખુલ્લા મયદાનમાં જઇ પહોંચ્યા. તે સમયે પ્રભાતનો સુંદર પ્રકાશ પૃથિવીપર છવાઇ રહ્યો હતો. તેઓ એક પહાડી સ્થાનમાં જઇ પહોંચ્યા હતા. તેમની ચારે તરફ હરિયાળીથી ભરપૂર ન્હાના મ્હોટા ડુંગરો દેખાતા હતા. એ ડુંગરોની વચ્ચે લીલોતરીથી ભરપૂર સુંદર મયદાન અને ત્યાં આવી પહોંચનાર મુસાફરોને વિશ્રામ લેવા માટે એક સ્થાન પણ હતું. એ સ્થાન કુમારોને બહુ જ પસંદ પડ્યું અને ઇન્દ્રજીતસિંહે પોતાનાં પાંચે સાથીઓને ઉદ્દેશીને કહ્યું:-

" હવે તમે સર્વ તિલિસ્મી કારાગૃહમાંથી મુક્ત થયા છો. ટૂંક સમયમાં અમે તમને આ પહાડની બ્હાર પહોંચાડી દઇશું એટલે પછી તમારી ઇચ્છામાં આવે ત્યાં તમે જઇ શકશો " આના ઉત્તરમાં કેદીઓએ હાથ જોડી કુમારોને વિનંતી કરી કે,-" હવે અમે આપના સહવાસનો ત્યાગ કરી શકીશું નહિ. મહારાજ! અમારા દુશ્મનો પર વૈર વાળવાને અમે અધીરા થઇ રહ્યા છીએ; પણ અમારી એ અભિલાષા આપની કૃપા વિના પૂર્ણ થશે નહિ અમે તો આપની

સાથે જ મહારાજશ્રી વીરસિંહજીના દરબારમાં આવીશું."

કુમારોની આટલી હકીકત કહ્યા પછી બુરખાવાળાઓએ કહ્યું:- " કુમારોએ તેમનું કહેવું માન્ય રાખ્યું અને તે પછી એમણે જે કાંઇ કર્યું તેની આશ્ચર્યજનક હકીકત અમે આવતી કાલે જણાવીશું. મહારાજ ! સમય બહુ થઇ ગયો છે એટલે હવે અમને જવાની આજ્ઞા આપશો. અમને જો વિલંબ થશે તો તેજસિંહ અને તારાસિંહને આજે કુમારોની પાસે અમે પહોંચાડી શકીશું નહિ."

સર્વજણ કુમારોની વિશેષ હકીકત જાણવાને બહુ જ આતુર થઇ રહ્યા હતા; પણ બુરખાવાળાનું કહેવું યોગ્ય ધારી રાજાએ તેમને જવાની રજા આપી એટલે તેઓ તેજસિંહ અને તારાસિંહને પોતાની સાથે લઇ વિદાય થયા.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### પિશાચપતિના કેદી.

એક પ્રહર જેટલી રાત્રિ વીતિ ગઇ હતી. પહાડોની વચ્ચેની એક ખીણમાં સાત માણસો કોઇના આવવાની રાહ જોતા બેઠા હતા. તેમની પાસે પડેલા ફાનસમાં દીપક સળગતો હતો. આ સ્થાન રામગઢના તિલિસ્મીથી સાતેક ગાઉને છેટે હતું. એ પહાડોની વચ્ચે આવેલી આ ખીણ ઉંચી નીચી, આડીઅવળી અને એવી ભયાનક હતી કે સાધારણ માણસ ત્યાં આવી જ શકે નહિ અને કદાચ આવે તો એક ક્ષણ પણ ઉભો રહેવાની તેની હિંમત ચાલે નહિ. આ ખીણમાં સેંકડો માણસો સહેલાઇથી રહી શકે એવી ઘણીક

ગુફાઓ હતી. આવા ભયંકર સ્થાનમાં સાત માણસોને આપણે બેઠેલા જોઇએ છીએ ત્યારે તેઓ હિંમતવાન્ અને સાહસિક માણસો હોવા જોઇએ એમ કબૂલ કર્યા વગર છુટકો જ નથી. વાંચનાર! તેઓ પિશાચપતિના જ સાથી હતા અને તેની આજ્ઞાનુસાર આવા સ્થાનમાં આવી રહ્યા હતા. તેઓ પિશાચપતિની રાહ જોતા બેઠા હતા એટલામાં પિશાચપતિ પણ ત્યાં આવી પહોંચ્યો. જે બંને બુરખાવાળાઓને તેણે ચાલાકીથી પકડયા હતા તેમને પણ તે ત્યાં ઉપાડી લાવ્યો હતો. પિશાચપતિને જોતાં તે સાતે માણસો ઉભા થઇ ગયા અને તેમણે તેની પીઠપરથી બંને બેહોશ બુરખાવાળાઓની ગાંસડી ઉતારી લીધી. ગાંસડી છોડીને બંને માણસોને જમીનપર સુવાડવામાં આવ્યા. પછી પિશાચપતિએ પોતાના એક સાથીને કહ્યું-"એમનાં મુખ ધોઇને મ્હારે ખાત્રી કરવી છે માટે થોડું પાણી લાવો." તરત જ એક માણસ ગુફામાં જઇને પાણીથી ભરેલો લોટો લઇ આવ્યો. પિશાચપતિએ ઘણી સંભાળથી બંનેનાં મુખ ધોઇ નાંખ્યા અને પછી ફાનસના અજવાળામાં તેમનાં મુખ જોયાં તો તેમાં કંઇ તફાવત ન જણાવાથી તેઓ પોતાના અસલ સ્વરૂપમાં જ હોવા જોઇએ એવી તેની ખાત્રી થઇ. પછી તે તેમની બેશુદ્ધિ દૂર કરવાના ઉપચાર કરવા લાગ્યો. અલ્પકાળમાં જ તેઓ શુદ્ધિમાં આવ્યા એટલે બેઠા થઇ ગભરાટથી ચારે તરફ જોવા લાગ્યા. પિશાચપતિપર નજર પડતાં જ તેમણે તેને ઓળખી કાઢયો અને તેઓમાંના એકે હસીને કહ્યું-"વાહ-વાહ! આ જાળ આપની જ પાથરેલી હતી કે?"

"હા જી, પણ હું આપને વૈરભાવે અત્રે ઉપાડી લાવ્યો છું એવો ભય રાખશો નહિ!" પિશાચપતિએ કહ્યું એટલે તે હસીને બોલ્યો-"ના-ના, એવો તો અમને લેશ પણ ડર નથી; કેમ કે

તમે અમને કોઈ પણ રીતે નુકસાન કરી શકો તેમ નથી; પણ આમ કર્યાથી તમને શો લાભ થશે એ અમને સમજાતું નથી !"

"આપના તરફથી કંઇ લાભ મેળવવાની મ્હારી ધારણા જ નથી! હું તો માત્ર બે ચાર બાબતોનો આપની પાસેથી ખુલાસો મેળવી મ્હારા મનનો સંશય દૂર કરવા માગું છું પછી આપને યથાસ્થાને હું સહિસલામત પહોંચાડી દઇશ." પિશાચપતિએ કહ્યું.

"તમારો એ વિચાર પણ યોગ્ય નથી; કેમ કે, અમે થોડા દિવસ માટેજ છુપા રહેનાર છીએ. અમારો ભેદ ટૂંક સમયમાં અમે પ્રકટ કરીશું. વળી આ સઘળું તમે સારી રીતે જાણતા હતા છતાં આટલી બધી ઉતાવળ કરવાની તમને શી જરૂર હતી ? તમે જાણો છો કે સ્વયં મહારાજ દેવીસિંહજી અને વીરસિંહજી અમારો ભેદ જાણવાને આતુર થઇ રહ્યા છે; પણ કેટલીક બાબતોનો વિચાર કરીને અમે અમારો ભેદ ખુલ્લો કરવાની ના પાડી તેમને થોડા દિવસ ધીરજ ધરવાને જણાવ્યું છે. અમારી એ ઇચ્છા એમણે માન્ય રાખેલી હોવા છતાં તમે એવા કયા મ્હોટા માણસ છો કે, તમારા કહેવાથી અમે અમારો ભેદ જણાવી દઇએ ?!"

આ વાક્યો સાંભળવામાં આવતાં પિશાચપતિને ગુસ્સો તો ઉપજ્યો; પણ તે પ્રકટ કરવાનો વખત નથી એમ ધારી તેણે નમ્રતાથી કહ્યું–"આપનું કહેવું ખરું છે; પણ જે ભેદો અમારા મહારાજ જાણવાને આતુર છે તે ભેદો પ્રકટ કરવાની મ્હારી ઇચ્છા જ નથી. મ્હારે તો આપને બે ચાર સાધારણ બાબતો વિષે પૂછવું છે. જેના ઉત્તર આપવાથી આપનો કાંઇ ભેદ ખુલ્લો થઇ જશે નહિ. વળી આપ પોતેજ આપનો ભેદ ખુલ્લો નહિ કરો ત્યાં સુધી આપે

મ્હને જણાવેલી હકીકત હું કોઇને જણાવીશ નહિ એવી હું કબૂલત આપું છું."

"ઠીક, તમારે શું પૂછવું છે?" થોડી વાર કાંઇ વિચાર કર્યા પછી બુરખાવાળાએ પૂછ્યું.

"પહેલી બાબત તો એ કે હું અને લક્ષ્મણસિંહ આપના મહેલમાં ગયા હતા તે આપ જાણો છો કે?" પિશાચપતિએ સ્હામો પ્રશ્ન પૂછ્યો.

"હા, જાણીએ છીએ." બુરખાવાળાએ ઉત્તર આપ્યો.

"તો ત્યાં મ્હેં મ્હારા પુત્ર હરનામસિંહને દીઠો હતો તે શું ખરેખર મ્હારો પુત્ર જ હતો કે?"

પિશાચપતિએ આ પ્રશ્ન પૂછ્યો એટલે તેના જવાબમાં તેની તરફ સહજ ગુસ્સા ભરી નજરે જોઇ બુરખાવાળાએ જણાવ્યું—"હતો તો એ જ પણ—"

"બસ, મ્હારી શંકાનું સમાધાન કરવાને જ મ્હેં પૂછ્યું. વારૂ, ત્યાં મ્હારી અને લક્ષ્મણસિંહની પત્નીને અમે જોઇ હતી; તેઓ બંને જ ત્યાં હતી કે બીજી કોઇ હતી?"

"પુષ્પાવતી માટે તમારે શા માટે પૂછવું જોઇએ? તમારી સ્ત્રી માટે પૂછતા હો તો હું કહીશ કે તમારી સ્ત્રી રામેશ્વરી ત્યાં હતી!" બુરખાવાળાનો આવો ઉત્તર સાંભળી પિશાચપતિ ચમકી ગયો. તેની સ્ત્રીનું ખરું નામ કોઈ જાણતું નથી એમ આજ સુધી તે માનતો હતો; પણ એક અજાણ્યા માણસને મુખે તેનું નામ સાંભળી તેને બેહદ અજાયબી ઉપજી. વળી પોતાની સ્ત્રી તેમની પાસે શા માટે ગઇ હશે એ વિચારથી પણ તેને ઘણો ગુસ્સો ઉપજ્યો કેમ કે તે એક એવા સ્થાનમાં રહેતી હતી કે ત્યાં તેની ઇચ્છા વિરુદ્ધ કોઇ જઇ શકે

તેમ નહોતું. આથી તે પોતાની મરજીથી જ તેમની પાસે ગઇ હશે અને પોતાને મળવા છતાં પણ તેણે પોતાને ઠગીને મૂર્ખ બનાવ્યો હશે એવા વિચારોથી પિશાચપતિના હૃદયમાં ઉથલપાથલ થવા લાગી. તેને ચુપ બેઠેલો જોઇ બુરખાવાળાએ પૂછ્યું:–" કેમ, હજી કાંઇ બાકી રહ્યું હોય તો સત્વર પૂછો ? "

" મ્હારી સ્ત્રી આપની પાસે શા માટે આવી હતી? તે પોતાની ઇચ્છાથી આવી હતી કે તેને જોર જુલ્મથી લઇ જવામાં આવી હતી ? " પિશાચપતિએ આવો પ્રશ્ન પૂછ્યો એટલે ઉત્તરમાં બુરખાવાળાએ કહ્યું:–" એનો જવાબ અમે આપી શકતા નથી ! "

" કેમ, શી હરકત છે ? "

" હરકત કાંઇ નથી; પણ અમારી મરજી ! " બુરખાવાળાના આ શબ્દ સાંભળી પિશાચપતિ ગુસ્સાથી બોલી ઉઠયોઃ—" એવી તમારી મરજી નહિ ચાલે ! મ્હારી વાતનો તમારે સાફ જવાબ આપવો જ પડશે ! "

" અરે વાહ ! જાણે તમે તો અમારાપર હુકમ જ ચલાવો છો ! " બુરખાવાળો ઉપહાસસૂચક સ્વરે બોલ્યો.

" શા માટે નહિ ? હમણાં તો તમે મ્હારા કેદી છો. " આ વાકય સાંભળતાં જ બુરખાવાળો ક્રોધાવેશમાં આવી બોલી ઉઠયો– " અમે તમારા પંઝામાં છીએ એમ તમે સ્વપ્ને પણ ધારશો નહિ. હજી સુધી સમજ્યા ન હો તો હવે સમજો કે, જે માણસ તમારાં છુપાં નીચ કામોનું ચિત્ર પોતાને હાથે ચીતરી શકે છે તેને તમે સહજ પણ નુકસાન કરી શકો તેમ નથી ! અરે ! હા, તમારા પુત્ર હરનામસિંહને અમારા મહેલમાં જોયો ત્યારે તો તે ચિત્ર પણ ત્યાં તમે જોયું જ હશે ! " આ શબ્દ સાંભળતાં જ પિશાચપતિનો ક્રોધ–

જુસ્સો એકદમ શાંત પડી ગયો. તે ગભરાટમાં પડી ગયો. એકાએક ઉભો થઈ વ્યાકુળતાથી તે આમ તેમ ફરવા લાગ્યો. ઘણા વખત પછી મહા મુસ્કેલીથી સ્વસ્થ થઇ તેણે બુરખાવાળાને પૂછ્યું—"એ ચિત્ર તમારા હાથનું તૈયાર કરેલું છે કે શું?"

"હા." બુરખાવાળાએ ગંભીરભાવથી જવાબ આપ્યો.

"ત્યારે પેલો માણસ એ ચિત્ર બાબત મ્હારાપર દાવો કરવાનું કહેતો હતો તેને તમે જ એ આપ્યું હશે?" પિશાચપતિએ પૂછ્યું.

"તમને તમારા આ પ્રશ્નનો ઉત્તર નહિ મળે." બુરખાવાળાએ કહ્યું.

"તો મ્હારા એ ભેદો દરબારમાં જાહિર કરવાની તમારી ઇચ્છા છે કે શું?" પિશાચપતિએ પૂછ્યું.

"આજ સૂધી તો એવી ઇચ્છા નહોતી; પણ હવે પછી યોગ્ય લાગશે તેમ અમે કરીશું!" બુરખાવાળાએ કહ્યું.

"તમારા બીજા સાથીઓ પણ એ ભેદ જાણે છે કે?"

"કોણ જાણે! કદાચ જાણતા પણ હોય!"

"હવે તો ઉડાવવા જેવા ઉત્તર મળે છે. વિચાર કરી જુઓ કે હજી પણ હું જોર જુલ્મ કરૂં તો મ્હને કોણ અટકાવનાર છે? તમને કોણ પકડી ગયું હશે એ કોણ જાણે છે?"

"અમને તમે ઉપાડી લાવ્યા છો એ હકીકત કોઈ જાણતું નથી, એમ સમજશો જ નહિ." બુરખાવાળાએ હસીને કહ્યું.

"એ તો તમારો ખાલી દમ છે. એ વિષયની કોઇને ખબર નથી." પિશાચપતિ બોલી ઉઠયો એટલે થોડે દૂરથી અવાજ સંભળાયો:–"ખરો દમ છે! આ વિષયની સર્વને ખબર છે, સમજ્યા?"

હવે પિશાચપતિ ગભરાઇને જે તરફથી અવાજ આવ્યો હતો તે તરફ જોવા લાગ્યો અને પોતાના સાથીઓને ઉદ્દેશી બોલ્યોઃ–" પકડો, પકડો, નાશી ન જાય." તરત જ તેના સાથીઓ ઉતાવળથી ખીણમાં દોડયા; પણ તેઓ કોઇને પકડી શક્યા નહિ. કેટલીક વાર ફાંફાં મારી પાછા ફર્યા એટલે બંને બુરખાવાળાઓ મ્હોટેથી હસી પડયા અને એકે પિશાચપતિ તરફ જોઇને કહ્યું:—" કેમ મેહેરબાન, હવે શો વિચાર છે ?"

" બસ, તમારું અત્રે આવવું છુપું રહ્યું નથી ! તમારો કોઇ સાથી મ્હારી પાછળ અહીં સુધી જરૂર આવ્યો છે એમાં શંકા નથી! મ્હેં તમને ચાલાકીથી પકડયા તો પણ તમારા કામમાં તમે ચોક્કસ છો ! " પિશાચપતિએ કહ્યું.

" તમે બહુરૂપી છો અને અમે એ વિદ્યા જાણતા નથી છતાં તમારૂં કાંઈ વળતું નથી ! " બુરખાવાળાએ ગંભીર અવાજે કહ્યું— " પણ અમે તમને ફરીથી કહીએ છીએ કે, અમારી પંચાતમાં માથું મારો નહિ. થોડા દિવસ ધીરજ ધરશો તો અમારી હકીકત આપો-આપ જાણી શકશો. તમે આવા ચાલાક છતાં આટલી બધી ઉતાવળ કરીને તમારે હાથે જ બાજી બગાડવાની તજવીજ કરો છો એ જોઈ અમને અજાયબી લાગે છે ! દરબારમાંની અમારી રીતભાતપરથી તમે જોયું છે અને તમે સારી રીતે સમજો છો કે, અમે તમારો પક્ષ કરી તમારી ભૂલો છુપાવીએ છીએ તેમજ મહારાજશ્રીની ક્ષમા અપાવી તમને તેમના કૃપાપાત્ર બનાવવાનો પ્રયત્ન કરીએ છીએ; છતાં પણ તમે અમારી પુંઠે લાગી અમારા ક્રોધમાં વધારો શા માટે કરો છો ? "

" ના–ના. " પિશાચપતિ નમ્રતાથી બોલ્યો—" તમને દુઃખ

દેવાનો મ્હારો વિચાર છે, એમ તમે સ્વપ્ને પણ ધારશો નહિ."

"એમ કોણ કહે છે? તમે અમને દુઃખ દઇ શકો તેમ તો નથી જ." બુરખાવાળો વચમાં બોલી ઉઠયો.

"ગમે તેમ હોય; પણ હું તો એમ કહેવા માગું છું કે, કોઈ પણ પ્રકારની દુષ્ટ ધારણાથી હું તમારી પૂંઠે લાગ્યો નથી. તમે મ્હારા સહાયક છો, એ હું જાણું છું, પણ મ્હારી સ્ત્રીને જ્યારથી મ્હેં તમારા મંહેલમાં જોઇ છે ત્યારથી હું મુંઝવણમાં પડયો છું અને એ વિષે ખરી બાતમી મેળવવાની ધારણાથી જ તમને અત્રે ઉપાડી લાવ્યો છું."

"પણ એ વ્યર્થ છે; કેમ કે, અમારી ઇચ્છા વિરુદ્ધ તમે જબરદસ્તીથી અમારી પાસેથી કાંઇ જાણી શકશો નહિ. અમે કાંઇ થોડા બળવાન્ નથી." બુરખાવાળાએ ભાર દઇને કહ્યું એટલે પિશાચપતિ તપી જઇ બોલી ઉઠયો—"હવે એ બધી શેખી તો જોઇ! મ્હારા હાથ તદ્દન અશક્ત થઇ જાય એવા તમે બળવાન્ નથી!"

"પણ એમ કહેવાની અમારી મતલબ એ છે કે એમ કરવાથી તમને લાભ થનાર નથી. અમારા સવ સાથીઓ તમારો ભેદ જાણે છે; પણ તમને સહજ પણ હાની કરવાની કોઇની ઇચ્છા નથી." બુરખાવાળાએ જણાવ્યું—"અમારો જ દાખલો જુઓ. તમારે હાથે દુઃખી થવા છતાં પણ તમને દુઃખ દેવાની અમારી ઇચ્છા નથી—"

"મ્હેં તમને શું દુઃખ દીધું છે?" પિશાચપતિએ પૂછ્યું.

"એનો જવાબ આપીશું એટલે બીજાઓને નહિ પણ અમને તો તમે ઓળખી કાઢશો." બુરખાવાળાએ કહ્યું.

"તેથી શી હરકત છે? હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, જ્યાં સુધી તમે તમારે મુખે તમારો ભેદ પ્રકટ કરશો નહિ ત્યાં સુધી તમારે વિષે

હું કોઇને એક શબ્દ પણ કહીશ નહિ. " પિશાચપતિએ કહ્યું.

" પણ અમારો ખુલાસો સાંભળીને કદાચ ક્રોધાવેશમાં તમે અમારાપર ખંજરનો ઘા કરો તો?" બુરખાવાળાએ પૂછ્યું.

" કદાપિ નહિ કેમ કે, તેમ કરવાથી હું ક્ષમાપાત્ર નહિ રહું એ હું સારી રીતે સમજું છું." પિશાચપતિએ કહ્યું.

" એમાં તો કાંઇ શક જ નથી." બુરખાવાળાએ કાંઇ વિચારમાં જરા ચુપ રહ્યા બાદ કહ્યું-" ઠીક ત્યારે તમે તમારું હૃદય દૃઢ કરીને અમારું કહેવું ધ્યાનથી સાંભળો. તમને હમ્મેશાં ભય ઉપજાવનારી પેલી પીત્તળની પેટીમાં જે કાંઇ છે તે અમારા શરીરનું જ રક્ત છે. મ્હારી નજર આગળ જ તમે એને ઉપાડી ગયા હતા અને મ્હારું જ નામ દિલીપસિંહ છે." આ વાક્યો સાંભળતાં જ પિશાચપતિનું મ્હોં ઉતરી ગયું. તેની છાતી જોરથી ધડકવા લાગી, હાથપગ ધ્રુજવા લાગ્યા અને દિઙ્મૂઢ બની જઇ તે એ બુરખાવાળા તરફ જોઇ રહ્યો. બુરખાવાળાએ તેને પૃછ્યું-" મ્હારા આ શબ્દોપર તમને વિશ્વાસ છે કે નહિ ?"

" ના, તમે દિલીપસિંહ તો નથી. દિલીપસિંહને મ્હેં નજરે જોયા નથી છતાં મને ઓળખવામાં ભૂલ થાય તેમ નથી. તેઓ મ્હને ક્ષમા કરીને મ્હારી તરફ મિત્રતા બતાવે એવી આશા હું કદાપિ રાખી શકું તેમ નથી." પિશાચપતિએ દૃઢતાથી કહ્યું.

" ત્યારે હું દિલીપસિંહ છું એવી તમારી ખાત્રી કરવા માટે બીજી સાબિતી આપવી પડશે કે ?" બુરખાવાળાએ ભાર દઇને કહ્યું અને ઉમેર્યું.

" પેલી ભયાનક રાત્રે તમે પેલું કામ કર્યું હતું તેનું તમને સ્મરણ કરાવવું પડશે ? જે રાત્રે આકાશ વાદળાંથી ઘેરાયલું હતું અને ગર્જના સાથે વિજળીના ચમકારા થતા હતા તેમજ એક ખજુરીના ઝાડપર

વિજળી પડી હતી તે સમયે તમે કાળી ધાબળી ઓઢીને આંબાવાડીમાં પ્રવેશ કરી એકાએક ગૂમ થઇ ગયા હતા તે યાદ છે કે? કહો કાંઇ વધુ ઓળખાણ આપું?”

“બસ, બહુ થયું! એ વાત મ્હને ન સંભળાવો.” પિશાચપતિ કંપતા કંઠે બોલી ઉઠયો અને જરા ચુપ રહી બોલ્યો–“તો પણ તમે તો દિલીપસિંહ નથી એમ મ્હારું અંતઃકરણ મ્હને કહે છે!”

“ત્યારે તો મ્હારે કેટલોક વિશેષ ખુલાસો કરવો પડશે.” બુરખાવાળાએ જણાવ્યું અને ઉમેર્યું–“તમે ઘરમાં આવ્યા હતા ત્યારે તમારા હાથમાં કાળાં કપડાંની એક થેલી હતી જે મ્હેં તમારાપર ખંજરનો ઘા કર્યો ત્યારે તમારા હાથમાંથી પડી જવાથી મ્હેં ઉપાડી લીધી હતી તે હજી મ્હારી પાસે જ છે. ઇચ્છા હોય તો તે પણ બતાવું?”

“બસ બસ, મ્હારે એ વાતો નથી સાંભળવી.” પિશાચપતિ કંપીને બોલી ઉઠયો–“એ વાતોપરથી તમે દિલીપસિંહ છો એમ ખાત્રી થશે નહિ માટે મ્હારાપર દયા કરી તમારી નિરંકુશ દોડતી જીભને જરા રોકો!”

“ખાત્રી કરવા માટે મ્હારે બીજી બાબત કહેવી જ પડશે. તમે નહિ સાંભળો તો મ્હારા સાથીને સંભળાવીશ.” આમ કહી તે પોતાના સાથી તરફ જોઇ બોલ્યો–“આ પિશાચપતિ મ્હારી સ્હામે આવીને ઉભો ત્યારે હું મ્હારી શય્યા પાસે બેસી કાંઇ લખતો હતો. એણે ઓઢેલી ધાબળી અનાયાસે આગલી તરફથી સહજ ખસી જવાથી એનાં કપડાંપર પડેલા લોહીના છાંટા દેખાતા હતા. એના મુખપર બુરખો હતો છતાં મ્હેં એને ઓળખ્યો એટલે ઝડપથી ઉભા થઇ મ્હેં એના મુખપરનો બુરખો ખેંચી લીધો. એના મુખપર પણ લોહીના છાંટા હતા.

તરત જ એણે મ્હને ધમકાવીને કહ્યું, 'તમે ખસી જઇ મ્હને મ્હારૂં કાર્ય કરવા દ્યો!' એ મ્હારી પાસે શા માટે આવ્યો હતો તે હું જાણતો નહિ હોવાથી મ્હારે શા માટે ખસી જવું એ મ્હેં જાણવા માગ્યું ત્યારે એણે મ્હારાપર ખંજરનો ઘા કર્યો. ખૂનપર ચઢેલો હોવાથી તે સમયે એ તદ્દન ક્રોધાંધ બની ગયો હતો!—"

"ઉફ! બસ કરો–બહુ થયું." તેને બોલતો અટકાવી પિશાચપતિ કંપતા કંઠે બોલી ઉઠ્યો–"ખરેખર, એ સમયે હું સ્વાર્થથી અંધ બની ગયો હતો."

"તેથી જ તમારા વ્હાલા પુત્રને પણ તે સમયે તમે ઓળખ્યો નહિ!" દિલીપસિંહ બોલી ઉઠ્યો–"દ્રવ્યના લોભે માયાવિનીના તિલિસ્મી દારોગાની આજ્ઞાને તમે તાબે થયા." આટલું કહી તેણે પોતાના સાથી પ્રત્યે કહ્યું–"એ સમયે એની પત્ની અર્થાત્ નારંગીની માતા એનાથી રીસાઇને મારે ઘેર આવી છુપી રીતે રહી હતી. આથી જે ખાટલાની પાસે બેસીને હું લખતો હતો તેનાપર નારંગીનો ન્હાનો ભાઇ સૂતો હતો અને તેની માતા અંદરના ઓરડામાં ભોજન કરતી બેઠી હતી, જેની પાસે તેની બ્હેન પોતાનાં દુઃખ રડતી પિશાચપતિની ફરીયાદ કરતી બેઠી હતી. તેનો બાળક પુત્ર તેના ખોળામાં હતો પણ પિશાચપતિ—"

"બસ–બસ, બહુ થયું! હવે આગળ ન બોલો–ત–ત–તમે—" આમ બબડતો પિશાચપતિ ગાંડાની માફક આમતેમ ફરવા લાગ્યો અને તમ્મર આવતાં બેહોશ બની જઇ જમીનપર ઢળી પડ્યો. તરત જ બુરખાવાળાઓનો એક સાથી દોડી જઇને પાણી લઇ આવ્યો, જે તેનાં મુખપર છાંટીને તેઓ તેને શુદ્ધિમાં આણવાની તજવીજ કરવા લાગ્યા. થોડી વારે તે શુદ્ધિમાં આવતાં બુરખાવાળાઓ તરફ જોઇ

બોલ્યો—" તમને બંનેને અત્રે ઉપાડી લાવવામાં મ્હેં ગંભાર ભૂલ કરી છે. બસ હવે મ્હારી હિંમત જતી રહી છે. હવે મ્હારી ઈચ્છા પાર નહિ પડે અને મ્હારે આ જીવનનો અકાળે અંત લાવવો પડશે."

" ના—ના, પિશાચપતિ ! " એક બુરખાવાળાએ સ્નેહપરિપૂર્ણ સ્વરે કહ્યું—" એવો વિચાર મનમાં લાવશો જ નહિ. તમે જાણો છો કે અમે તમારી ભૂલો છુપાવી મહારાજશ્રી પાસેથી તમને ક્ષમા અપાવવાનો પ્રયત્ન કરીએ છીએ; છતાં આમ નિરાશ શા માટે થાઓ છો ? હિંમત ધરો—સ્વસ્થ થાઓ. "

" હવે એવી આશા નથી. કેમ કે, મ્હારા દુશ્મનને હું હમણાં દુર્ભાગ્યે મ્હારી સમક્ષ જોઉં છું ! " પિશાચપતિએ અંતરના ઉંડાણમાંથી એક નિશ્વાસ મૂકીને કહ્યું.

" દરબારમાં અમારી રીતભાત જોયા છતાં હજી તમે અમને તમારા દુશ્મન માનો છો ? " બુરખાવાળાએ ગંભીર અવાજે કહ્યું:— " મ્હારા બોલવાપર તમને વિશ્વાસ આવતો ન હોય તો મ્હારું મસ્તક કાપી નાખી તમે તમારા અંતરનો સઘળો ભય દૂર કરો. " આ શબ્દો સાંભળી પિશાચપતિ અજાયબીસહ તેના મુખ તરફ જોતો બોલી ઉઠયો—" દિલીપસિંહ ! તમે ખરા હિંમતવાન્ બહાદુર અને દયાળુ માણસ છો. મ્હને તમે ખરેખર ક્ષમા આપો છો કે ?"

" તમારી સર્વ ભૂલો મ્હેં માફ કરી છે અને બે પ્રતાપી વીર પુરુષો સમક્ષ તેમ કરવાની મ્હેં પ્રતિજ્ઞા કરી છે ! " દિલીપસિંહે જણાવ્યું.

" છે એ બે પ્રતાપી વીર પુરૂષો કોણ છે ? " પિશાચપતિએ ઉત્સુકતાથી પૂછ્યું.

" જે બંને મહારાજશ્રીની દરબારમાં નિત્ય જાય છે અને જેમના આશ્રયમાં હાલ અમે રહીએ છીએ તે." દિલીપસિંહે જવાબ આપ્યો.

"ત્યારે મહારાજશ્રીના દરબારમાં આવનાર પુરૂષો બીજા છે કે? તે દિવસે તમારું સ્વરૂપ જોઇને વિજયપાલ ગભરાયો હતો તે શું તમે નહોતા?" પિશાચપતિએ પૂછ્યું.

"ના, તે જૂદા જ હતા. તેઓ બંને નિત્ય સ્વરૂપ બદલીને જ દરબારમાં ઉપસ્થિત થાય છે." દિલીપસિંહે જણાવ્યું એટલે પિશાચપતિએ પૂછ્યું—"તેઓ કોણ છે?"

"એ અમે જણાવી શકતા નથી પણ તમે ગભરાશો નહિ; જે સમયે એમનું ખરૂં સ્વરૂપ જોશો તે સમયે તમને અપાર આનંદ ઉપજશે. તમે જ નહિ પણ સર્વ દરબારીઓ અને મહારાજશ્રી પોતે પણ તેમને જોઇ હર્ષ પામશે. તેઓ કાંઇ સાધારણ માણસ નથી." દિલીપસિંહે કહ્યું.

"પણ મ્હારો ભેદ તેઓ જાણે છે કે? હાં, બરાબર છે; મ્હારો ભેદ છુપાવવાની તેમના સમક્ષ તમે પ્રતિજ્ઞા લીધી છે એટલે તેઓ તે જાણતાં જ હશે! ઠીક, તમે કહો છો કે મ્હારો ભેદ છુપો જ રહેશે તો મ્હારે હવે ડરવાનું કારણ નથી. આમ છતાં હજી પણ તમે દિલીપસિંહ હો એવી મ્હારી ખાત્રી નથી." આ વાક્યો સાંભળી તે મ્હોટેથી હસીને બોલી ઉઠયો—"ત્યારે મ્હારે હજી કાંઇ વિશેષ પ્રમાણ પ્રદર્શિત કરવાં પડશે? તમારી સ્ત્રી બીચારી બહુજ ભલી હતી; કેમ કે, તેની સમક્ષ તમે જે કાંઇ કર્યું તે—" તરતજ પિશાચપતિ તેના મુખપર હાથ મૂકી તેને બોલતો અટકાવી બોલી ઉઠયો—"બસ-બસ, ના બોલો! આ કેવા પ્રકારની ક્ષમા?—"

હજી તેનું બોલવું પૂર્ણ થયું નહોતું એટલામાં ખડકોની પાછળથી એક પુરુષ એકાએક બ્હાર નીકળી તેમની પાસે આવી ઉભો રહી પિશાચપતિ તરફ જોઇને બોલ્યો-"તમે એમને બોલતા અટકાવશો

પણ હું એ વાતોનું સ્મરણ કરાવ્યા વિના રહીશ નહિ. " આ નવા પુરુષને જોઇ પિશાચપતિ ચમકી ગયો અને ગભરાટથી તેનું મુખ જોવા લાગ્યો. દીપકના પ્રકાશમાં તેણે તેને તરત જ ઓળખી કાઢયો. બુરખાવાળાઓના મહેલમાં જે માણસે ચિત્ર રજૂ કરીને તે માટે પોતાના પર દાવો કરવાનું જણાવ્યું હતું તે જ માણસ પોતાની સમક્ષ આવી ઉભો હતો એમ પિશાચપતિ તત્કાળ સમજી શકયો. તેને ઓળખતાં જ પિશાચપતિના શરીરમાંથી જાણે લોહી ઉડી ગયું હોય તેમ તે સફેદ પુણી સરખો થઇ ગયો. હાથપગ હલાવવા જેટલી પણ તેનામાં શક્તિ રહી નહિ. તે માણસ પુનઃ ઉચ્ચ સ્વરે બોલ્યો—" આ બુરખાવાળા ગૃહસ્થ તમારું કહેવું માનીને ચુપ રહેશે તો શું? હું તો તમને પેલી વાતો અવશ્ય કહીશ કે જે સાંભળવાની પણ તમારામાં શક્તિ નથી ! એમને તમે દિલીપસિંહ ન માનો તો ભલે; પણ મ્હને દિલીપસિંહ તરીકે કબૂલ કરવામાં તમને ફરકત આવશે નહિ ! " ભય, વિમાસણ, ગભરાટ, મુંઝવણ અને નિરાશાએ ચારે તરફથી પિશાચપતિને ઘેરી લીધો; છતાં પણ હિંમત ધરીને તે નવા આવનાર દિલીપસિંહ તરફ જોઇને બોલ્યો—" એ પણ ઠીક! એક દિલીપસિંહે તો મ્હને મુંઝવણમાં નાંખ્યો હતો ત્યાં વળી તમે બીજા દિલીપસિંહ આવી પહોંચ્યા! થોડી વાર પછી ત્રીજા દિલીપસિંહ આવશે; પછી તો મ્હારાથી એક શબ્દ પણ બોલાશે નહિ. " આમ કહી જુના દિલીપસિંહ તરફ જોઇ તેણે પૂછ્યું:—" હવે આપ બંનેમાંથી ખરા દિલીપસિંહ કોણ છે ? "

" બસ એટલામાં જ તમે ગભરાઇ ગયા કે શું ? " જુનો દિલીપસિંહ બોલ્યો—" અરે! અમારે ત્યાં જેટલા બુરખાવાળા પુરુષો છે તેઓ સર્વ પોતાનું નામ દિલીપસિંહ જણાવે તો પણ તેમાંથી ખરા દિલીપસિંહને ઓળખવામાં જ તમારી ચાલાકીની કિમ્મત થાય તેમ છે."

"આ પરથી તો એમ લાગે છે કે તમે સત્ય બોલતા નથી!" પિશાચપતિના આ શબ્દો સાંભળી પહેલા દિલપે પૂછ્યું-"ત્યારે મ્હેં તમને જે વાતો કહી તે સર્વ ખોટી છે કે?" તરત જ નવો દિલીપ પણ બોલી ઉઠયો-"અને હું હવે પછી જે વાતો કહીશ તે પણ ખોટી હશે કે? સાંભળો, તે દિવસે બપોરે પેલી પીત્તળની પેટી બગલમાં છુપાવીને તમે શ્યામગઢ તરફ જતા હતા ત્યારે માર્ગમાં તમને તૃષા લાગવાથી એક ઉંચી ભીંતવાળી વાવપર પાણી પીવાને તમે ઉભા હતા. ત્યાં લીમડાના એક ઘટાદાર વૃક્ષની છાયા પણ હતી. એ વાવની ભીંતમાં નીચેની તરફ એક બેઠક બાંધેલી હતી, જેમાં એક મુસાફર તમારા જ વિચાર કરતો થાક ખાવાને બેઠો હતો. એ મુસાફરની તમને તો કાંઇ ખબર નહોતી; પણ તમને દૂરથી આવતા જોઇ તમારી પાસેની ગાંસડીમાં શું છે તે જાણવાની ઇચ્છાથી જ તેમજ લાગ આવે તો તેમાંની પોતાના ઉપયોગની વસ્તુ ઉપાડી જવાની ધારણાથી જ તે ત્યાં છુપાઇ બેઠો હતો. તે એક બહુરૂપી હોવાથી ગામડીઆ જોશીનું સ્વરૂપ ધારણ કરીને ફરતો હતો એટલે તમે તેને ઓળખી શકયા નહોતા. તમે જ્યાં ઉભા રહી કૂવામાંથી નમીને પાણી ખેંચતા હતા ત્યાં દોરી અને લોટો લઇને તે પણ આવ્યો હતો; પણ તેના એ વર્તન માટે તમારા મનમાં શંકા ઉપજે તે પહેલાં જ તેણે ધક્કો મારીને તમને કૂવામાં નાંખી દીધા અને પછી તમારી બહુ-રૂપીનાં સાધનોની થેલી ઉપાડી લઇ તેમાંની સર્વ વસ્તુઓ તેણે જોઇ લીધી તેમજ થોડી લઇ પણ લીધી એ માણસ કોણ હતો તે આજ સુધીમાં તમે જાણી શકયા છો કે?"

"ના, જાણી શકયો નથી; પણ એ બધી વાત કહેવાની તમારી શી મતલબ છે?" પિશાચપતિએ પૂછ્યું.

"મતલબ એ જ છે કે, તે જ માણસ અત્યારે તમારી સમક્ષ ઉભો છે." નવા દિલીપસિંહે જવાબ આપ્યો.

"તે તમે જ હતા કે?" પિશાચપતિએ ક્રોધાવેશમાં પોતાનું ખંજર બ્હાર કાઢીને પૂછ્યું; એટલે તે પણ ખંજર કાઢી સાવધાન બની જઇ બોલ્યોઃ-"હા હું જ હતો. તમારી થેલીમાં મ્હેં તે સમયે શું જોયું તે પણ હવે હું તમને જણાવું છું."

આં વખતે જુનો દિલીપસિંહ પિશાચપતિ પ્રત્યે આજ્ઞાસૂચક સ્વરે બોલ્યો-"બસ ખબરદાર! પિશાચપતિ! ભાન ભૂલી ન જાઓ અને તમારાં ભૂતકાળનાં કાર્યોનો વિચાર કરો! ક્રોધાવેશમાં આવી જઇ તમે તમારું સત્યાનાશ વાળશો. તમે ખાત્રીથી માનજો કે, દિલીપસિંહને તમે લેશ પણ નુકસાન કરી શકશો નહિ. તમારા તિલિસ્મી ખંજરનો એ સહજ પણ ભય રાખે તેમ નથી."

"આપની સાથે હું તકરાર કરતો નથી, પણ આમને શિક્ષા કર્યા વગર તો હું નહિ રહું! એમણે મ્હારી સાથે દગો રમીને મ્હને ઘણું નુકસાન કર્યું છે અને એ જ મ્હારા પર પાછો દાવો કરનાર છે; માટે અમારી તકરારનો અંત્રે જ નિકાલ આવી જાય તો સારું!" પિશાચપતિએ જણાયું.

"ભલે તમારા દિવસ જ ફર્યા છે ત્યાં અમે શું કરીએ? લઢીને તમે તમાશો જુઓ અને ભાગ્યમાં લખ્યું હોય તે ભોગવો; પણ વિચાર કરજો કે, તમારી માફક અમારા બંનેના હાથમાં પણ તિલિસ્મી ખંજર છે અને તેના ચમકાટમાં તમારા સાથી તમને કંઇ મદદ કરી શકશે નહિ." પહેલા દિલીપસિંહે જણાવ્યું, જેથી વિચારમાં પડી પિશાચપતિએ તેને પૂછ્યું-"આપ પણ એને મદદ કરશો કે? આપ તો મ્હારા સહાયક છો છતાં આમ કેમ બોલો છો?"

"તમારો પક્ષ સ્વીકારી અમે અમારા સાથીઓનું કાંઇ અનિષ્ટ કરી શકીએ તેમ નથી." પહેલા દિલીપસિંહે કહ્યું.

"આમ તમે સર્વ મ્હને નુકસાન કરવાને તત્પર થાઓ તો પછી મ્હારે શું કરવું?!" પિશાચપતિએ નિરાશાથી પૂછ્યું.

"તમે એમની પાસેથી પણ ક્ષમા મેળવવાનો પ્રયત્ન કરો; કેમ કે અમારા સરદાર તમારા સહાયક છે." પહેલા દિલીપે જણાવ્યું.

તરત જ પિશાચપતિ ખંજર મ્યાનમાં મૂકી દઇ બોલ્યો-" ઠીક, ત્યારે તો હવે આપની મેહેરબાની પર જ હું ભરોંસો રાખું છું. આપ આપની ઇચ્છામાં આવે તેમ કરો!"

આ શબ્દો સાંભળી પહેલા દિલીપે નવા આવેલા દિલીપ પ્રત્યે કહ્યું-" આવો ભાઇ! તમે મ્હારી પાસે બેસો."

"હું એની સાથે ક્યાં લઢું છું? લ્યો, હું તો તમારી પાસે બેસું છું!" નવા દિલીપે જણાવ્યું-" પણ હવે આ પિશાચપતિના તાબામાં જ રહેવું છે કે મુકામપર આવવું છે?"

"બોલો, હવે અમારી સાથે કેવી રીતે વર્તવાનો વિચાર છે?" જુના દિલીપે પિશાચપતિ તરફ જોઇને પૂછ્યું,-" અમને કેદ કરીને..."

"ના-ના, હવે એટલી હિંમત નથી. હવે તો આપ મ્હને ક્ષમાની આશા આપો તો હું અત્રેથી ચાલ્યો જાઉં." પિશાચપતિ વચ્ચે જ બોલી ઉઠયો.

પિશાચપતિના આ શબ્દો સાંભળી પહેલા દિલીપે કહ્યું-" હવે અમારી પૂંઠ નહિ પકડવાની તમે પ્રતિજ્ઞા કરો તો અમે તમને ક્ષમાની આશા આપી શકીએ તેમ છીએ."

"તમારી પૂંઠ નહિ પકડવાની હું પ્રતિજ્ઞા કરૂં છું તથા તમને યથાસ્થળે પહોંચાડવાને પણ આવું છું." પિશાચપતિએ નમ્રતાથી કહ્યું.

"તમારી મદદની જરૂર નથી; કેમ કે અમને માર્ગની ખબર છે." નવો દિલીપસિંહ આમ કહી ઉભો થયો એટલે તેની સાથે બંને બુરખાવાળાઓ પણ ઉઠીને પોતાનાં નિવાસસ્થાન તરફ રવાના થયા.

---

## પ્રકરણ ૧૮ મું.

### બંધન અને મુક્તિ.

મહારાજ દેવીસિંહના દરબારમાં બન્ને બુરખાવાળાઓ બીજે દિવસે ન આવતાં ત્રીજે દિવસ આવ્યા અને પોતાને સ્થાને બેઠા. પછી આગલે દિવસે તેઓ કેમ ન આવ્યા તે વિષે મહારાજ તરફથી પૂછવામાં આવતાં એક બુરખાવાળાએ નમ્રતાથી કહ્યું:–"મહારાજ! આપની આજ્ઞા લઇ અમે તેજસિંહ અને તારાસિંહ સહિત કુમારો પાસે ગયા હતા; પણ માર્ગમાં ઘણી હેરાનગતી વેઠવી પડેલી હોવાથી અમને જવર આવ્યો હતો. વળી ગળામાં શરદીની અસરૂ થવાથી અમારાથી બોલી શકાતું પણ નહોતું. હજી પણ અમારો કંઠ ઉઘડયો નથી. મહારાજ! કુમાર ઇન્દ્રજીતસિંહે આગ્રહપૂર્વક અમને પોતાની પાસે રોકી રાખ્યા. અને બે દિવસ સુધી તો પોતાની પાસેથી ખસવા જ દીધા નહિ. આથી અમે મહારાજશ્રીની સેવામાં હાજર થઇ શકયા નથી. કુમારશ્રીએ મહારાજશ્રીના નામનો એક પત્ર પણ અમને આપ્યો છે." આમ કહી તેણે પોતાના ખીસ્સામાંથી એક પત્ર બ્હાર કાઢી રાણા દેવીસિંહના હાથમાં આપ્યો. રાણાએ તે પત્ર આનંદથી વાંચ્યા પછી દરેક જણે તે પત્ર વાંચી જોયો. તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

"પૂજ્ય વડિલશ્રીની પરમપવિત્ર સેવામાં,

આપના આશીર્વાદથી અમે કુશળ છીએ. તેજસિંહ અને તારાસિંહ અત્રે આવેલા હોવાથી અમારી મુશ્કેલી દૂર થઇ છે. ખરેખર, વિબુધસિંહ અને સુરજયસિંહે અમને ઘણી મદદ કરી છે. તિલિસ્મીનું ઘણું ખરૂં કાર્ય અમે પૂર્ણ કરી ચુક્યા છીએ. એટલે આજથી ત્રીજે દિવસે આપશ્રીની પરમ પવિત્ર સેવામાં હાજર થવાની આશા રાખીએ છીએ. તિલિસ્મીનું જે કાર્ય બાકી રહ્યું હશે તે આપની સેવામાં રહીને અમે પૂર્ણ કરી નાંખીશું. આથી અમે આવીએ ત્યાં સુધી આપ કૃપા કરી કેદીઓની તપાસ આગળ ચલાવશો નહિ; કેમ કે તે સાંભળવાને અમે પણ ઘણા આતુર છીએ.

લિ૦ ચરણરજ

ઇન્દ્રજીત અને આનન્દસિંહના સવિનય પ્રણામ."

આ પત્ર વાંચવામાં આવતાં સર્વને અપાર આનંદ ઉપજ્યો. આ આનંદની ઉર્મિ શાંત પડયા પછી એક બુરખાવાળાએ પૂછ્યું— "પિશાચપતિ અત્રે આવ્યો છે કે નહિ?"

"હજી સુધી તે પાછો ફર્યો નથી." જ્યોતિસિંહે જણાવ્યું- "કદાચ આપના સાથીઓએ એને—"

"ના-ના." બુરખાવાળો વચ્ચે જ બોલી ઉઠયો—"અમારા સાથીઓ તેને કદાપિ દુઃખી કરશે નહિ. અમે તો ધારતા હતા કે તે અત્રે પાછો ફર્યો જ હશે; કેમ કે અમારા જે સાથીઓને તે ઉપાડી ગયો હતો તેઓ તો પાછા આવી પહોંચ્યા છે. તે અવશ્ય કાંઈ નવી ખટપટમાં પડી ગયો હશે. કદાચ અમારા કોઇ સાથીને પકડવાની પુનઃ તેની મરજી તો નહિ થઈ હોય?"

"પણ આપના સાથીઓએ પાછા ફરીને પોતાની હકીકત તો આપને જણાવી જ હશે?" જ્યોતિસિંહે પૂછ્યું.

"હા જી! એમણે જણાવેલી હકીકતપરથી તો એમ જણાય છે કે, તેમને પકડી ગયા પછી એ માટે પિશાચપતિને પશ્ચાત્તાપ કરવો પડ્યો છે." બુરખાવાળાએ ઉત્તરમાં કહ્યું.

"એમની હકીકત આપ જણાવી શકશો?" જ્યોતિસિંહે પૂછ્યું.

"જણાવવામાં કાંઇ વાંધો નથી; પણ પિશાચપતિને એ ગમશે નહિ." બુરખાવાળાએ જણાવ્યું—"પિશાચપતિને એનાં પ્રથમનાં નીચ કૃત્યોની યાદ આપીને એમણે ગભરાવી દીધો હતો એટલે તે એમને કાંઇ નુકસાન કરી શક્યો નથી." બુરખાવાળાએ જણાવ્યું. "હવે એ અત્રે આવી પહોંચ્યો હશે એટલે તેની હાજરીમાં અમારા સાથીઓને મહારાજશ્રી સમક્ષ હાજર કરીશું એમ ધારી અમે તો તેમને અત્રે તેડી લાવ્યા છીએ."

"એમ કે? તેઓ બન્ને ક્યાં છે?" જ્યોતિસિંહે પૂછ્યું.

"એમને દ્વારપર બેસાડી અમે અત્રે આવ્યા છીએ. ચોપદારને આજ્ઞા કરો તો તેમને દરબારમાં તેડી લાવે." બુરખાવાળાએ કહ્યું. તરત જ જ્યોતિસિંહની ઇશારતથી ચોપદાર તેમને તેડી લાવવાને ગયો. એટલામાં પિશાચપતિ પણ દરબારમાં આવી પહોંચ્યો અને સર્વને નમન કરી લક્ષ્મણસિંહ પાસે બેઠો. સર્વ અજાયબીસહ તેના તરફ જોવા લાગ્યા. તે સ્વસ્થ થઇને બેઠો એટલે પછી એક બુરખાવાળાએ તેને પૂછ્યું—"કેમ પિશાચપતિ! કુશળતામાં છોને?"

"લોકોની નજરમાં તો હજી હું જીવતો છું; પણ રાત્રિ દિવસ એ જ વિચારથી મુંઝાઉં છું કે, પ્રાયશ્ચિત્ત કરવાથી તેમજ પ્રાર્થના કરી ક્ષમા માંગવાથી ઈશ્વર પણ પોતાના ભક્તોનાં પાપોની ક્ષમા

આપે છે; પણ મનુષ્યોમાં દયાનો ગુણ કેમ જોવામાં આવતો નથી ?" પિશાચપતિએ ગંભીર ભાવથી કહ્યું એટલે બુરખાવાળાએ કહ્યું—" જે માણસ નિર્ગુણ અને સગુણ સર્વશક્તિમાન્ ઇશ્વરપર વિશ્વાસ રાખે છે તે ઇશ્વરેચ્છાનુસાર જીવમાત્રની સાથે વર્તે છે ! તમે પણ જો ખરા અંતઃકરણથી પરમાત્મા પાસે ક્ષમાની પ્રાર્થના કરી હશે અને તમારી મતિ નિર્મળ હશે તો તમને કોઇ પણ પ્રકારનું દુઃખ પડશે નહિ. તમને કદાચ કાંઇ દુઃખનો અનુભવ થતો હોય તો તેનું કારણ તમારા ચિત્તનો વિકાર જ છે. હજી તમારું મન શાંત થયું નથી. તેથી એકાગ્રચિત્તથી કાર્ય કરવા તરફ તમારું ધ્યાન રહેતું નથી અને તમને સુખ મળતું નથી. અમારી તમને એટલી જ સલાહ છે કે, તમે શાંત થાઓ અને આડીઅવળી પંચાતમાં ન પડો. આમ કરશો તો તમે દરેક પ્રકારે સુખી થશો."

" આપ શું સત્ય કહો છો ?" પિશાચપતિએ અધોવદને પૂછ્યું.

" પિશાચપતિ !" લક્ષ્મણસિંહે જણાવ્યું—" હું તમને એક આનંદની વધામણી આપું છું. પ્રતાપી કુમારો ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ એ ત્રણ દિવસમાં અત્રે પધારનાર છે. એમનો પત્ર આ બુરખાવાળા મહાશય જ લઇ આવ્યા છે. જુઓ, તમે પણ એ વાંચો." આમ કહી તેણે કુમારનો પત્ર તેને આપ્યો. જે વાંચ્યા પછી તે હર્ષાવેશથી બોલી ઉઠ્યો–" થયું, હવે સઘળી પંચાતનો અંત આવશે." પછી રાણા દેવીસિંહની ઇશારતથી અજીતસિંહે પિશાચપતિને પૂછ્યું–" પિશાચપતિ ! મહારાજશ્રીએ તમારી ભૂલો માટે તમને ક્ષમા આપી છે, માટે હવે તમે મનમાં લેશ પણ ભય રાખશો નહિ. વળી મહારાજશ્રીના એક અંગ સમાન લક્ષ્મણસિંહ પણ તમને પોતાના બાઇ બરાબર ગણે છે; માટે તમને અત્રે પાછા ફરતાં આટલો બધો સમય કેમ લાગ્યો

તેનો ખુલાસો કરો; કેમ કે જે બુરખાવાળાઓને તમે પકડી ગયા હતા તેમને પાછા ફરવાને પણ બે દિવસ થઇ ગયા છે. ”

પિશાચપતિ આનો કાંઈ ઉત્તર આપે તે પહેલાં પેલા બંને બુરખાવાળાઓ પણ ત્યાં આવી પહોંચ્યા. તેઓ સર્વને નમન કરી આસનપર બેઠા એટલે પિશાચપતિ બોલ્યો-“ મ્હારા ધારવા પ્રમાણે જેમને હું પકડી ગયો હતો તેઓ આ બન્ને મહાશયો જ હશે ! ” આમ કહી તેણે તેમને પૂછ્યું-“ કેમ, ખરૂં કે મેહેરબાન ? ”

“ ખરું છે; પણ અમને લઇ જઇને તમે શું કર્યું એ મહારાજશ્રી જાણતા નથી. ” એક બુરખાવાળાએ કહ્યું,

“ અમે સાથે જ ઘેર આવવાને નીકળ્યા હતા; પણ માર્ગમાં હું એક વિચિત્ર પંચાતમાં પડી ગયેલો હોવાથી મ્હને આવતાં વિલંબ થયો છે. ” આમ કહી પિશાચપતિ લજ્જાતિશયથી ચુપ થઇ ગયો.

પિશાચપતિનો ભાવ સમજી જઇ લક્ષ્મણસિંહે તેને કહ્યું-“ કોઇ પણ બાબત કહેવામાં બહુરૂપીઓએ લજ્જિત થવું ન જોઇએ. વળી અત્રે કોઇ બ્હારનું માણસ નથી. આ બુરખાવાળા મેહેરબાનો પણ આપણા જ સ્નેહીઓ છે; કેમ કે કુમારોએ એમને વિષે લખ્યું છે તે તમે વાંચ્યું છે. ”

“ એ ખરું, પણ......કાંઇ નહિ ! હું નહિ શર્માઉં. જુઓ સાંભળો, આ બુરખાવાળા મેહેરબાનોથી જૂદો પડીને આ તરફ આવવાને હું રવાના થયો ત્યારે મધ્યરાત્રિનો સમય હતો. અત્રેથી ત્રણેક ગાઉના અંતરે આવેલા પીપળીઆના જંગલમાં આવી પહોંચતાં મધુર ગાયનનો અવાજ મ્હારે કાને પડવાથી હું ચારે તરફ જોવા લાગ્યો અને જમણી તરફથી અવાજ આવતો હોવાથી હું તે તરફ ગયો. જેમ જેમ હું આગળ ચાલ્યો તેમ તેમ ગાયનનો સ્વર વિશેષ સ્પષ્ટતાથી

સાંભળવા લાગ્યો. એ અવાજ કોઇ અજાણ્યાનો નહિ પણ વારંવાર પરિચયમાં આવેલા માણસનો હોવો જોઇએ એમ મ્હને લાગ્યું. આથી વિશેષ આતુર બની હું ત્વરાથી ચાલ્યો. થોડે દૂર જતાં બે સ્ત્રીઓને વારાફરતી મ્હેં ગાતી સાંભળી જેમાંથી એકનો અવાજ મ્હને પરિચિત લાગતો હતો. હું તેમની તદ્દન પાસે જઇ પહોંચ્યો તો વડના એક ઘટાદાર વૃક્ષપર કેટલીક સ્ત્રીઓને બેઠેલી જોઇ. એમાંની બે સ્ત્રીઓ ગાતી હતી. ત્યાં અંધકાર હોવાથી એ સ્ત્રીઓ કોણ અને કેવા રંગરૂપની હતી અથવા તેમનો પહેરવેશ કેવો હતો તે સંબંધી હું જાણી શકયો નહિ. કાંઇ પણ વિચાર કર્યા વગર એ વૃક્ષ નીચે જઇ હું ઉભો અને તિલિસ્મી ખંજર કાઢી તેની મુઠ દબાવી પ્રકાશ કર્યો એટલે તે સ્ત્રીઓ મ્હારા જોવામાં આવી. તેમને ઓળખવાનો હું પ્રયત્ન કરતો હતો એટલામાં એ ઝાડની ચારે તરફ ફરતી એકાએક આગ સળગી ઉઠી અને દારુ સળગ્યો હોય તેવી રીતે થોડી વારમાં બુઝાઇ ગઈ; પણ તેમાંથી નીકળેલો ધુમાડો એવો કડવો અને ઝેરી હતો કે હું અલ્પકાળમાં જ ગુંગળાઇ ગયો. આથી બહુ પ્રયત્ન કરવા છતાં પણ જોતજોતાંમાં હું બેહોશ થઈ પડયો. પછી જ્યારે હું શુદ્ધિમાં આવ્યો ત્યારે મ્હારા હાથ પગમાં મજબૂત બેડીઓ હોઇ હું એક સુંદર સુસજ્જિત ઓરડામાં પડયો હતો. તે સમયે ઓરડામાં દીપકનો પ્રકાશ ફેલાયલો હતો અને મ્હારી સ્હામે બિછાવેલી ગાદી ઉપર કેટલીક સ્ત્રીઓ બેઠી હતી તેમજ તેમની વચ્ચે એક ઉંચા આસન ઉપર તેમની અધીશ્વરી જેવી જણાતી મ્હારી સ્ત્રી પણ બેઠી હતી. મ્હારી પત્ની સમક્ષ જ એક કેદીના જેવી મ્હારી હાલત જોઇ હું તો ગભરાટમાં પડી ગયો. મ્હને છૂટો કરવાને બદલે તેને મ્હારા તરફ સહાસ્ય દૃષ્ટિથી બેઠેલી જોઇ

મ્હને અપાર ક્રોધ ઉપજ્યો અને આંખો ચઢાવી હું તેને ઉદ્દેશીને બોલ્યો:–" તું મ્હારી સ્ત્રી રામેશ્વરી જ છે કે? અરે! ત્હારે માટે મ્હેં અનેક કષ્ટ સહન કરેલાં હોવા છતાં આ સમયે એક કેદીના જેવી સ્થિતિમાં મ્હને ત્હારી પાસે પડેલો જોઇને તું મલકાય છે?" આના જવાબમાં તેણે છણકો કરીને કહ્યું–" હા જી! હું એજ રામેશ્વરી છું. મ્હારા પુત્રને તમારા ભવિષ્યનો કુળદીપક સમજી તમે પહેલાં તો તેનાપર બહુ જ પ્રેમ રાખતા હતા; પણ આજે તેને તમે તમારા વૈરી બરાબર સમજો છો. તમારાં આગલાં કુકર્મોથી અજાણ હોવાથી તમને ભલા, સત્યવાદી અને ખરા બહુરૂપી સમજી તમારી જાળમાં ફસાઇ જનાર તમારી આ રામેશ્વરી હવે તમારી આગલી કારકીર્દીથી જાણીતી થયેલી હોવાથી તમારાથી દૂર થવાને ઇચ્છે છે. બુરખા-વાળાઓના મહેલમાં તમે જોયેલી જ આ તમારી રામેશ્વરીએ જંગ-લમાં તમને ઠગીને રડતે મ્હોડે રખડતા કાઢયા હતા; પણ જે રામે-શ્વરીને તમે લામાઘાટીમાં મૂકી આવ્યા છો તે હું નથી!" આ સાંભળી હું મુંઝવણમાં પડી ગયો અને કેટલીક વાર સુધી તેનું મુખ જોતો ચુપ જ રહ્યો. છેવટે વિચાર કરી બોલ્યો—" જે રામપ્યારીને હું લામાઘાટીમાં રાખી આવ્યો છું તે જો તું ન હોય તો તું મ્હારી પત્ની પણ નથી!"

" તો હું તમારી પત્ની છું એમ હું પણ ક્યાં કહું છું?!" એ સ્ત્રીએ ક્રોધ તથા વિરક્તિમિશ્રિત સ્વરે કહ્યું.

" ત્યારે હમણાં ત્હેં શું કહ્યું?" મ્હેં પૂછ્યું એટલે તે મ્હોટેથી હસીને બોલી–" વાહ! ખરેખર, તમારી અક્કલ જ ઠેકાણે નથી લાગતી!" આ શબ્દો સાંભળી મ્હારો ગુસ્સો વધી ગયો અને હું હાથ પગમાંની બેડીઓ તોડી નાંખવાની તજવીજ કરવા લાગ્યો. તે

સ્ત્રીએ પણ ગુસ્સે થઇ ત્યાં બેઠેલી પોતાની એક સખી અથવા દાસીને ઇશારત કરી. તરત જ તે ઉઠીને પાસેના તાકામાં પડેલી એક શીશી ઉપાડી લાવી. એમાં એક જાતનો અર્ક હતો. તે અર્કની બે ત્રણ અંજલિઓ ભરીને તેણે મ્હારા મુખપર છાંટી જેથી હું બેહોશ બની ગયો. ત્યાર પછી હું તેમના પંઝામાં કેટલા સમય સુધી રહ્યો તે પણ હું કહી શકતો નથી; પણ જ્યારે શુદ્ધિમાં આવ્યો ત્યારે તો જંગલમાં એક ઝાડ નીચે હું પડયો હતો. થોડા વખત સુધી આશ્ચર્યથી આસપાસ જોતો હું ત્યાં જ પડી રહ્યો અને છેવટે ઉઠીને એક ઝરામાં હાથ-મુખ ધોઇ સ્વસ્થ થયા પછી આ તરફ આવવાને નીકળ્યો. મહારાજ! આવો બનાવ બનવાથી અત્રે હાજર થવામાં વિલંબ થયો છે તથા એ માટે મ્હારો કાંઇ અપરાધ જણાય તો હું આપના ઉદાર હૃદય પાસે ક્ષમાયાચના કરૂં છું. ”

પિશાચપતિની હકીકત સાંભળી સર્વે આશ્ચર્ય પામ્યા; પણ બંને બુરખાવાળાઓ તો મ્હોટેથી હસી પડયા અને તેઓમાંના એકે તેને કહ્યું-“ વળી તમે ઠગાયા! એ સ્ત્રીએ જણાવેલી વાતોમાંની માત્ર બે ત્રણેક ખરી હશે! ”

“ કેમ વારું ? એની કયી વાત સાચી અને કયી જૂઠી હતી?” પિશાચપતિએ અજાયબીસહ પૂછયું, જેના જવાબમાં તેણે જણાવ્યું-“ તે અમે હમણાં જણાવી શકતા નથી; પણ સત્યાસત્યનો ભેદ તમે સત્વર જાણશો જ. ”

પિશાચપતિએ ફેરવી ફેરવીને ઘણી વાતો પૂછી; પણ બુરખા-વાળાઓ પાસેથી તે પોતાના ઉપયોગની એક પણ વાત જાણી શકયો નહિ. થોડા સમય સુધી આડીઅવળી વાતચિત કરીને બન્ને બુરખા-વાળાઓ ત્યાંથી વિદાય થયા.

# પ્રકરણ ૧૯ મું.

## કાર્યક્રમનો નિર્ણય.

મધ્યરાત્રિ વીતિ ગઇ હતી. મહારાણા દેવીસિંહ પોતાના શયનગૃહમાં પલંગપર આડે પડખે પડયા પડયા પાસેના આસનપર બેઠેલા અજીતસિંહ સાથે વાતચિત કરતા હતા. વળી દરબારમાં હમ્મેશા આવનાર બન્ને સુરખાવાળાઓ વિશુધસિંહ અને સુરજયસિંહ પણ તેમની પાસે બેઠા હતા. તેઓ ત્યાં ક્યારના બેઠા હતા અને તેમની વચ્ચે શી વાતચિત થઇ તે તો અમે પણ જાણતા નથી; પણ તેઓ કોઇ અત્યંત અગત્યની બાબત વિષે સલાહ કરતા હોય એમ જણાતું હતું. વાતચિત દરમ્યાન કાંઇ યાદ આવતાં રાણા દેવીસિંહે અજીતસિંહને કહ્યું–" આ સલાહ કરતી વખતે ચિરંજીવી ગોપાલસિંહ પણ અત્રે હોય તો ઠીક, માટે એને તેડાવો."

" જેવી આજ્ઞા " એમ કહીને અજીતસિંહ ઓરડાની બહાર ગયો અને રાજા ગોપાલસિંહને તેડી લાવવાને ચોપદારને મોકલી પાછો આવી પોતાને સ્થાને બેસી વાતચિત કરવા લાગ્યો. તે બોલ્યો–"પિશાચપતિ ચાલાક અને પક્કા બહુરૂપી છે એમાં તો શક નથી પણ એના દુશ્મનો ખાઇ પીને એની પાછળ લાગ્યા છે. વળી એને પાયમાલ કરી નાંખવાની ઇચ્છાથી એના દુશ્મનો એનાં આગલાં કર્મો પ્રકટ કરી એને દરેક રીતે દુઃખી કરે છે."

" ખરૂં છે." રાજા દેવીસિંહે જણાવ્યું–" અમારા મહેલમાંથી એક વાર ચોરી કર્યા ઉપરાંત એણે અમને સહજ પણ નુકસાન પહોંચે એવું બીજું કોઇ કાર્ય કર્યું નથી."

"એમજ છે મહારાજ ! વળી એ ચોરી પણ એણે કાંઇ ખરાબ ધારણાથી કરી નહોતી એ બાબત વિષે કૃષ્ણલાલે જણાવેલી હકીકત આપને યાદ હશે !" અજીતસિંહે કહ્યું.

"હા, યાદ છે. વળી એણે અમારા પર ઉપકાર પણ કાંઇ થોડા નથી કર્યા ! પદ્માવતી, માયાસુંદરી, ઇન્દિરા, અલક વગેરેના પ્રાણ પિશાચપતિને લીધે જ બચ્યા છે એમ કહીએ તો ચાલે. વળી ગોપાલસિંહને પણ એની મદદથી જ લાભ થયો છે. એ સર્વનો વિચાર કરીને જ લક્ષ્મણસિંહ એનો સ્નેહી બન્યો છે !"

આ વાક્યો સાંભળી દેવીસિંહે કહ્યું:-"પણ એટલું તો યાદ રાખજો કે, એની તપાસનો અંત નહિ આવે ત્યાં સુધી લોકો એની ભૂલો પાતાળમાંથી પણ શોધીને પ્રકટ કરશે અને મનમાં આવશે તેવી વાતો જોડી પણ કાઢશે !"

"એ તો ખરૂં છે મહારાજ !" એક બુરખાવાળાએ જણાવ્યું-"ખરૂં કહીએ તો પિશાચપતિની તપાસ કરવાની જરૂર નથી ! તપાસ તો વેશધારી બલભદ્રની કરવાની છે. તેણે કરેલા અપરાધોનો આરોપ પિશાચપતિપર ઠોકી બેસાડવામાં આવે છે. પેલી પીત્તળની પટીનું તો આપણને કાંઇ કામજ નથી ! બાકી રહ્યું પેલું કાગળોનું પડીકુ, જે વાંચવાથી પિશાચપતિ લક્ષ્મીદેવીનો અપરાધી જણાય છે, પણ તેનો યોગ્ય જવાબ તે આપશે અને પૂરવાર કરી આપશે કે, તે પત્રો તેના પોતાના હાથના લખેલા છે છતાં પણ તે માટે એ નિર્દોષ છે અને ખરી રીતે તો તે ખરા બલભદ્રસિંહનો મિત્ર છે !"

દેવીસિંહે એક નિશ્વાસ મૂકીને કહ્યું:-"ખરેખર, આ ટૂંક સમયમાં કેવા વિચિત્ર ફેરફાર થઇ ગયા ? ચિરંજીવી ગોપાલસિંહ સાથે કેવા ભયંકર પ્રપંચ રમવામાં આવ્યા ? એ સર્વનો વિચાર કરતાં મ્હારા

અંતઃકરણમાં ક્રોધની જ્વાળા સળગી ઉઠે છે."

"પણ હવે એ બનાવોને યાદ કરવાની જરૂર નથી. મહારાજ! ભાવી વૃથા થતું નથી." અજીતસિંહે જણાવ્યું-"ઇશ્વરકૃપાથી અનેક કષ્ટ સહન કરીને મહારાજ ગોપાલસિંહજી મૃત્યના મુખમાંથી બચી ગયા છે અને હવે દરેક વાતે સુખી છે તેમજ એમના દુશ્મનો પણ આપણા પંઝામાં પકડાયા છે એ જ સંતોષ અને આનંદનો વિષય છે."

"તો પણ ગોપાલસિંહને દુઃખી કરનાર પાપીઓને યોગ્ય બદલો મળ્યો એવો સંતોષ પામવાને એ હરામખોરોને કેવી શિક્ષા કરવી તે મ્હને સૂઝતું નથી." રાણાએ જણાવ્યું. તેનું બોલવું પૂર્ણ થયું એટલામાં રાણો ગોપાલસિંહ ઓરડામાં દાખલ થયો અને રાજાને નમન કરી પલંગ પાસે પડેલા ખાલી આસનપર બેઠો. બંને બુરખાવાળાઓપર નજર પડતાં તેણે મુખ મલકાવીને તેમને પૂછ્યું-"આપ કયારના પધાર્યા છો?"

"જી! અમને આવ્યાને ઘણો સમય થયો છે." એક બુરખાવાળાએ જવાબ આપ્યો, જેમાં રાજા દેવીસિંહે ઉમેર્યું-"એ બીચારા તો કયારના અમને આનંદ પમાડી રહ્યા છે. કેટલીક અગત્યની બાબતોનો વિચાર કરવા માટે એ આવ્યા છે."

"કયી બાબતો માટે?" ગોપાલસિંહે પૂછ્યું.

"આ તમારા બંધુઓનાં લગ્નની, પિશાચપતિની તપાસની, કેદીઓના મુકરદ્દમાની, પદ્માવતી અને અલર્કકિશોરી સાથે યોગ્ય વર્ત્તન કરવું ઇત્યાદિ બાબતોનો વિચાર અમે કરીએ છીએ. એ સર્વ બાબતમાં શું કરવું અને પહેલાં કયી બાબત હાથ ધરવી એનો નિર્ણય કરવાની જરૂર છે." દેવીસિંહે ઉત્તરમાં કહ્યું.

"અત્યારે હું પણ એ બાબતોના જ વિચાર કરતો શય્યામાં જાગતો પડ્યો હતો એટલામાં ચોપદારે આવી આપશ્રીની આજ્ઞા નિવેદન કર્યાથી ઉઠીને આપની સેવામાં હાજર થયો છું." ગોપાલસિંહે જણાવ્યું. અને બુરખાવાળાઓ તરફ જોઇ કહ્યું-"આપ બંને ભાઇઓ પણ અમારા ઘરના જ માણસ જેવા છો એટલે આ બાબતોમાં આપે વ ભાગ લેવો જ જોઇએ."

"અજીતસિંહનો એવો વિચાર છે કે, કેદીઓની તપાસ ચલાવી તેમને શિક્ષા કર્યા પહેલાં જ કુમારોનાં લગ્ન થવાં જોઇએ કે, કેદીઓ પણ એ લગ્નોત્સવ જોઇને પોતાના મનમાં બળી મરે અને સમજે કે, તેમની લુચ્ચાઇ, હરામખોરી, અદેખાઇ અને નીચતાનું પરિણામ કેવું આવ્યું તથા ધર્મનો જય અને પાપનો પરાજય કેવી રીતે થયો! વળી કેદીઓના પક્ષના માણસો હાલમાં આમતેમ છુપાઇ રહીને અત્રેનો રંગ જોઇ મનમાં અનેક સંકલ્પ વિકલ્પ કરતા હશે તેઓ પણ સમજી જશે કે, હવે આપણી સાથે શત્રુતા કરવાથી તેમને કંઇ લાભ થનાર નથી." દેવીસિંહે કહ્યું

"એ વિચાર યોગ્ય છે. કુમારોનાં લગ્ન થશે ત્યાં સુધી તેમનાં મનમાં અનેક પ્રકારની ધાસ્તી પણ રહેશે." ગોપાલસિંહે જણાવ્યું— "બસ, લગ્ન થયા પછી મહેમાનોની હાજરીમાં જ પાપીઓને રસાતળમાં પહોંચાડી દેવાથી પાપકર્મોનાં ફળ કેવાં મળે છે તે સર્વને જણાશે." આ વાક્યો સાંભળી રાજાએ અજીતસિંહ તરફ જોઇને કહ્યું-"ભાઇ ગોપાલસિંહનો પણ એવો જ વિચાર છે તો હવે આપણે બીજા કોઇની સલાહ લેવાની જરૂર નથી. તમે દરેક બાબતનો બંદોબસ્ત કરવા માંડજો અને જયાં જયાં આમંત્રણ મોકલવાં હોય ત્યાં મોકલી આપજો."

"બરાબર એ સર્વ વાતોની ખરી હકીકત તમારા જાણવામાં હોવી જ જોઇએ કેમ કે તમે જ કૃષ્ણપક્ષ બનીને એને મદદ કરી હતી. એ દોષિત હોત તો તમે એનો પક્ષ લીધો જ ન હોત!" રાજાએ જણાવ્યું.

"એમ જ છે મહારાજ! આપશ્રીને ઇન્દિરાની હકીકત લખી મોકલી હતી તે પરથી આપની પણ એ વિષે ખાત્રી થઇ જ હશે." ગોપાલસિંહે જણાવ્યું.

"ખરેખર, એ સમયે પિશાચપતિએ તમને બહુ મદદ કરી હતી અને એ માટે દારોગો તેનો દુશ્મન બની ગયો." રાજાએ જણાવ્યું–"દારોગા સાથે મિત્રતા અને બલભદ્રસિંહ સાથે શત્રુતા કર્યા સિવાય પિશાચપતિથી લક્ષ્મીદેવી સાથે દગો રમી શકાય તેમ નહોતું અને તેમ થયું જ નથી. હવે એ પત્રો પિશાચપતિના લખેલા છે, એ જોતાં વિચારવા જેવું તો એ છે કે, પડીકામાં રઘુવીરસિંહે મોકલેલા તેમજ તેનાપર આવેલા પત્રો છે!"

"એ જ બાબતથી ઘણોખરો સંશય દૂર થઇ જાય છે." ગોપાલસિંહ બોલી ઉઠયો—"ખરી હકીકત એ છે કે, સર્વ પત્રો પિશાચપતિએ ઉતારેલી નકલો છે. જમાનીઆમાં રહેતા દારોગાના મિત્ર રઘુવીરસિંહનું આ સર્વ કપટ કારસ્થાન છે. આ સર્વ ઝેર એણે જ પોતાના હાથે ફેલાવેલું છે. ઇન્દિરાની હકીકતમાં આપે વાંચ્યું જ હશે કે પિશાચપતિ વેણીસિંહનું સ્વરૂપ ધારણ કરીને જ ઘણા દિવસો સૂધી રઘુવીરસિંહની નોકરીમાં રહ્યો હતો અને રઘુવીરના પત્રો લઇને વિજયપાલને ત્યાં એ જ જતો હતો. બસ, એ સર્વ પત્રોની એણે છુપી રીતે ઉતારી લીધેલી નકલો જ વિજયપાલે રજૂ કરી છે. સુયોગ મળતાં દુશ્મનોને દબાવવા માટે પિશાચપતિએ એ પત્રોની નકલ ઉતારી લીધી હતી તેમ જ કેટલીક તેના ઘર-

સર્વ પત્રોની એણે છુપી રીતે ઉતારી લીધેલી નકલો જ વિજયપાલે રજૂ કરી છે. સુયોગ મળતાં દુશ્મનોને દબાવવા માટે પિશાચપતિએ એ પત્રોની નકલ ઉતારી લીધી હતી તેમ જ કેટલીક તેના ઘરમાંથી ચોરી લીધી હતી. હવે એ બાબતમાં પિશાચપતિની ભૂલ અથવા લુચ્ચાઈ જે માનીએ તે એટલી જ છે કે દ્રવ્યના લોભે એ વાત તે સમયે અમને જણાવવાને બદલે એણે છુપાવી રાખી તથા લાંચ લઇને દારોગાને એણે છોડી દીધો તેમજ કલમદાનનો ભેદ છુપાવી રાખ્યો. એ માટે પિશાચપતિ ગુન્હેગાર છે. જો એણે એમ કર્યું ન હોત તો અમારી દુર્દશા થાત નહિ. હાલ એ ભૂલો માટે જ તે પશ્ચાત્તાપ કરે છે–દુ:ખી થાય છે; પણ અંતે એણે એ ભૂલોનો બદલો એવો સરસ વાળી આપ્યો છે કે, એની સર્વ ભૂલો માટે એ ક્ષમાપાત્ર છે."

"કમલદાનમાં તે સમયે શું હતું?" રાજાએ પૂછ્યું.

"એ કલમદાન દારોગાના ગુપ્તમંડળના ચોપડા બરાબર છે. સભાસદોનાં નામ અને મંડળને લગતી છુપી બાબતોની યાદી એ કલમદાનમાં હતી." ગોપાલસિંહે જણાવ્યું–"એ ઉપરાંત દામોદરસિંહે લખેલું ઇન્દિરાનાં નામનું વસીઅતનામું પણ તેમાં જ હતું."

"હાં, હવે યાદ આવ્યું!" દેવીસિંહે કહ્યું, "ઇન્દિરાની હકીકતમાં એ સર્વ બાબતો તમે લખી જણાવી છે. ખરેખર, તે સમયના પિશાચપતિના લોભથી તમારી સર્વની દુર્દશા થઇ!"

"પણ એ લોભનું પરિણામ શું આવશે તેનો પિશાચપતિએ કાંઇ વિચાર જ કર્યો નહિ હોય." એક બુરખાવાળાએ જણાવ્યું.

"એમજ હશે." રાજાએ જણાવ્યું અને અજીતસિંહને ઉદ્દેશીને કહ્યું–"ઇન્દ્રદેવ અને પિશાચપતિને પણ હમણાં જ અત્રે તેડાવીને આ બાબતનો નિકાલ કરવો જોઇએ." તરત જ અજીતસિંહ બહાર જઇ ચોપદારને આજ્ઞા કરી પાછો આવ્યો. અલ્પકાળ પર્યંત સર્વ પોતપોતાના વિચારમાં ચુપ રહ્યા. પછી ગોપાલસિંહ

બોલ્યો:—“મ્હારા વિચાર અનુસાર તો પિશાચપતિએ કાંઇ ખોટું કર્યું નહોતું; કેમ કે દારોગા પાસેથી પચીસ હજાર મહોરો લઇ તેને છોડ્યો તે સમયે તેણે તેની પાસેથી એવું લખાવી લીધું હતું કે જે કાયથી ઇન્દ્રદેવ, સરયુદેવી, ઇન્દિરા અને અમને સહજ પણ નુકસાન થાય એવું કાર્ય તેણે કરવું નહિ અથવા તેવા કાર્યમાં બિલ્કુલ ભાગ લેવો નહિ; પણ દારોગાએ પાછળથી લુચ્ચાઈ કરી અને પિશાચપતિ તો તેની કબૂલત પ્રમાણે વર્ત્યો. આ ઉપરથી લાગે છે કે, પિશાચપતિને સુંદર સંબંધીની કાંઈ ખબર ન હોય અને લક્ષ્મી-દેવીના સંબંધમાં એ કદાચ છેતરાઇ પણ ગયો હોય!”

“બનવા જેવું છે.” રાજાએ જણાવ્યું અને ગોપાલસિંહને પૂછ્યું, “પણ એ સર્વ બાબતો તમારી જાણમાં કેવી રીતે આવી?”

“પિશાચપતિના ભાઇ શેરસિંહે એ સર્વ બાબતો અમને જણાવી છે.” ગોપાલસિંહે કહ્યું—“શેરસિંહ હજી પણ એને ભાઇ તરીકે ચ્હાય છે; પણ એનાં લોભી કારસ્તાનોનાં માઠાં પરિણામે તેને તદન દોષિત સમજીને તેનાથી ડરે છે અને તેને ધિક્કારે છે. જે વખતે સ્યામગઢના રાજા દિગ્વિજયસિંહે માયાસુંદરીને લઇ જઈ પોતાના કિલ્લામાં રાખી હતી અને એ બનાવથી શેરસિંહ તેની નોકરી છોડી ગયો હતો તે સમયે પિશાચપતિ છુપો ફરતો હતો; પણ જ્યારે શેરસિંહ તિલિસ્મી ભોંયરામાં દાખલ થઇને નારંગી અને બંસરીઆલાને છુપી રીતે મદદ કરવા લાગ્યો ત્યારે પિશાચપતિ તિલિસ્મી ભોંયરામાં જઇને લાંબે સમયે તેને મળ્યો હતો; પણ એ ધર્મપરાયણ પુરૂષને તેથી પણ બહુ માઠું લાગ્યું હતું.” હજી તે આગળ બોલવા જતો હતો એટલામાં ઇન્દ્રદેવ અને પિશાચપતિ ત્યાં આવી પહોંચ્યા અને રાજાને નમન કરી તેમની આજ્ઞાથી અજીતસિંહ પાસ

બેઠા એટલે તેણે પોતાનું કહેવું આગળ ચલાવ્યું—"બદનામ થવાના ભયને લીધે શેરસિંહ પિશાચપતિનું મુખ જોવાને પણ રાજી નહોતો અને તે તો એમ જ માનતો હતો કે, પિશાચપતિએ પોતાનાં નીચ કર્મો માટે શરમાઇને નક્કી આત્મહત્યા જ કરી હશે; પણ જ્યારે તેણે એ ભોંયરામાં પિશાચપતિને જોયો ત્યારે કમકમીને એણે એનો ઘણો તિરસ્કાર કર્યો અને પોતાની જીંદગી અને કીર્તિને ખાતર કોઈ દૂરના દેશમાં જઇ તેનું કલંકિત મુખ પોતાને કદાપિ ન દેખાડવાનું કહ્યું. પિશાચપતિએ તેનું કહેવું માન્યું નહિ અને પછી પોતાની નિર્દોષતા પ્રકટ કરી મહારાજશ્રીના માનીતા બહુરૂપી થવાની આશાથી તે ત્યાંથી રવાના થઇ પદ્માવતીને મળ્યો અને તેને ખરા અંતઃકરણથી મદદ કરવા લાગ્યો. શેરસિંહને આ વાત પણ ગમી નહિ. થોડા દિવસ સુધી તો અમને ડરતાં ડરતાં તે મદદ કરતો રહ્યો, પણ એક દિવસે એકાંતમાં અમને મળીને પોતાના અંતરની લાગણી તેમજ અમારે વિષેની કેટલીક હકીકત જણાવીને તેણે કહ્યું–' આમાંની થોડીક હકીકત તો મ્હને મ્હારા ભાઇએ જણાવી છે અને શ્યામગઢ રાજ્યની નોકરી છોડયા પછી તપાસ કરતાં બાકીની બાબતો મ્હારા જાણવામાં આવી છે; પણ આપને માયાવિનીએ કેદ કર્યા હતા એ અમે બંને ભાઇ જાણતા નહોતા. ઇશ્વરકૃપાથી આપ મુક્ત થયા છો એટલે આપને વિષે હું જે વાત જાણું છું તે મ્હેં આપને નિવેદન કરી કે જેથી આપ આપના દુશ્મનોપર યોગ્ય વેર વાળી શકો. મ્હારો ભાઇ પિશાચપતિ જે મરી ગયો છે એમ હું માનતો હતો તે પ્રકટ થયો છે એટલે હું હવે મ્હારૂં મુખ કોઇને બતાવીશ નહિ. એ જણાવે છે તેમ જો પોતાની નિર્દોષતા જાહેર કરીને મહારાજશ્રી વીરસિંહનો બહુરૂપી બનશે તો હું પણ દુનિયાને મ્હારું મુખ બતાવીશ.' આમ કહી

શેરસિંહ અમારી પાસેથી ચાલ્યો ગયો. પિશાચપતિના ઘણાખરા ભેદ અમારી જાણવામાં આવ્યા તેનું આ જ કારણ છે."

હવે અજીતસિંહે પિશાચપતિ તરફ જોઈ કહ્યું–"આ સમયે તમારે વિષે જ વાતચિત ચાલે છે. અત્રે સર્વ તમારા શુભેચ્છક જ બેઠા છે તેમ જ મહારાજશ્રી પણ તમારા પર પ્રસન્ન થયા છે એટલે આ શુભ પ્રસંગે જ તમારા સર્વ દોષ માટે ક્ષમા મેળવીને મહારાજશ્રીના બહુરૂપી બની જવાનો અવસર છે. તમે તમારી હકીકત કહો તેમજ તમને જે કાંઇ પૂછવામાં આવે તેના સત્ય ઉત્તરો આપો."

"આપની આજ્ઞાને મહારાજશ્રીની આજ્ઞા સમાન માની હું કોઇ પણ વાત છુપાવીશ નહિ." પિશાચપતિએ ઉભા થઈ બન્ને હાથ જોડીને નમ્રતાથી કહ્યું.

"જમાનીઆના તિલિસ્મીમાં સપડાયલાં સરયુદેવી અને ઇન્દિરા પણ અત્રે આવ્યાં છે એ તો તમે જાણતા જ હશો?" અજીતસિંહે પૂછ્યું.

"હા જી! આ દુર્ભાગીને લીધે જ એમને એ દુઃખ વેઠવું પડ્યું છે." પિશાચપતિ પોતાનું કપાળ કુટતો બોલ્યો–"મ્હારા દુર્ભાગ્યે તે વખતે મ્હને ઘણો લોભી બનાવી દીધો હતો. દ્રવ્યલોભથી જો મ્હેં દારોગાને છોડ્યો ન હોત તો એમની એવી દુર્દશા થાત નહિ. મહારાજશ્રી તેમજ આપ સર્વના જાણવામાં આવ્યું હશે કે, મ્હારા જીવને જોખમે તે વખતે મ્હેં બજાવેલાં ગંભીર કાર્યો પર મ્હારા લોભથી પાણી ફરી ગયું! દારોગાએ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો છે એમ જો તે સમયે મ્હને જણાયું હોત તો મ્હેં એની બરાબર ખબર લીધી હોત!"

"વારૂં, તમારા ભાઇ શેરસિંહ ક્યાં છે?" અજીતસિંહે પૂછ્યું.

"મ્હેં કરેલા ભયંકર અપરાધો માટે નિર્દોષ ઠરી હું મુક્ત થાઉં એવી તેને આશા ન હોવાથી તેમજ મ્હારે લીધે પોતાના પર પણ કલંક આવી જવાના ભયથી તે કોઇ સ્થળે છુપાઇ રહ્યો છે. હું નિર્દોષ ઠર્યો છું એમ જ્યારે એ જાણશે ત્યારે આપો આપ પ્રકટ થશે." પિશાચપતિએ કહ્યું.

"વિજયપાલે રજૂ કરેલા પત્રો તમારા હાથના જ લખેલા છે કે નહિ?" અજીતસિંહે પૂછ્યું, જેના જવાબમાં પિશાંચપતિએ જણાવ્યું–"એ વિજયપાલ અને રઘુવીરસિંહ વચ્ચે ચાલેલા સઘળા પત્રોની મ્હારી કરેલી નકલો છે."

"ઠીક, પણ એ નકલો કરવાથી તે સમયે તમારા જાણવામાં નો આવ્યું જ હશે કે લક્ષ્મીદેવી અને બલભદ્રસિંહ પર કેવી આફત આવી પડનાર હતી?" અજીતસિંહે પૂછ્યું.

"જાણ્યું હતું, પણ દ્રવ્યલોભે મ્હારું જ સત્યાનાશ વાળ્યું." પિશાચપતિ બોલી ઉઠયો–"મ્હોટી રકમની લાંચ લઇને મ્હેં રઘુવીરને છોડી દીધો; પણ એ આફત વિષે બલભદ્રસિંહને મ્હેં ઇશારો કરી સાવધાન કર્યા હતા ખરા. વળી રઘુવીર પાસે પૈસા વસુલ કર્યા પછી લક્ષ્મીદેવી તેમજ બલભદ્રસિંહને નુકસાન થાય એવું કોઇ પણ કાર્ય નહિ કરવાની મ્હેં રઘુવીર પાસે કબૂલત લીધી હતી; પણ મ્હારી સાથે દગો રમી મ્હને છેતરીને એ હરામખોરે પોતાનું ધાર્યું કામ કર્યું. વળી બલભદ્રસિંહની બાબતમાં પણ હું ઠગાયો. બલભદ્રસિંહને હરામખોરોએ કેદ કરીને એ મરણ પામ્યા છે એવી એમણે મ્હારી ખાત્રી કરી આપી. લક્ષ્મીદેવીના સંબધમાં દારોગો જે ચાલાકી રમ્યો તે હું જાણી શકયો નહિ; કેમ કે તે પછી કેટલાંક વર્ષો સુધી મ્હેં લક્ષ્મીદેવીને જોયાં જ નહોતાં. લાંબે સમયે મ્હેં વેશધારી લક્ષ્મીદેવી–માયા-

વિનીને જોઇ પણ ઉમ્મરના વધવાથી દેખાવમાં તફાવત પડવો જ જોઇએ એ વિચારથી તેને માટે મ્હને શંકા ઉપજી નહિ. વળી વેશધારિણી લક્ષ્મીદેવી સાથે તેની બ્હેનો જ જ્યારે પદ્માવતી અને અલકકિશોરીને પણ જોયાં એટલે તેની બ્હેનો જ જ્યારે છેતરાઇ ગઇ ત્યારે હું છેતરાઉં તેમાં શી નવાઇ? ઘણા દિવસો પછી આ કાગળોનું પડીકું મ્હારા ઘરમાંથી ચોરાઇ ગયું ત્યારે મ્હને ધાસ્તી લાગી કે સમય આવતાં એ કાગળો જ મ્હને કદાચ અપરાધી ઠરાવશે. અંતે થયું પણ એમજ. હરામખોરોએ કારાગૃહમાં બલભદ્રસિંહને એ કાગળો દેખાડીને એમનું મન મ્હારા તરફથી ફેરવી નાંખ્યું અને બધો દોષ મ્હારા પર જ ઢોળી દીધો. એ પછી કેટલાંક વર્ષ વીત્યા પછી જ્યારે મહારાજ ગોપાલસિંહજીના મૃત્યુ પામવાના સમાચાર ફેલાઇ ગયા અને એ માટે કોઇને સહજ પણ શંકા ઉપજી નહિ ત્યારે ધીરે ધીરે મ્હને રઘુવીર અને દારોગાની હરામખોરીની ખબર પડતી ગઈ; પણ મ્હેં જાણી જોઇને એ વાતમાં કાંઇ લાભ જેવું ન જણાવાથી તેની દરકાર કરી નહિ; કેમ કે જ્યારે સ્વયં મહારાજશ્રી જ દુનિયામાં રહ્યા નહોતા ત્યારે પછી મ્હારે એ પંચાત કોને માટે કરવી જોઇએ? ખરેખર, આ મ્હેં ગંભીર ભૂલ કરી અને મ્હારો ભાઇ પણ એ માટે મ્હારા પર ગુસ્સે થયો. એ પછી એક તરફથી મહારાજશ્રી વીરસિંહજીની હિલચાલ શરૂ થઇ અને બીજી તરફ પદ્માવતી પણ પોતાની બ્હેનના મહેલમાંથી બ્હાર નીકળી પડયાં. પછી સારાં કામો કરીને નામના મેળવવાની ઇચ્છાથી હું પણ બ્હાર પડયો. એ દરમ્યાન મ્હારા પર પણ અનેક સંકટો આવી પડયાં. મ્હારા શિરચ્છત્ર મહારાજ રણધીરસિંહજી પણ મ્હારાપર ક્રોધે ભરાયા અને હું મ્હારૂં કાળું મુખ લઇને દુનિયાનો ત્યાગ કરી કલંકિત જીવન ગાળવા

લાગ્યો. મ્હારા મરણના સમાચાર મ્હેં સર્વત્ર ફેલાવી દીધા! મહારાજ! એ સર્વનું સવિસ્તર વર્ણન ક્યાં સુધી કરૂં? ટૂંકમાં છેક પગથી માથા સુધી હું આપનો અપરાધી છું એમ જાણું છું છતાં મહારાજશ્રીના ઉદાર અંતઃકરણ પાસે હું ક્ષમા યાચનાં કરું છું."

"તમારી પાછલી હકીકત મહારાજશ્રી જાણે છે." અજીતસિંહે જણાવ્યું-"એ પ્રસંગે ઇન્દિરાને બચાવવા માટે તમે ઉઠાવેલા અથાગ પરિશ્રમ માટે મહારાજશ્રી તમારા પર અત્યંત પ્રસન્ન છે; કેમ કે, તમે ખરા અંતઃકરણથી ઇંદ્રદેવના એક મિત્ર તરીકેની ફરજ સંપૂર્ણ બજાવી છે. આ બાબતમાં અમને અજાયબી તો એ લાગે છે કે, ઇન્દિરાના સંબંધમાં તમે જે કાંઇ કર્યું હતું તે ઇન્દ્રદેવને તો કહ્યું જ હશે છતાં એમણે દારોગાને કેમ છોડી દીધો? દારોગાને શિક્ષા કરવાનું તો બાજૂએ રહ્યું, પણ એની સાથે ગુરૂભાઇનો સંબંધ હતો તે પણ એમણે શા માટે ન તોડયો?"

"એમના જેવા બહાદુર અને પ્રામાણિક પુરુષ વિશ્વસંસારમાં વિરલ હોય છે." પિશાચપતિ ઇન્દ્રદેવ તરફ હાથ કરી બોલ્યો. "એમના સંબંધમાં મ્હેં બતાવેલી નીચતાનો બદલો એમણે એક એવું કામ કરીને વાળી દીધો છે કે, તે બીજા કોઇથી બનત જ નહિ અને તેથી જીવનપર્યંત હું એમની સમક્ષ મસ્તક ઉંચું કરી શકું તેમ નથી! વાહ-વાહ! લાંચ લઇને દારોગાને છોડી દેવાની તેમજ તેને કલમદાન આપી દેવાની વાત મ્હેં એમને જણાવી ત્યારે મ્હારાપર ગુસ્સે થવાને બદલે એમણે આંખોમાં અશ્રુ લાવીને નિશ્વાસ મુકી મ્હને કહ્યું-"પિશાચપતિ! આ તમે બહુ ખોટું કર્યું છે. આ પ્રકારનું પરિણામ બહુ જ ભયંકર આવશે. હશે, જે બનવાનું હતું તે બન્યું છે. તમે મ્હારા મિત્ર છો એટલે તમે કર્યું તે મ્હારે કબૂલ

છે. દારોગાને આજથી હું ભૂલી જાઉં છું! હવે મ્હારી પત્ની અને પુત્રી પર ગમે તેવી આફત આવી પડશે અને મ્હારે પણ ગમે તેવાં કષ્ટ ભોગવવાં પડશે તો પણ આજથી હું દારોગાનું નામ પણ મુખમાંથી કાઢીશ નહિ તેમજ મ્હારી સ્ત્રીના સંબંધમાં પણ કોઇ સાથે કાંઈ વાત કરીશ નહિ. હવે તમારે જે કાંઇ કરવું હોય તે કરજો અને હરામખોર દારોગાને પણ કહેજો કે, મ્હને એ વિષેની ખબર પડી નથી. દારોગાના મનમાં કાંઇ ખટકો ન રહે એવી રીતે જ હું હવે ભોળો બ્રહ્મા બની જઇશ' એમના આ શબ્દોની મ્હારા હૃદય પર જે અસર થઇ તેનું નિર્જીવ શબ્દોથી હું વર્ણન કરી શકું તેમ નથી. મ્હારાથી થયેલી ગંભીર ભૂલ માટે મ્હેં એમની ક્ષમા માંગી અને દારોગા પાસેથી મેળવેલું દ્રવ્ય તેને પાછું આપી દઇ તેના પર વૈર લેવાની મ્હારી ઇચ્છા જણાવી એટલે એમણે મારો હાથ પકડીને જુસ્સાથી મ્હને પોતાની પાસે બેસાડીને કહ્યું 'પિશાચપતિ! તમને ઠપકો આપવાને મ્હેં આમ કહ્યું નથી બસ હવે થઇ ચુકયું! તમે અને મ્હેં જે કાંઇ કર્યું તે કર્યું અને જે કહ્યું તે કહ્યું. હવે આપણા બંનેમાંથી કોઇ પણ એની વિરૂદ્ધ કાંઇ કરી શકીશું નહિ.'

ધન્ય છે!" રાજા દેવીસિંહે સ્નેહપૂર્ણ દૃષ્ટિથી ઇન્દ્રદેવ તરફ જોતાં કહ્યું. પછી રાજાની આજ્ઞાથી પિશાચપતિ પોતાની હકીકત આગળ ચલાવતાં બોલ્યો, "મ્હેં એમને બહુ સમજાવ્યા પણ કાંઇ સાંભળ્યા સિવાય એમણે સોગન આપીને મ્હારૂં મુખ બંધ કરી દીધું. આના પરિણામમાં તે દિવસથી અમે બંને સંસારથી વિરકત થઇ ગયા અને તેથી દારોગો એમના હાથમાંથી બચવા પામ્યો તેમજ એમને માટે તદ્દન નિશ્ચિંત રહ્યો."

"ખરેખર, આ બાબતમાં તો ઇન્દ્રદેવે અજબ હિંમત, શાન્તિ

અને ક્ષમા બતાવી છે. " રાજા ગોપાલસિંહે ભાર દઇને કહ્યું.

" મિત્રતાની ફરજ આમ જ બજાવવી જોઇએ ! " દેવીસિંહ બોલ્યા–" પિશાચપતિએ એમના પર કરેલા ઉપકારનો બદલો આ એક જ વાતમાં એમણે વાળી દીધો છે. "

" કુમારો સમક્ષ ઇન્દિરાએ પોતાની હકીકતમાં શું જણાવ્યું છે તે હું જાણતો નથી. " પિશાચપતિએ ગોપાલસિંહ તરફ જોઇને કહ્યું.

" તેણે કાંઇ વિશેષ હકીકત જણાવી નથી. " ગોપાલસિંહે કહ્યું–" તેણે જણાવેલી તમામ હકીકત અમે પૂજ્યશ્રીને લખી મોકલી હતી. " આમ કહી તેણે અજીતસિંહને કહ્યું–" અમારો એ પત્ર અત્રે હોય તો પિશાચપતિને વાંચવાને આપો. " અજીતસિંહે ઉઠીને પાસેની આલમારીમાંથી પત્ર કાઢી પિશાચપતિને આપ્યો.

## પ્રકરણ ૨૦ મું.

### ક્ષમાપ્રાપ્તિ.

ઇન્દિરાની કર્મકથાનો એ પત્ર એક ન્હાના પુસ્તક જેવો હતો. પિશાચપતિએ ત્વરાથી તેને વાંચી ગયા પછી કહ્યું:–" છે તો બરાબર. ઘણીખરી બાબતો તેને જણાઇ હતી અને મ્હારી પણ એક શંકા આજે દૂર થઇ. દારોગાના પંઝામાંથી તેને છેલ્લી વખતે છોડાવી જઇને મ્હેં મ્હારા એક ગુપ્ત સ્થાનમાં છુપાવી રાખી હતી ત્યાંથી તે એકાએક ગૂમ થવાથી મ્હને ઘણો શોક થયો હતો. એ વિશે તેની સંભાળમાં ત્યાં રાખેલા મ્હારા સેવકોને

પૂછતાં તેમણે પણ તેના ગૂમ થવા સંબંધી પોતાનું અજાણ-પણું બતાવી ખુલાસો કર્યો નહોતો અને તેથી ગુસ્સે થઇ મ્હેં તેમને સખ્ત સજા કરી હતી; પણ આજે તેના ગૂમ થવાનો ખરો ભેદ સમજાયો. એ કારસ્થાન નીચ માયાપ્રસાદનાં હતાં એ મ્હેં આજે જાણ્યું એને તો હું મ્હારો મિત્ર સમજતો હતો, પણ એ મ્હારી સાથે દગો રમ્યો!"

"ઇન્દિરાની હકીકત સાંભળી એ હરામખોર દારોગાનો સાથી હોવાની ખાત્રી થવાથી અમે તેને તિલિસ્મીમાં કેદ કર્યો છે." ગોપાલસિંહે જણાવ્યું અને પૂછયું–"ઠીક, તે સમયે ઇન્દિરાને તમારા મુકામ પર રાખીને તમે જમાનીઆ પાછા ફર્યા ત્યાર પછી શું થયું? દારોગા સાથે તમે કેવી રીતે વરત્યા અને સરયુદેવીનો પત્તો કેમ ન મેળવી શકયા?"

"ઇન્દિરાને રાખીને હું મ્હારા પાંચ સેવકોને રક્ષકો તરીકે સાથે લઇ હું જમાનીઆ ગયો." પિશાચપતિએ જણાવ્યું–"સરયુદેવીનો પત્તો મેળવવાને દારોગાને મળવાની જરૂર હતી પણ તે માટે તેને ઘેર જવાનું મ્હને સલામતી ભરેલું લાગ્યું નહિ, કેમ કે સાપથી ડરેલાને દોરડાનો પણ ભય લાગે છે તેમ મ્હને ફસાવવાને તેણે પોતાના ઘરમાં અવશ્ય કાંઇ બંદોબસ્ત કરી રાખ્યો હશે તેથી સાહસથી તેને ઘેર જઇશ તો અવશ્ય ફસાઇ જઇશ એમ ધારી બહાર જ કોઇ સ્થળે તેને મળવાની ગોઠવણ કરવાનો મ્હેં વિચાર કર્યો. એ વિચારમાં જ દશ બાર દિવસ વીતી ગયા. એ સમય દરમ્યાન તેને મળવાનો સુયોગ મળ્યો નહિ. તપાસ કરતાં તે બીમાર હોવાથી ઘરમાંથી બ્હાર નીકળતો નથી એવા સમાચાર માયાપ્રસાદે જ મ્હને જણાવ્યા; પણ મ્હેં તેને ઇન્દિરા સંબંધી કાંઇ કહ્યું નહિ. દારોગાને છોડી દેવાના ઇન્દ્ર-

દેવજીએ મ્હને સોગન દીધેલા હોવાથી મહારાજ ગોપાલસિંહજીને પણ મ્હેં એ વાત જણાવી નહિ. ઇન્દિરાને મ્હેં અમુક સ્થાને રાખી છે એવી ખબર માયાપ્રસાદ અને દારોગાને કોઈ તરફથી મળી ગઇ હતી. એક દિવસે માયાપ્રસાદે આવીને મ્હને કહ્યું-' ગદાધરસિંહ, હું તમને ખબર આપવાને આવ્યો છું કે સરયુદેવી દારોગાને ત્યાં કેદ છે; પણ તે બીમાર છે, માટે તમે જો કોઇ પણ પ્રકારે દારોગાને ઘેર જશો તો ત્યાં મને જરૂર જોઇ શકશો.' આ હકીકત સાંભળી ઉશ્કેરાઇ જઇને હું દારોગાને ઘેર જવાને તૈયાર થઇ ગયો; કેમ કે માયાપ્રસાદ દારોગાનો સાથીદાર છે એમ હું જાણતો નહોતો. આમ છતાં મ્હારા બચાવ માટે કેટલીક ગોઠવણ કરીને મધ્યરાત્રે હું કમંદની મદદથી દારોગાના વિશાળ ઘરમાં દાખલ થયો અને તેના ખુણેખુણા તપાસીને જે ઓરડામાં દારોગો કાંઇ વિચારમાં નિમગ્ન થઈ એક ઉંચી ગાદી પર બેઠો હતો ત્યાં જઇ પહોંચ્યો. તે સમયે તેના શરીર પર તેમજ મસ્તક પર કેટલેક ઠેકાણે મલમપટ્ટા બાંધેલા હતા. મ્હને જોતાં જ તે ચમકી ઉઠયો. અમારી નજર એક થતાં જ મ્હેં તેને કહ્યું-' દારોગાજી, હું કેદ પકડાવા માટે કાંઇ આપના ઘરમાં આવ્યો નથી પણ સરયુદેવીને જોવા માટે આવ્યો છું; કેમ કે તેઓ અત્રે છે એવી મ્હને ખબર મળી છે મ્હારા સંરક્ષણનો સંપૂર્ણ બંદોબસ્ત કરીને જ હું અત્રે આવ્યો છું, એટલે જો અડધા કલાકમાં હું અત્રેથી બ્હાર જઇ મ્હારા સાથીઓને નહિ મળું તો હું સપડાઇ ગયો છું એમ માની તેઓ આપના સર્વસ્વનો વિનાશ કર્યા સિવાય રહેશે નહિ.' આ વાકયો સાંભળી દારોગો ઉભો થઇ હસીને બોલ્યો-" મ્હારે માટે એવો સખ્ત બંદોબસ્ત કરવાની કાંઇ જરૂર નહોતી; કેમ કે, આપના જેવા બહુરૂપી સાથે બાથ ભીડવા જેટલી મ્હારામાં શક્તિ જ નથી.

હું પોતે આપની આતુરતાથી શોધ કરતો હતો. આપની મુલાકાત થાય તો આપની પાસે મ્હારા અપરાધની ક્ષમા માગી લેવાનો મ્હારો વિચાર હતો. મ્હારી ખાત્રી છે કે, આપે મ્હારો એક ભયંકર અપરાધ માફ કર્યો છે તો આ પણ માફ કરશો. આવો પધારો, ક્રોધ દૂર કરી અત્રે બીરાજો. આ દાસ આપની આજ્ઞા અમલમાં મૂકવાને તૈયાર છે.”

‘અપરાધ માફ કરવામાં તો કાંઈ હરકત નથી, પણ એવાં કામ નહિ કરવાની આપે મ્હને કબૂલત આપ્યા પછી મ્હારી સાથે આપ દગો રમો છો એથી મ્હને ઘણો ગુસ્સો ઉપજે છે!’ મ્હેં ગાદી પર બેસી તેને પણ મ્હારી પાસે બેસાડીને કહ્યું, એટલે તેણે હાથ જોડી કરગરીને કહ્યું—‘ભૂલ થઇ તે થઇ. હવે પછી જો હું એવી ભૂલ કરૂં તો આપની ઇચ્છામાં આવે એવી શિક્ષા મ્હને કરજો.”

‘ઠીક, તો આ વખતે તમને ક્ષમા આપું છું; પણ આ અપરાધ માટે બે હજાર મ્હોર દંડ લઇશ.’ મ્હેં કહ્યું.

‘પ્રથમના અપરાધના દંડમાં જ આપ મ્હને ભિક્ષુક બનાવી ગયા છો છતાં પણ આપની આજ્ઞા હું શિર પર ચઢાવું છું.’ એમ કહી દારોગાએ ઉઠીને આલમારીમાંથી એક થેલી કાઢી મ્હારી પાસે મૂકતાં કહ્યું—‘હમણાં તો આ એક હજાર મ્હોરો સ્વીકારીને મ્હને—’

‘હું સ્વીકારૂં છું અને મ્હારા તરફથી એ થેલી આપને પાછી આપીને એને બદલે સરયુદેવીની માંગણી કરું છું.’ મ્હેં હસીને જણાવ્યું.

‘સરયુદેવી મ્હારા ઘરમાં હોવાથી તેમને તો હું આપને સોંપું છું પણ આ થેલી તો આપ રાખો. આપ તેમ નહિ કરો તો હું સમજીશ કે આપે મ્હને મ્હારા અપરાધની ક્ષમા આપી નથી.’ દારોગાએ કહ્યું. મ્હેં તેને જણાવ્યું—‘ના ના! હું પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે,

મ્હેં તમારા અપરાધની તમને ક્ષમા આપી છે અને તમારાપર પ્રસન્ન થઇને આ થેલી હું તમને પાછી આપું છું. મ્હને સરયુદેવી સિવાય બીજું કાંઇ જોઇતું નથી.' આમ કેટલીક વાર સુધી અમારી વચ્ચે વાતચિત ચાલ્યા પછી મ્હારા કહેવાથી દારોગો ઉઠયો અને બોલ્યો- 'ચાલો, હું આપને સરયુદેવી પાસે લઇ જાઉં! અત્યારે એ બીચારાં ગંભીર બીમારી ભોગવે છે!' આમ કહી તે મ્હારો હાથ પકડી કેટલાક ન્હાના મ્હોટા ઓરડામાં ફેરવીને મ્હને એક ઓરડામાં લઇ ગયો. ત્યાં એક શય્યાપર સરયુદેવી સુતાં હતાં. એક તરફ સાધારણ પ્રકાશવાળો દીપક સળગતો હતો. મ્હેં પાસે જઇ જોયું તો તેઓ ઘણાં અશકત બની ગયાં હતાં અને તેમનામાં બોલવાની પણ શક્તિ નહોતી. તેમની આવી ભયંકર સ્થિતિ જોઇ મ્હારી આંખોમાં આંસુ આવી ગયાં. તેઓ પણ મ્હને જોઇ રડવા લાગ્યાં. હું તેમની પાસે બેસી નિરાશાથી તેમનું મુખ જોવા લાગ્યો. તેમની સંભાળ રાખવાને ત્યાં બે દાસીઓ ઉભી હતી. તેઓમાંની એકે રૂમાલથી તેમનાં આંસુ લુંછી નાંખ્યાં. તેમને કેમ છે, એવો મ્હેં પ્રશ્ન કર્યો જેના જવાબમાં તેમણે ઘણા અસ્પષ્ટ સ્વરે કહ્યું,-'ભાઇ, હવે હું બચીશ નહિ! દારોગાએ મ્હને કેદ કરી હતી છતાં તેમણે મ્હને કોઇ પ્રકારે દુઃખ દીધું નથી, પણ આ માંદગીમાં મ્હારી બહુજ સંભાળથી સેવા શુશ્રષા કરી છે. વળી ઔષધોપચાર સુદ્ધાં ઘણી કાળજીથી કરે છે, એ માટે હું એમનો ઉપકાર માનું છું. એમણે મ્હને શા માટે કેદ કરી છે તેનો ખુલાસો કર્યો નથી, પણ હવે એ જાણવાની મ્હારે જરૂર નથી. હવે મ્હારો અંતઃકાળ પાસે આવ્યો છે એટલે સઘળી માયામાંથી મન કાઢી નાંખી હું પ્રભુનું ધ્યાન ધરૂં છું. હું સમજું છું કે તમે મ્હને અત્રેથી લઇ જવાને આવ્યા છો, પણ ભાઇ! હવે કૃપા કરીને મ્હને ક્યાંય

લઇ જશો નહિ. મ્હારાં આત્મીય સ્વજનો પાસે મ્હને લઇ જઇને પુનઃ મોહમાયામાં ફસાવશો નહિ ! આ ગંગાનો પવિત્ર કિનારો છોડી બીજે મરવાનું મ્હને ગમતું નથી. મ્હારૂં શબ ગંગાજીમાં ફેંકી દેશો તો મ્હારી સદ્‌ગતિ થઈ જશે. બસ આટલી જ મ્હારી અંતકાળની પ્રાર્થના છે. વળી બાઇ ! મ્હારે માટે દારોગાને પણ કાંઇ દુઃખ દેશો નહિ. એમને બિલ્કુલ આંચ આવવા દેશો નહિ એટલી તમને મ્હારી અંતિમ પ્રાર્થના છે.' આટલું કહી તેઓ બોલવાના શ્રમથી બેહોશ જેવાં બની ગયાં. તેમની અવસ્થા જોઇ મ્હારૂં હૈયું ભરાઇ આવ્યું. ઘણા વખત પછી તેઓ શુદ્ધિમાં આવ્યાં. હું ઘણી વાર સૂધી તેમની પાસે બેઠો, જે દરમ્યાન અમારી વચ્ચે ધીમે ધીમે વાતચિત ચાલી. સરયુદેવીની માંદગીના સમાચાર ઇન્દ્રદેવને લખી જણાવવાનો મ્હારા મનમાં વિચાર આવ્યો; પણ મ્હારો એ વિચાર મ્હેં દારોગાને જણાવ્યો નહિ. સરયુદેવીને જોવાને બીજે દિવસે પ્રભાતે આવવાનું કહી હું ત્યાંથી રવાના થઈ મ્હારે ઉતારે ગયો અને તે જ સમયે મ્હારા એક સેવકને પત્ર આપી ઇન્દ્રદેવ તરફ મોકલ્યો. પત્ર તાકીદનો હોવાથી ત્વરાથી તેનો ઉત્તર લઇ આવવાની મ્હેં નોકરને આજ્ઞા કરેલી હોવાથી તે ઘોડેસવાર થઇ ગયો હતો. બીજે દિવસે મધ્યરાત્રે તે ઇન્દ્રદેવનો ઉત્તર લઇને પાછો ફર્યો. આટલું કહી તેણે પોતાના ખીસ્સામાંથી એક પત્ર કાઢી તે નીચે મુજબ મ્હોટેથી વાંચી સંભળાવ્યોઃ—

"સ્નેહી બાઇ! તમારો પત્ર વાંચીને હૃદય ચીરાઇ ગયું છે. સંસારમાં મ્હારા જેવો દુર્ભાગી કોઈ જ નથી. હશે, ઇશ્વરેચ્છા સમક્ષ મ્હારો શો ઉપાય છે ? છતાં દારોગાના સંબંધમાં મ્હેં જે પ્રતિજ્ઞા કરી છે તેનો હું ભંગ કરીશ નહિ. મ્હારા હૃદયપર પત્થર રાખીને હું સઘળું

દુઃખ સહન કરીશ પણ ત્યાં આવીને બીચારાં સરયુને મ્હારું મુખ નહિ દેખાડું અને દારોગાને મળીને તેના મનમાં પણ કોઇ વાતનો સંશય નહિ આવવા દઉં! ઇશ્વરકૃપાથી કદાચ સરયુ આ માંદગીમાંથી જીવતી રહેવા પામે તો યોગ્ય લાગે તેવી રીતે તેને મ્હારી પાસે મોકલાવી દેજો. ન કરે નારાયણ ને તે સ્વધામ પહોંચી જાય તો તેની ઉત્તરક્રિયા ધૈર્યથી કરીને પછી મ્હારી પાસે આવજો. સંસાર પરથી હવે મ્હારું મન ઉઠી ગયું છે. વિશેષ કાંઇ લખી શકતો નથી; જેવી ઇશ્વરેચ્છા! તમારો ઇંદ્રદેવ."

"આ પત્ર વાંચી હું ખુબ રડયો." પિશાચપતિએ પત્રને પુનઃ ખીસ્સામાં મૂકતાં જણાવ્યું-"છેવટે પ્રભાત થતાં મ્હારા બચાવનો બંદોબસ્ત કરી હું દારોગાને ઘેર ગયો. આગલા દિવસ કરતાં પણ વિશેષ આદરમાન આપીને તેણે મ્હારી સાથે વાતચિત કરી; પણ પછી સરયુદેવી પાસે જતાં તેમની હાલત આગલા દિવસ કરતાં પણ વિશેષ ખરાબ જોઇ. તેમની વાચા બંધ થઇ ગઇ હતી. ટૂંકમાં ત્રીજે દિવસે તેમને ભાન નહોતું અને ચોથે દિવસે મધ્યરાત્રે તો મ્હેં તેમને મરણ પામેલાં જોયાં. પછી તે વખતે જે કાંઇ કરવાનું હતું તે પ્રભાત થતાં પહેલાં જ મ્હેં કરી નાખ્યું અને સરયુદેવીના શબને અગ્નિસંસ્કાર કર્યો તેમજ ઇન્દ્રદેવને પણ એ સમાચાર તે જ સમયે લખી મોકલ્યા. પછી હું ઇન્દિરાની ખબર કાઢવાને મ્હારે મુકામે ગયો તો ત્યાંથી તે પણ ગુમ થઇ ગઇ હતી. તેને વિષે મ્હારા નોકરોને પૂછતાં તેમણે જવાબ આપ્યો કે, તે ક્યારે અને કયાં જતી રહી તે તેઓ જાણતા નથી. તેમના એ જવાબથી સંતોષ નહિ થવાથી મ્હેં તેમને સખ્ત સજા કરી અને પછી ઇન્દિરાની શોધ ચાલૂ જ રાખી. હમણાં સરયુદેવીને મળતાં મ્હને જણાયું કે, તે વખતે મ્હારી આંખો

પણ મ્હારી સાથે દગો રમી અને તેથી દારોગાના ઘરમાંની બનાવટી સરયુદેવીને હું ઓળખી શકયો નહિ. મ્હારા દેખતાં જ બનાવટી સરયુ મૃત્યુ પામી હતી તથા મ્હારે પોતાને હાથે ઇન્દ્રદેવને એ સમાચાર લખેલા હોવાથી એમને પણ એ માટે કાંઇ શક ઉપજ્યો નહિ અને સરયુદેવી તેમજ ઇન્દિરાના શોકથી તેઓ વિહ્વળ બની ગયા. તેઓ અયશઆરામનો ત્યાગ કરી સાધુ જેવી ઉદાસ વૃત્તિના બની ગયા. મ્હારા તરફનો સ્નેહ પણ એમણે ઓછો કરી નાખ્યો અને વસતિમાં રહેવાનું બંધ કરી પોતાના એકાન્ત તિલિસ્મીમાં જઈ તેઓ રહ્યા પણ કોણ જાણે શા કારણથી એમણે મ્હને પણ ત્યાંનો માર્ગ દેખાડયો નહિ. આ બનાવની મ્હારા હૃદયપર પણ બહુજ અસર થઇ; કેમ કે, મ્હારા લોભનું જ એ પરિણામ હતું. આથી મ્હેં પણ ઉદાસીન બની જઇ મહારાજ રણધીરસિંહજીની નોકરી છોડી દીધી. મ્હારાં બાળ બચ્ચાં અને સ્ત્રી વગેરેને ત્યાં જ છોડીને કોઇને કાંઇ કહ્યા વગર હું જંગલમાં ચાલી નીકળ્યો. આ તરફ એક બીજી સ્ત્રીને પણ હું પરણ્યો હતો; જેને પેટે કૃષ્ણલાલ જન્મ્યો. ત્યાં પણ કેટલાક બનાવોએ મ્હને અસ્થિર બનાવી દીધો. એ બનાવોની હકીકત જ્યોતિસિંહને કૃષ્ણલાલે જણાવી છે એટલે આપ સર્વ પણ જાણતા જ હશો. આમ દરેક રીતે હું નાલાયક જેવો થવાથી નાશી ગયો અને લાંબા સમય સુધી તો કોઇને મ્હારૂં કાળું મ્હોં દેખાડવાની પણ હિંમત કરી શકયો નહિ. પછી જ્યારે જમાનાનો રંગ બદલાયો ત્યારે હું શ્રીમતી પદ્માવતીને મળ્યો. તે સમયમાં મ્હને લાગ્યું હતું કે ઇન્દ્રદેવ મ્હારાપર ગુસ્સે થયા છે એટલે એમને મળવાનું પણ મ્હેં બંધ કરી દીધું. અમારી પ્રાચીન મિત્રતાનો તે સમયમાં અંત આવી ગયો હતો."

"ખરેખર એમ જ હતું." ઇન્દ્રદેવે જણાવ્યું–"મ્હારી પત્નીના

મૃત્યુના સમાચાર સાંભળી મ્હને એમના પર બહુ ગુસ્સો ઉપજ્યો હતો; કેમ કે, એમને લીધે મ્હારી સ્ત્રી અને પુત્રીનો નાશ થયો એવી મ્હારી ખાત્રી થઇ હતી. આથી મ્હેં એમની મિત્રતા તોડી નાંખી અને એમને મળવાનું પણ બંધ કરી દીધું. પિશાચપતિને માટે હું મ્હારે મ્હોડે દારોગાને ક્ષમા કરી ચુકયો હતો તેનો વિચાર કરી અને પિશાચપતિને સેંકડો વખત મિત્ર કહી બોલાવ્યો હતો તેનો ખ્યાલ કરી તેમજ એમણે પણ મ્હારાપર ઉપકાર કર્યા હતા તે ધ્યાનમાં લઇ મ્હેં એમને કાંઇ કહ્યું નહિ; પણ પછી મ્હારો કાંઇ પણ ભેદ એમને મ્હેં જણાવ્યો નહિ. મ્હારા તિલિસ્મી મહેલનો માર્ગ મ્હેં એમને દેખાડયો નહોતો એટલે મ્હારા મહેલમાં તેઓ ક્વચિત્ આંખે પાટા બંધાવીને આવતા અને બ્હાર પણ અમે કવચિત્ મળતા હતા, તેથી લક્ષ્મીદેવીની કાંઇ હકીકત એમના જાણવામાં આવી નહિ. લક્ષ્મીદેવીના સંબંધમાં પણ હું એમને અપરાધી ધારતો હતો અને એ પોતાના ઘણાખરા ભેદ મ્હારાથી છુપાવે છે એવી મ્હારી માન્યતા થઇ હતી."

"એમ તો નથી મ્હારા મિત્ર !" પિશાચપતિએ ભાર દઇને કહ્યું એટલે ઇન્દ્રદેવે પૂછ્યું-"એમ ન હોય તો છેલ્લી વખત દારોગાને ત્યાંથી તમે ઇન્દિરાની પાસે પેલી કલમદાન ઉપાડી લાવી મ્હને આપી ગયા હતા તે મ્હારે ત્યાંથી ગૂમ કેમ થઇ ગઇ ?"

"આપના કયા મહેલમાંથી એ કલમદાન ચોરાઇ હતી ?" પિશાચપતિએ મ્હોં મલકાવીને પૂછ્યું.

"કાશીજીમાંના મહેલમાંથી !" ઇન્દ્રદેવે જણાવ્યું-"તે દિવસે જ તમે મ્હને મળવાને ત્યાં આવ્યા હતા અને તે પછી કલમદાન ગૂમ થઇ હતી !"

"એ કલમદાનનો ચોર હું નહી પણ મ્હારો પુત્ર કૃષ્ણુલાલ હતો." પિશાચપતિએ જણાવ્યું–" મ્હને એની જરૂર પડી હોત તો આપની પાસે માગી લેતાં મ્હને શી હરકત હતી ? દારોગાની આજ્ઞાથી અલકકિશોરીએ યશોદા બનીને કૃષ્ણુલાલને ઠગી આપને ત્યાંથી એ કલમદાન ચોરાવી મંગાવ્યું હતું."

"એ વાતને તો હું પણ ટેકો આપું છું. એની મૂળ હકીકત હું જાણું છું." ગોપાલસિંહે જણાવ્યું–" એ રીતે જ કલમદાન ત્યાં જઈ પહોંચ્યો હતી અને કૃષ્ણુયક્ષ બનીને હું શ્યામગઢ ગયો હતો ત્યાં મહા મુશ્કેલીથી એ મ્હારા હાથમાં આવી હતી. કૃષ્ણુલાલ તો માને છે કે અલકકિશોરીએ જ યશોદાનું સ્વરૂપ ધારણ કરીને તેને ઠગ્યો હતો; પણ એમ નહોતું. યશોદાનું સ્વરૂપ ધારણ કરનાર એક બીજીજ સ્ત્રી હતી. અલક તો માત્ર એકાદ બે વખત વેશધારિણી યશોદા બની હતી."

"દારોગાએ કલમદાન તો બહુ સંભાળીને રાખી હશે છતાં તે આપને કયાંથી મળ્યું ?" અજીતસિંહે રાણા ગોપાલસિંહને પૂછ્યું એટલે તેણે જણાવ્યું–" એવી વસ્તુઓ દારોગો છૂપી રીતે પોતાના અજાયબ મહેલમાં રાખતો હતો. એની કુંચી માયાવિની પાસેથી પિશાચપતિએ લઇને મ્હને આપી હતી. એ અજાયબ મહેલનો ભેદ અમારા પૂજ્યશ્રી અને દારોગા સિવાય બીજું કોઇ જાણતું નહોતું; કેમ કે, પિતાજીએ જ દારોગાને તે સ્થાનનો માલિક બનાવ્યો હતો. પિશાચપતિએ તેની કુંચી મ્હને આપી એટલે મ્હને પણ ત્યાંના ભેદ જણાયા. પિશાચપતિને લીધે જ એ કલમદાન મ્હારા હાથમાં આવી હતી એમ કહીએ તો પણ ચાલે."

"વારું, મનોરમા અને નાગર સાથે તમારો શો સંબંધ હતો ?" અજીતસિંહે પિશાચપતિને પૂછ્યું. આ પ્રશ્ન સાંભળી તે કિંકર્તવ્યવિમૂઢ બની

ગયો. શરમાઇને નીચું જોઇ કાંઇ વિચારમાં તે ચુપ રહ્યો; પણ રાણા ગોપાલસિંહે તરત જ તેની મદદે જઇ અજીતસિંહ તરફ જોઇ કહ્યું–"પિશાચપતિના સ્વચ્છંદાચારપૂર્ણ જીવનકાળનું આ સમયે સ્મરણ કરવા કે કરાવવાની જરૂર નથી. મહારાજશ્રી વીરસિંહજીએ સ્યામગઢના ભોંયરામાં એમના અપરાધ માટે ક્ષમા કરી છે, તેવી જ રીતે પદ્માવતીએ એમના એ અપરાધ માફ કર્યા છે અને તે સાથે એમની એ એબો છુપી રાખવાની પણ ગોઠવણ કરી છે." અજીતસિંહે આ વાત કબૂલ રાખી એટલે ગોપાલસિંહે કહ્યું–"જ્યારથી પિશાચપતિ પદ્માવતીને મળ્યા છે ત્યારથી એમણે બજાવેલાં કાર્યો આશ્ચર્યજનક છે! ખરેખર, એમણે ઘણાં અગત્યનાં મહાભારત કાર્યો બજાવ્યાં છે; પણ એમનો પુત્ર કૃષ્ણલાલ તો તદન બેવકૂફ અને સ્વાર્થી નીકળ્યો. કાંઇ ઉપયોગી કામ કરવું તો બાજૂએ રહ્યું, પણ પોતાના પિતાને સુદ્ધાં તે કોઇ રીતે મદદગાર થયો નથી."

"મ્હેં એને બહુ સમજાવ્યો પણ–" પિશાચપતિ પોતાનું આ વાક્ય પૂર્ણ કરે તે પહેલાં રાજા દેવીસિંહે ગોપાલસિંહને પૂછ્યું–"અજાયબ મહેલમાં એવી શી નવાઇ છે કે તેને આવું નવાઈનું નામ આપવામાં આવ્યું છે?"

"એ તિલિસ્મી જેવો ગુપ્ત સુરક્ષિત અને સારી રીતે રહેવા લાયક મહેલ હોવાથી એને એવું નામ આપવામાં આવ્યું છે. શિરછત્ર! તેના એક મુખ્ય ભાગનો તો માયાવિનીએ નાશ કરી નાખ્યો છે; પણ હજી તેમાં કાંઇ નવાઇ જેવું રહ્યું છે. 'રહસ્યસ્ફોટ' નામથી ઓળખાતા એક પુસ્તકમાં તેની સંપૂર્ણ હકીકત વર્ણવેલી છે." ગોપાલસિંહે જણાવ્યું.

"માયાવિનીએ પણ ત્યાંના ભેદ એ પુસ્તકમાંથી જાણ્યા હશે?"

અજીતસિંહે પૂછ્યું જેના જવાબમાં ગોપાલસિંહે કહ્યું–" એ પુસ્તકની ભાષા તે સંપૂર્ણ સમજી શકતી નહિ હોવાથી થોડા ભેદ જ એ જાણતી હતી. વળી એ અજાયબ મહેલનો જમાનીઆના તિલિસ્મી સાથે સંબંધ હોવાથી ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ ત્યાંનો વિશેષ ભેદ જાણતા હશે."

"બહુ સારૂં." અજીતસિંહે જણાવ્યું અને રાજા તરફ જોઇ કહ્યું–"મહારાજ, આજે ઘણી નવી બાબતો આપણા જાણવામાં આવી છે તો પણ હજી કુમારો અત્રે પધારશે ત્યારે જ ત્યાંના સંપૂર્ણ ભેદ આપણને જણાશે."

"પણ અત્યારે તો આપણે પિશાચપતિની બાબતનો નિર્ણય કરવા બેઠા છીએ." રાજાએ ગંભીર અવાજે કહ્યું–"આપણા જાણવામાં આવેલી હકીકત ઉપરથી પિશાચપતિએ આપણાં ઘણાં કામો બજાવ્યાં છે. એણે જો કાંઇ નુકસાન કર્યું હોય તો તે ઇન્દ્રદેવ અને ગોપાલસિંહને કર્યું છે; પણ આપણો એમની બંનેની સાથે કાંઇ સંબંધ નહોતો એ વખતની વાત છે. ઇશ્વરકૃપાથી આજે એ બંને આપણા જ છે એટલે કદાચ પિશાચપતિને આપણો અપરાધી ગણીએ તો પણ એના એ અપરાધો માટે ક્ષમા કરવાની હું ગોપાલસિંહ અને ઇંદ્રદેવને જ સત્તા આપું છું. તેઓ બંને જો એના અપરાધ માફ કરશે તો તે આપણે ખુશીથી કબૂલ રાખીશું. આ બાબતમાં બલભદ્રસિંહને પણ સાથે રાખવા જોઇએ એમ કદાચ કોઇ કહેશે; પણ તેમ કરવાની કાંઇ જરૂર નથી. આ સમયે બલભદ્રસિંહને કારાગૃહમાંથી છોડાવીને પિશાચપતિએ કેવળ એમના પર જ નહિ પણ આપણા સર્વ પર મહાન્ ઉપકાર કર્યો છે. આથી બલભદ્રસિંહ એને માફી આપવામાં કાંઇ હરકત કરશે નહિ."

"અને તે પ્રમાણે અમે બંને પણ તેમને ક્ષમા કરવામાં કાંઈ હરકત ઉઠાવતા નથી." ગોપાલસિંહ બોલી ઉઠ્યો-"એમણે અમને બહુજ મદદ કરી છે અને અમારી સાથે મળીને એમણે બજાવેલાં કાર્યોની પ્રશંસા કરવા યોગ્ય શબ્દો પણ સૂઝતા નથી. એમની એ સહાયતા અને પ્રામાણિકતાનો વિચાર કરી જોતાં એમના સર્વ અપરાધો કંઇ ગણત્રીમાં જ નથી. આથી અમે એમના પર અત્યંત પ્રસન્ન થઇ ખરા અંતઃકરણથી ક્ષમા આપીએ છીએ!"

"હું તો પ્રથમથી જ એમને ક્ષમા કરી ચુક્યો છું, મહારાજ!" ઇંદ્રદેવે જણાવ્યું-"હવે તો પરમકૃપાળુ પરમાત્મા પાસે એટલું જ માગું છું કે પિશાચપતિપર કૃપા કરી કીર્ત્તિ મેળવવા જેવાં સત્યકાર્ય કરવાની સન્મતિ એને એ મહાન્ પિતા આપો. ખરૂં જોતાં પદ્માવતીને લીધે જ અમે આ શુભ દિવસ જોવાને ભાગ્યશાળી થયા છીએ અને જ્યારે તેમણે પ્રસન્ન થઇને એમના અપરાધ માફ કર્યા છે ત્યારે અમે તે માટે સહજ પણ વાંધો લેતા નથી." આ શબ્દો સાંભળી રાણા દેવીસિંહે પિશાચપતિ તરફ જોઇ ઉત્સાહયુક્ત સ્વરે કહ્યું-"તમારા સર્વ અપરાધો માટે તમને ક્ષમા કરવામાં આવે છે અને આજ દિવસ સુધી તમે ખરા અંતઃકરણથી અમારી સેવા બજાવી છે તેના બદલામાં અમે તમને આજથી અમારા વિશ્વાસુ બહુરૂપી બનાવીએ છીએ." આમ કહી રાજાએ બેઠા થઇ પોતાની રત્નજડિત કટાર પિશાચપતિને ઇનામ તરીકે આપી. તેણે ઉભા થઇ રાજાને નમન કરી કટાર લીધી ત્યાર પછી અજીતસિંહ, રાજા ગોપાલસિંહ અને ઇંદ્રદેવને પણ તે નમ્યો. અજીતસિંહે પોતાની બહુરૂપીનાં સાધનોની થેલી તેને ભેટ આપી. રાજા ગોપાલસિંહે તેને પોતાની પાસેનો તિલિસ્મી તમંચો કે જેનો માયાવિ-

નીએ ઉપયોગ કર્યો હતો તે તેને આપ્યો અને તેમાં ભરવાની ગોળીઓ બનાવવાની રીત પણ બતાવી. 'મ્હારા જેવા ફકીર પાસે આ ઉપરાંત બીજું કંઇ આપવાને નથી!' આમ કહી ઇંદ્રદેવ તેને સ્નેહથી ભેટી પડયો અને બોલ્યો–"ઇશ્વર હવે આપણી આ મિત્રતામાં કોઈ પણ પ્રકારે અંતર ના પાડો!" આ આનંદનો ઉભરો શાંત પડતાં સર્વ પોતપોતાને આસને બેઠા એટલે પિશાચપતિ ઉભો થઇ હાથ જોડી રાજા પ્રત્યે બોલ્યો–"આજે મ્હારા જેવો ભાગ્યશાળી દુનિયામાં કોઇ જ નહિ. હોય દુર્ભાગ્યના ચક્રમાં ફસાઇ પડી અનેક વર્ષો સુધી હું હયરાન થયો. અનેક પ્રકારના સંકટ સહન કરતો પહાડ અને જંગલોમાં રાત્રિ દિવસ હું ભટકયો. એ દરમ્યાન દ્રવ્ય બહુ એકઠું કર્યું અને આડે રસ્તે ઉડાવ્યું પણ ઘણું! એ અરસામાં એક દિવસ પણ હું પ્રકૃત સુખ મેળવી શકયો નહિ અને કોઇને મુખ દેખાડવાની ઇચ્છા પણ મનમાં કરી શકયો નહિ. અંતે પૂર્વજન્મના પુણ્યબળથી મ્હને સુબુદ્ધિ સૂઝી અને તેના પરિણામે આજે હું આ સ્થિતિને પામ્યો. હવે મ્હને કોઇ વાતની ઓછપ રહી નથી. હું પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે વિજયપાલની ગાંસડીમાંથી નીકળેલી પેલી પીત્તળની પેટી સાથે આપને અથવા આપના કોઇપણ સંબંધીને કાંઇ લાગતું વળગતું નથી. એમાંના ભેદો પણ મહારાજશ્રી આગળ છુપાવવાની મ્હારી ઇચ્છા નથી; પણ એ ભેદો જાહિર પ્રજાની જાણમાં ન આવે એટલું જ હું ઇચ્છું છું. લક્ષ્મણસિંહને મ્હેં એ હકીકત જણાવી છે એટલે તેમને મુખે મહારાજશ્રી તે અવશ્ય સાંભળશે."

"એ તો સૌ થઇ રહેશે." અજીતસિંહે ગંભીરભાવથી કહ્યું–"સમય વિશેષ થઇ ગયો છે માટે તમે તમારે ઉતારે જઇ સ્વસ્થ ચિત્તે આરામ લ્યો. મહારાજશ્રીએ પણ આખી રાતનો ઉજાગરો કર્યો છે."

તરત જ સર્વ રાજાને નમન કરી ત્યાંથી રવાના થયા.

રાત્રિ પૂર્ણ થવા આવી હતી. સર્વ પોતપોતાના ઓરડામાં ચાલ્યા ગયા. બંને બુરખાવાળાઓ પોતાના ઘર તરફ રવાના થયા, પણ પિશાચપતિ લક્ષ્મણસિંહના ઓરડા તરફ ગયો. દ્વારપરના પહેરેગીરને તેણે લક્ષ્મણસિંહ સંબંધી પૂછ્યું તથા કાંઇ ઉત્તર મળે તે પૂર્વે જ લક્ષ્મણસિંહ દ્વાર ઉઘાડીને બ્હાર આવ્યો. અને તેને ઓરડામાં લઇ ગયો. ત્યાં એક ઝાંખો દીપક પ્રકાશી રહ્યો હતો. બંને ત્યાં પાથરેલા ગાલીચાપર બેઠા એટલે લક્ષ્મણસિંહે પૂછ્યું:–" કહો ભાઇ, આ સમયે શા માટે આવવું પડ્યું ? કાંઈ નવીન બનાવ બન્યો છે કે ? "

" હા, ઘણા આનંદના સમાચાર છે, ભાઇ ! " પિશાચપતિ હર્ષાવેશથી બોલી ઉઠયો–" મ્હોટા મહારાજશ્રીએ મ્હારા સર્વ અપ-રાધ માફ કરીને મ્હને પોતાનો બહુરૂપી બનાવી પોતાની આ કટાર ઇનામ આપી છે ! " આમ કહી તેણે કટાર તથા અજીતસિંહ અને રાજા ગોપાલસિંહે આપેલી થેલી તેમજ તીલિસ્મી તમંચો તેને દેખાડયાં, એ જોઇ તે હર્ષાવેશથી તેને ભેટીને બોલ્યો–" ભાઇ ! આ આનંદ-જનક પ્રસંગે તમારા જુના શિરચ્છત્ર મહારાજ રણધીરસિંહજીને પણ નમન કરવાને તમારે જવું જોઇએ. "

" અવશ્ય જઇશ. " પિશાચપતિએ કહ્યું.

" પણ આ બધું ક્યારે બન્યું ? " લક્ષ્મણસિંહે પૂછ્યું.

પિશાચપતિએ એ રાત્રિની સઘળી હકીકત લક્ષ્મણસિંહને જણાવી. આમ વાતચિતમાં પ્રભાત થતાં બંને બહુરૂપીઓ સ્નાનસંધ્યા કરવાને ઉઠ્યા. નિત્યકર્મથી નિવૃત્ત થઇ પિશાચપતિ રાજા રણધીર-સિંહની પાસે ગયો. તેણે પણ તેનો સારો સત્કાર કર્યો અને પ્રસન્ન થઇ ઇનામમાં તેને કેટલીક જાગીરો આપી.

---

# પ્રકરણ ૨૧ મું.

## કુમારોનું આગમન.

કુમાર ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહનાં લગ્ન સર્વથી પહેલાં કર્યા પછી કેદીઓની તપાસ ચલાવવી એવો ઠરાવ કરવામાં આવ્યો હતો તેથી અજીતસિંહ લગ્ન સંબંધીની તૈયારી કરવા લાગ્યો. આજે બંને કુમારો તિલિસ્મીમાંથી પધારશે અને તેમનાં લગ્ન ટૂંક મુદતમાં થશે એ સમાચાર જાણી સર્વત્ર આનંદ છવાઇ રહ્યો હતો. રાજા દેવીસિંહની આજ્ઞાનુસાર અજીતસિંહ રાજા રણધીરસિંહને મળ્યો અને તેની સાથે વાતચિત કરીને માયાસુંદરી સાથે બંસરીબાલાનું કન્યાદાન પણ તેણે જ આપવું એવી ગોઠવણ કરવામાં આવી. કુમારો આવે તે પહેલાં માયાસુંદરી અને બંસરીબાલાને પોતાની છાવણીમાં મોકલી દેવાની રાજા રણધીરસિંહે ઇચ્છા જણાવ્યાથી તે બંને બાળાઓને પૂરતા બંદોબસ્ત સાથે ત્યાં મોકલી આપવામાં આવી અને તેમના રક્ષણ માટે ભૈરવનાથ, બદ્રિનાથ, કપટશંકર વગેરે બહુરૂપીઓને કેટલાક સિપાહીઓ સહ રણધીરસિંહની છાવણીમાં રાખવામાં આવ્યા.

આજે કુમારોના આગમનની હોંશથી લોકો આનંદથી વાતચિત કરતા હતા. કુમારોએ પત્રમાં આજે જ આવવાનું લખેલું હોવાથી તેમના દાદા, દાદી, માતપિતા, અને સ્નેહીઓના હર્ષની સીમા જ રહી નહોતી. સર્વ તિલિસ્મી મહેલમાં એકત્રિત થયા હતાં. મધ્યાન્હ વીત્યા પછી બંને બુરખાવાળા પોતાની સાથે બીજા પાંચ બુરખાવાળાઓને લઇને ત્યાં આવી પહોંચ્યા. જે તિલિસ્મી ચબુતરા-

પર પત્થરનો મનુષ્ય સૂતો હતો તેમાંથી જ કુમારો બ્હાર આવશે એવી ખબર બંને બુરખાવાળાઓએ પ્રથમથી જ આપી હતી એટલે આ સમયે રાજા દેવીસિંહ, રાજા વીરસિંહ, ગોપાલસિંહ, બહુરૂપીઓ, દરબારીઓ વગેરે તે ચબુતરાવાળા ચૉકમાં જ એકત્ર થયા હતા. ત્યાં તેમને બેસવા માટે આસનો ગોઠવવામાં આવ્યાં હતાં. દિવસ ત્રણ પ્રહર જેટલો વીત્યા પછી તિલિસ્મી ચબુતરામાંથી વિચિત્ર પ્રકારનાં વાજીંત્રોનો ગંભીર પણ કર્ણપ્રિય અવાજ સંભળાવા લાગ્યો એટલે સર્વનું ધ્યાન તે તરફ ખેંચાયું. રાજા દેવીસિંહ, વીરસિંહ, ગોપાલસિંહ, અજીતસિંહ, જ્યોતિસિંહ અને બંને બુરખાવાળાઓ ઉઠીને ચબુતરા પાસે જઈ ઉભા. અલ્પકાળમાં જ ચબુતરાનો આગલો ભાગ દરવાજાની માફક ધીમે ધીમે ઉઘડીને જમીનપર ઢળી પડયો અને તેમાંથી બંને કુમારો બ્હાર આવીને રાજા દેવીસિંહના ચરણમાં નમી પડયા. રાજાએ અનહદ સ્નેહથી તેમને ઉઠાડીને પોતાની છાતી સાથે દાબ્યા. ત્યાર પછી બંને કુમારો પોતાના પિતાને પગે લાગ્યા અને પછી અજીતસિંહ, જ્યોતિસિંહ અને રાણા ગોપાલસિંહ, બુરખાવાળાઓ અને પોતાના સ્નેહીઓ વગેરેને પણ તેઓ આનંદથી મળ્યા.

પ્રથમથી જ ગોઠવણ કરી રાખેલી હોવાથી ચબુતરામાંથી નીકળીને કુમારો રાજા દેવીસિંહને પગે લાગ્યા તે જ સમયે મહેલના સદર દ્વારપર વાજીંત્રોનો મધુર નાદ થઈ રહ્યો. ટકોરખાનામાં નિશાનનો ગડગડાટ થઇ રહ્યો અને એ રીતે કુમારોના આગમનના મંગળ સમાચાર મહેલમાં તથા બ્હાર સર્વત્ર ફેલાઇ ગયા.

અંતઃપુરમાં મહારાણી વગેરે સર્વ કુમારોને નીરખવાને અધીર બની ગયાં હશે એ વિચારથી કુમારોને બ્હાર ન રોકતાં મહારાજ દેવીસિંહે તેમને મહેલમાં જવાની આજ્ઞા આપી. અંતઃપુરમાં

કુમારો પોતાની માતા અને દાદી વગેરે સર્વને મળ્યા. તેમના હર્ષનો પાર રહ્યો નહિ. વાંચનાર! કુમારોના વિયોગ દુઃખ અને તેમના સંબંધમાં વારંવાર સાંભળવામાં આવેલા અત્યંત ભયપ્રદ સમાચારથી તેમની માતા અને દાદીનાં અંતઃકરણ કેવાં અધીરા થઇ ગયાં હશે ?! અનેક દેવ દેવતાઓની માનતાઓ માન્યા પછી આજે પુત્રરત્નોના પ્રકાશથી તેમનાં અંતઃકરણમાંનો અંધકાર નાશ પામ્યાથી તેમને કેટલો બધો આનંદ થયો હશે! સમય અને કર્ત્તવ્યનો તેમણે વિચાર કર્યો ન હોત તો પોતાના પુત્રોને હૃદયથી દૂર કરી તે વ્હાલી માતાએ અંતઃપુરની બ્હાર જવા દીધા હોત નહિ. બંને કુમારો પ્રસન્ન હૃદયે સર્વને મળ્યા. યથા ક્રમે સર્વેએ તેમને કુશળતાના સમાચાર પૂછ્યા. પદ્માવતી અને અલકકિશોરીની સાથે તેમનું દૃષ્ટિમિલન થયું; પણ માયાસુંદરી અને બંસરીબાલા મહેલમાં નજરે નહિ પડવાથી કુમારોને સહજ ચિંતા ઉપજી. પદ્માવતી તેમનાં અંતઃકરણનો એ ભાવ સમજી ગઈ એટલે તેણે વાતમાં જ એ વિષેનો ખુલાસો કરી તેમની ચિંતા દૂર કરી. થોડી વાર સુધી બંને કુમારો અંતઃપુરમાં રહ્યા. પછી તેઓ પોતાની માતાની રજા લઈ બ્હાર આવ્યા. રાજા દેવીસિંહ વિશાળ દિવાનખાનામાં કેટલાક ખાસ માણસો અને સ્નેહીઓ વગેરે સાથે કુમારોની રાહ જોતા બેઠા હતા. ત્યાં જે લોકો બેઠા હતા તેમના સમક્ષ કાંઈ છુપી વાત કરી ન શકાય એવો એકકે માણસ નહોતો. બંને કુમારો પોતાના દાદા પાસે બેઠા એટલે રાજા દેવીસિંહે તેમના તરફ જોઇ પૂછ્યું–" તેજસિંહ અને તારાસિંહને તમારી પાસે મોકલ્યા હતા તેમને ક્યાં મૂકી આવ્યા ? "

" મુરબ્બી, તેઓ બંને તો અમારા આવ્યા પહેલાં જ આપની

હુજૂરમાં હાજર થયા છે." ઇન્દ્રજીતસિંહે મુખ મલકાવીને જણાવ્યું, એટલે રાજાએ અજાયબીસહ ચારે તરફ જોતાં પૂછયું—" ક્યાં છે તેઓ ?" દરબારમાં બેઠેલા સર્વ અજાયબીસહ એક બીજા તરફ જોવા લાગ્યા. એટલે ઇન્દ્રજીતસિંહે સરદાર જેવા જણાતા બંને બુરખાવાળાઓ તરફ હાથ કરી બતાવતાં કહ્યું—" વિબુધસિંહ અને સુરજયસિંહના નામથી આજકાલ તેઓ પોતાનું કર્તવ્ય બજાવે છે !" તરત જ બંને બુરખાવાળાઓએ પોતાના મુખપરના બુરખા ખસેડી નાંખ્યા એટલે તેજસિંહ અને તારાસિંહ ઓળખાઇ ગયા. આ અત્યંત અદ્ભુત દેખાવ જોઇ સર્વ અજાયબીસહ એક બીજાનું મુખ જોવા લાગ્યા. લક્ષ્મણસિંહ અને પિશાચપતિનાં હૃદય જોશથી ધબકવા લાગ્યાં. બુરખાવાળાઓના મહેલમાં તેમણે જોયલા બનાવનું તેમને સ્મરણ થયું અને અજાયબીસહ તે વિષે વિચાર કરવા લાગ્યા. વિબુધસિંહ અને સુરજયસિંહને બદલે તેજસિંહ તથા તારાસિંહને જોઇ રાજા દેવીસિંહે આનંદ તેમજ અજાયબીથી કુમારને પૂછયું:–" જ્યારે તેજસિંહ અને તારાસિંહ અત્રે હતા ત્યારે પણ વિબુધસિંહ અને સુરજયસિંહ અત્રે આવ્યા હતા ! તે સમયે એ ગુપ્ત વેશમાં કોણ આવ્યા હતા વારૂ ?"

" કેટલીક વાર તો આ બીજા પાંચ બુરખાવાળાઓમાંથી યથાક્રમે સમયાનુસાર આવ્યા હતા અને જરૂર જણાતાં અમે પણ એ વેશમાં અત્રે આવ્યા હતા." ઇન્દ્રજીતસિંહે જવાબ આપ્યો. કુમારના આ ખુલાસાથી સર્વ વિસ્મિત બની તેમની તરફ જોવા લાગ્યા. પિશાચપતિ અને લક્ષ્મણસિંહની હવે ખાત્રી થઈ ગઈ કે બુરખાવાળાઓની તપાસ કરતાં જે મહેલમાં તેઓ જઇ પહોંચ્યા હતા તેમના માલિક કુમારો જ છે. એમની ઇચ્છાનુસાર જ પોતાને કેદ પકડીને

એમની સમક્ષ ઉભા કરવામાં આવ્યા હતા. લક્ષ્મણસિંહ પોતાના હૃદયને અનેક પ્રકારે સમજાવી શાંત કરવાની તજવીજ કરતો હતો; છતાં પણ કુમારોએ પોતાની આબરૂ લીધી અને તેમાં પોતાનો પુત્ર તેમનો સાથી બનીને પોતાની જ સાથે દગો રમ્યો એ વિચારથી તે દુઃખી થયો.

પિશાચપતિનાં હૃદયની પણ વિચિત્ર દશા થઇ રહી હતી. પોતાની આગલી ભૂલોને લગતાં છુપા ભેદ આ બુરખાવાળાઓ જાણતા હોવાથી અને બંને કુમારો જ તેમના સરદાર હોવાથી તેમનાથી કાંઈ વાત ગુપ્ત નહિ જ રહી હોય! વળી પોતાનો એક શત્રુ પોતાનાપર વેર વાળવાની ઇચ્છાથી પેલી વિચિત્ર છબી લઇને કુમારો સમક્ષ જ હાજર થયો હતો તે પણ તેણે નજરે જોયું હતું અને પોતાનો પુત્ર હરનામસિંહ પણ તે સમયે ત્યાં હાજર હતો! આથી પોતાનાં નીચ કામો આજ સુધી છુપાવવાની તેણે તજવીજ કરી હતી છતાં તે હવે છુપાં રહેશે નહિ એવો ભય ઉપજતાં તે નિરાશ બની ગયો. બંને કુમારો એ ભેદ પ્રકટ કરી પોતાને હલકો પાડશે નહિ એવી તો તેને આશા હતી; છતાં પણ લજ્જાથી મસ્તક ઉંચું કરવાની તેનામાં હિંમત રહી નહિ આમ લક્ષ્મણસિંહ અને પિશાચપતિ ઉપરાંત બીજા બહુરૂપીઓ તથા રાજા દેવીસિંહ અને ગોપાલસિંહ પણ આ ભેદ જાણવાને વધુ આતુર બની ગયા. કેટલીક વાર ત્યાં અજાયબી ભરી ચુપકીદી ફેલાયા પછી રાજા દેવીસિંહે કુમારોને કહ્યું "તમે બન્ને ભાઇ અત્રે આવ્યા છતાં પણ છુપા જ રહ્યા એ નવાઇ જેવું છે!"

"તિલિસ્મીના નિયમાનુસાર તેમ કરવાની અમને ફરજ પડી હતી મુરબ્બી!" ઇન્દ્રજીતસિંહે હાથ જોડીને જણાવ્યું—"તિલિ-

સ્મીમાંનું અમારૂં કામ પૂર્ણ કરીને અત્રેના તિલિસ્મી ચબુતરાને માર્ગે અમે બ્હાર નીકળીએ નહિ ત્યાં સુધી અમારે છુપા રહેવાની જરૂર હતી. વળી સર્વ પ્રકારે નિશ્ચિંત થઇને જાહિર રીતે અમે અત્રે આવીએ નહિ ત્યાં સુધી કેદીઓની તપાસનો અંત આવી ન જાય એવી અમારી ઇચ્છા હતી; કેમ કે, તિલિસ્મીમાં પ્રવેશ કર્યા પછી આ પાંચ ગૃહસ્થો સાથે સંબંધ ધરાવતી કેટલીક નવી બાબતો અમારી જાણમાં આવી અને તે કેદીઓની તપાસને લગતી જ હોવાથી આપ સુરબ્બીને નિવેદન કરવાની પણ બહુ જરૂર હતી."

"હવે એ ગૃહસ્થોએ પણ પોતાનાં મુખપરના બુરખા ઉતારી નાંખવા જોઇએ." રાજા દેવીસિંહે પાંચે બુરખાવાળાઓ તરફ જોઈ મુખ મલકાવીને કહ્યું—"મ્હારા વિચાર પ્રમાણે આ સમયે તેઓ પોતાનાં અસલ સ્વરૂપમાં જ હશે."

તરત જ ઇન્દ્રજીતસિંહે ઇશારત કરી એટલે પાંચે જણાઓએ પોતાનાં મુખપરના બુરખા કાઢી નાંખ્યા અને મહારાજને નમન કરી તેઓ એક તરફ ઉભા. બેગમ અને દારોગાની તપાસ દરમ્યાન જે બુરખાવાળાઓનાં સ્વરૂપ જોઇને તે બંને હરામખોરોના હોશ ઉડી ગયા હતા તેઓ બંને પણ આ પાંચ જણમાંના જ હતા. કેદીઓની તપાસ દરમ્યાન એ બુરખાવાળાઓએ કાંઈ વિચિત્ર અસર કરેલી હોવાથી તેમની હકીકત અને મૂળ ભેદ જાણવાને સર્વ પહેલાંથી જ આતુર થઇ ગયા હતા એટલે તેમને અસલ રૂપમાં જોઈ સર્વ અજાયબીસહ તેમની તરફ જોવા લાગ્યા. તેમને ઓળખનારૂં ત્યાં કોઈ નહોતું. પણ પિશાચપતિ તથા રાણા ગોપાલસિંહ તેમને ઓળખી કાઢવા માટે પોતાની સ્મરણશક્તિનો ઉપયોગ કરવા લાગ્યા. રાજા દેવીસિંહે ગોપાલસિંહ તરફ જોઇ કહ્યું—"આપણે જ નહિ પણ સેંકડો

મનુષ્યો એમની હકીકત જાણવાને આતુર થઇ રહ્યા હશે માટે સર્વે સાથે જ એમની હકીકત જાણી શકે એવી ગોઠવણ કરવી જોઇએ." રાજા ગોપાલસિંહે પણ એ વિચાર યોગ્ય જણાવ્યો એટલે એક બુરખાવાળો હાથ જોડી રાજા પ્રત્યે બોલ્યો કે—"કેદીઓની સમક્ષ જ અમારી હકીકત સાંભળવામાં આવે તો સારૂં મહારાજ! એમ થવાથી મહારાજશ્રીની ઇચ્છા પૂર્ણ થશે અને અમારી હકીકતનું વર્ણન થશે એ દરમ્યાન કેદીઓ જ કેટલોક ખુલાસો કરવાને ઉપયોગી થઇ પડશે. વળી કેટલીક બાબતો અમે જાણતા નથી તે તેઓ પાસેથી જ જાણી શકાશે."

"એમ જ છે પૂજ્ય!" ઇન્દ્રજીતસિંહે રાજા પ્રત્યે કહ્યું—"અમે એમની હકીકત સાંભળી છે, પણ કેટલીક બાબતોનો ખુલાસો હજી જાણી શક્યા નથી જે કેદીઓ પાસેથી જ જાણી શકાશે."

"ઠીક ત્યારે, એવી જ ગોઠવણ કરીશું." રાજાએ સંમતિ દર્શાવી. પછી કેટલીકવાર સુધી તેમની વચ્ચે આડી અવળી વાતો ચાલી જે અત્રે જણાવવાની કાંઇ જરૂર નથી. અંતે આ દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો અને સર્વ પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા.

કુમાર ઇન્દ્રજીતસિંહ માયાસુંદરીનું દર્શન કરવા અત્યંત અધીર બની ગયો હતો. મહેલમાં આવતાં જ તેનું દર્શન કરી વિયોગવ્યથાથી વ્યથિત બની ગયેલા ચિત્તને શાન્ત કરી શકાશે એવી તેને આશા હતી પણ તેના રણધીરસિંહની છાવણીમાં ગયાના સમાચાર જાણી તે નિરાશ થઇ ગયો. તે સારી રીતે જાણતો હતો કે ટૂંક મુદતમાં તેની સાથે પોતાનું લગ્ન થનાર છે, છતાં પણ ત્યાં સુધી ધીરજ કેમ રહે? વળી પદ્માવતીની સાથે પણ સ્નેહની મીઠી વાતો કરવાને તે આતુર થઇ રહ્યો હતો; છતાં વડિલોની મર્યાદા

લોપીને તેની સાથે એકાંતમાં વાત કરવાની હિમ્મત ચાલી નહિ. તેની સાથે પણ પોતાનું લગ્ન થવાની તેને આશા હોવાથી હવે તેને એકાંતમાં મળવાનું તેને યોગ્ય લાગ્યું નહિ. તે મનમાં જ મુંઝાવા લાગ્યો, પણ એ વિષેનો પદ્માવતીને તો કાંઇ વિચાર જ નહોતો. આનું શું કારણ હશે તે અમે જણાવી શકતા નથી; પણ એટલું જાણીએ છીએ કે, જે ઓરડામાં કુમાર ઇન્દ્રજીતસિંહનો મુકામ હતો તેની પાછળના જ ઓરડામાં પદ્માવતીનો મુકામ હતો અને એ એ ઓરડાની વચ્ચે આવ જા કરવાને એક ન્હાનો દરવાજો હતો જે અત્યારે પદ્માવતીના ઓરડામાંથી બંધ કરેલો હતો. ઇન્દ્રજીતને એ સંબંધીની કાંઈ ખબર નહોતી.

એક પ્રહર કરતાં વિશેષ રાત્રિ વીતિ ગઇ હતી. કુમાર ઇન્દ્ર-જીતસિંહ, માયાસુંદરી અને પદ્માવતીના વિચાર કરતો શય્યાપર પડ્યો હતો. તેની પાસે બીજું કોઇ માણસ ન હોવાથી ત્યાં શાંતિ સ્થપાઇ હતી. એટલામાં પદ્માવતીવાળા ઓરડામાં .જવાનો દરવાજો એકાએક ઉઘાડીને એક દાસી આવતી જણાઇ. તેને જેતાં જ કુમાર ચમકીને શય્યામાં બેઠો થયો એટલે દાસીએ નમન કરીને કહ્યું—"શ્રીમતી પદ્માવતી દેવી આપને મળવાને આતુર છે! આજ્ઞા હોય તો તે પોતે અત્રે આવે અથવા આપની ઇચ્છામાં આવે તો આપ એમની પાસે પધારો."

"એ ક્યાં છે?" ઇન્દ્રજીતે આતુરતાથી પુછ્યું.

"આ પાસેના ઓરડામાં જ એમનો મુકામ છે." દાસીએ ઉત્તર આપ્યો. એટલે કુમારે અજાયબીથી કહ્યું—એમ કે? એ સંબં-ધીની મ્હને તો ખબર જ નહોતી ઠીક, હું જ ત્યાં આવું છું. ઓરડાનું દ્વાર તું જરા બંધ કરી દે." તરત જ દાસીએ કુમારના

ઓરડાનું દ્વાર અંદરથી બંધ કર્યું એટલે બ્હારથી ત્યાં કોઇના આવ-વવાનો ભય રહ્યો નહિ. કુમાર શય્યાપરથી ઉઠી તૈયાર થયો અને દાસીની પાછળ ગયો. દ્વારમાં પગ મૂકતાં જ પદ્માવતીપર નજર પડી એટલે સ્તબ્ધ બની તે તેનું સ્વરૂપ જોવા લાગ્યો. અત્યારે પદ્માવતીનું સ્વરૂપ અલૌકિક હતું, પહેલાં કુમારે તેને જોઇ હતી ત્યારે તે સાધારણ સ્થિતિમાં રહેતી હતી તેમજ ઉદાસ જણાતી હતી. અનેક પ્રકારની ચિંતા અને ભયથી તેનું સ્વરૂપ તેમ જ શરીર તેજસ્વી જણાતું નહોતું. તે સમયે માયાવિનીની પંચાતમાં એક ક્ષણ માટે પણ તે સ્વસ્થ થઇ બેઠી નહોતી. હવે આજે તો તેના આનંદનો પાર જ નહોતો; કેમ કે, તે પોતાના સર્વ શત્રુઓપર વીજય મેળવી ચુકી હતી. હવે તેનું મન ચિંતારહિત હતું. મનગમતું સુખ મેળવવાની આશાનાં કિરણો તેના અંતરમાં પ્રકાશી તેના સૌન્દર્યને પણ વિશેષ તેજસ્વી બનાવી રહ્યાં હતાં. સૌંદર્યમાં વધારો કરવાને શ્રૃંગાર વગેરે સજવાની પણ હવે તેને જોઇએ તેટલી ફુરસદ મળી ગઇ હતી. આથી અતિ અમૂલ્ય વસ્ત્રાલંકારો ધારણ કરવાથી તે વિશેષ સૌન્દર્યવતી જણાય તેમાં નવાઇ જેવું કાંઇ નહોતું. આ સમયના તેના સૌંદર્યે કુમારના અંતરપર પ્રથમના કરતાં વિશેષ અધિકાર જમાવી દીધો. કુમારને જોતાં જ તેણે સ્હામે જઈ હાથ જોડી પ્રણામ કર્યા. કુમારે સ્નેહથી તેનો હાથ પકડી પૂછ્યું–"કહો આનંદમાં તો છો ?"

"હવે શા માટે આનંદમાં ન હોઉં ?!" આમ કહી તેણે મલકાતે મુખે કુમારને લઈ જઇને એક ઉંચી ગાદીપર બેસાડયો અને પોતે પણ તેની પાસે બેસીને પૂછ્યું—"તિલિસ્મીમાં આપને કોઈ પણ પ્રકારની હરકત તો નડી નથી ને ?"

"ઇશ્વરકૃપાથી અમે અત્રે ક્ષેમકુશળ આવી પહોંચ્યા છીએ

અને તે માટે તમારો આભાર માનીએ છીએ; કેમ કે એ સર્વ તમારે લીધે જ થયું છે." કુમારે જણાવ્યું—"તમે જો અમને સહાયતા કરી ન હોત તો કોણ જાણે અમારી કેવીય અવદશા થઈ હોત! ખરેખર, તમારા ઉપકારનો બદલો વાળી શકવાને અમે અશક્ત છીએ. બસ, આ પ્રાણ અને દેહ તમારાં જ છે. એ ઉપ-રાંત વિશેષ અમે શું કહીએ?"

"હવે કૃપા કરી એ વાતો બાજૂએ રાખો." પદ્માવતી હસીને બોલી—"મ્હારાં કર્તવ્યોની પ્રશંસા સાંભળી આપનાપર મારી સત્તા ચલાવવાને મ્હેં આપને અત્રે પધારવાની તસ્દી આપી નથી."

"એ સત્તા તો જે દિવસે એક બહુરૂપીના હાથમાંથી અમારા પ્રાણ ઉગાર્યા અને અમારી સાથે તલ્વારની લડાઇ કરીને બતાવી આપ્યું કે, તમારામાં અમારા કરતાં ઓછી શક્તિ નથી તે દિવ-સથી જ બેસાડી દીધી છે." કુમારે ભાર દઇને કહ્યું.

"વાહ વાહ! આપની સાથે આ રંક અબળા સેવિકાની સરખામણી! આપે મ્હને શું એક પહેલવાન સમજી લીધી છે?" પદ્માવતીએ મ્હોટેથી હસીને કહ્યું.

"પણ તે દિવસે તમે અમને હરાવ્યા જ હતા!"

"કુમાર! એક બદમાશ બહુરૂપીએ બનાવેલી બેહોશીની દવાથી આપ કમજોર બની ગયા હતા એટલે આપના શરીરમાં સ્ફુર્તી લાવવાને જ હું આપની સાથે લડી હતી! આપની શક્તિ ક્યાં અને હું ક્યાં?"

"એમ હશે, તો પણ તમે અમારા પ્રાણ બચાવ્યા એમાં તો કાંઇ શક નથી. તે પછી પણ ઘણી વખત તમે અમારૂં રક્ષણ કર્યું છે."

"હવે એવી વાતો બંધ કરો તો સારૂં. તિલિસ્મીમાં આપે શું જોયું અને શું કર્યું તે કૃપા કરી જણાવો."

"એ હકીકત હું જણાવું છું તેમ જ તે સાથે તિલિસ્મીમાંથી અમારી સાથે આવેલા બુરખાવાળાઓની હકીકત પણ હું તમને જણાવીશ. તેમની હકીકત હજી સુધી અમે કોઇને કહી નથી માટે તમે પણ એ હકીકત કોઇને જણાવશો નહિ." આમ કહી કુમારે પોતાની સંપૂર્ણ હકીકત તેને જણાવી. પદ્માવતીએ પણ પોતાની પાછલી હકીકત તેમજ પિશાચપતિ, કૃષ્ણલાલ અને રતિસુંદરીની હકીકત કુમારને જણાવી, જે સાંભળી તેણે કહ્યું—"આ સર્વ હકીકત તો મ્હેં આજે જ જાણી."

"એજ પ્રમાણે બુરખાવાળાઓની હકીકત સાંભળી મ્હારી અજબ હાલત થઇ ગઇ છે." પદ્માવતીએ કહ્યું:—"આ વાત કોઇને પણ જણાવવાની આપે મનાઈ કરી છે એટલે લાચાર છું, નહિ તો મ્હારા સૌભાગ્યરક્ષક પતિને મ્હેં એ જણાવી હોત!" આ શબ્દો સાંભળી કુમારે ચમકીને પૂછ્યું—"તમારાં લગ્ન થઇ ગયાં છે કે શું?" કુમારના ચહેરાપરનો રંગ એકાએક ઉડી ગયેલો જોઇ પદ્માવતીએ મુખ મલકાવીને જણાવ્યું—"મ્હારું લગ્ન ટૂંક મુદતમાં થનાર છે એવું મ્હેં આપને મ્હારા તિલિસ્મી મહેલમાં જ જણાવ્યું હતું!"

"પણ તમારું લગ્ન આટલી ઝડપથી થઇ જશે એમ હું ધારતો નહોતો!" કુમારે નિરાશાથી કહ્યું, એટલે પદ્માવતીએ પૂછ્યું—"તો મ્હને ચિરકાળ માટે કુમારિકા જ રાખવાની આપની ઇચ્છા છે કે?"

"એમ તો નથી, પણ એ બાબતમાં મ્હને પૂછવું તો હતું?"

"આપે મ્હને પૂછીને જ ઇન્દ્રાણી સાથે લગ્ન કર્યાં હશે

કેમ ?! ” આમ કહી પદ્માવતી હસી પડી. કુમારે લજ્જિત બની જઇ નીચું જોયું. હમણાં તેનાં હૃદયમાં કેવું દુઃખ ઉપજ્યું હતું તે તેની મુખમુદ્રાપરથી સ્પષ્ટ જણાતું હતું. પદ્માવતી પાસેથી દૂર ખસી જઇ તે નિરાશામિશ્રિત સ્વરે બોલ્યો—“ મ્હને તો આશા એવી હતી કે જીવનપર્યંત તમારી સાથે હાસ્યવિનોદ કરવાની તક મળશે ! ”

“ મ્હારા હૃદયમાં મ્હેં પણ એવો જ દૃઢ નિશ્ચય કરી રાખ્યો હતો અને આપનાથી કદાપિ વિખુટી પડવાનો સમય ન આવે એવું નક્કી કરીને જ મ્હેં લગ્ન કર્યું છે; પણ આપ દૂર શા માટે ખસી ગયા ? પધારો, પાસે બેઠા હતા તેમ જ બેસી રહો ! ”

“ ના—ના, પરસ્ત્રી સાથે એકાંતમાં બેસવું ધર્મ વિરૂદ્ધ છે તો પાસે કેવી રીતે બેસાય ? હું તો ખાત્રીથી માનતો હતો કે, તમારે હાથે ધર્મ વિરૂદ્ધનું કાર્ય કદાપિ નહિ થાય; છતાં તમને એ બાબતનો કાંઇ વિચાર જ નથી એ નવાઇ જેવું છે ! ”

“ પણ અત્યારે મ્હારા ધર્મ વિરૂદ્ધ આચરણ આપે શું જોયું ?”

“ એજ કે આવી રીતે તમે મ્હારી સાથે એકાંતમાં વાતચિત કરતાં બેઠાં છો ! વળી હમણાં જ તમે એમ કહ્યું કે, તમે મ્હારાથી કદાપિ જૂદાં નહિ થાઓ. એ શું ધર્મ વિરૂદ્ધ નથી ? આ વાત જાણુવામાં આવતાં તમારા પતિ તમને પતિવ્રતા કહેશે કે ? ”

“ અવશ્ય કહેશે અને નહિ કહે તો તેમાં એમની ગંભીર ભૂલ છે ! મ્હારા પતિ ખાત્રીથી માને છે અને આપ પણ સાચું માનજો કે, પ્રાણ જતાં પણ આ પદ્માવતી અધર્મને માર્ગે કદાપિ જશે નહિ. મ્હારા મનોવિચારપર જ આપે ધ્યાન આપવું. મ્હારા હાસ્યવિનોદનાં કાર્યો તરફ આપે નજર કરવી ન જોઇએ; કેમ કે, હું એક વેશધારિણી છું. મ્હારા પતિ આ સમયે અત્રે પધારે તો આપને

જણાય કે, મ્હારે માટે એમને સહજ પણ શંકા આવે તેમ નથી અને હું આપની પાસે એકાંતમાં બેઠી છું તેથી એમને લેશ પણ ક્રોધ ઉપજે તેમ નથી!"

"એ તો નવાઇની વાત!"

"એથી વિશેષ નવાઈની વાતો તો હવે પછી આપ સાંભળશો!" આમ કહી પદ્માવતી કુમારનો હાથ પકડી તેને પોતાના તરફ ખેંચતાં બોલી—"પહેલાં આપ મ્હારી પાસે બેઠા હતા તેમ બેસો; પછી બીજી વાત."

"ના, ના, પદ્માવતિ! આવો વ્યવહાર તમારે માટે સર્વથા અનુચિત છે. સંસારમાં ધર્મ કરતાં કાંઇ પણ અધિક નથી માટે તમે તમારો ધર્મ વિચારો—હવે તમે સ્વતંત્ર નથી."

"એ સર્વ ખરૂં, પણ આપ જ કહો કે, આપની સાથે કદાચ મ્હારાં લગ્ન થયાં હોત તો તેથી શું કુમાર આનન્દસિંહ સાથે હું હાસ્યવિનોદ ન કરી શકત કે?"

"તેવી સ્થિતિમાં ભાઇ આનન્દસિંહ સાથે હાસ્યવિનોદ કરવામાં કાંઈ હરકત નહોતી; કેમ કે, આપણામાં એવો રીવાજ છે."

"ત્યારે તેવી જ રીતે આપની સાથે પણ હું હાસ્યવિનોદ કરી શકું છું અને તે માટે મ્હારા પતિની મ્હેં આજ્ઞા પણ મેળવી છે! આપણી વચ્ચે પણ એવી ત્રણ સગાઇ છે એની ખાત્રી હું એમના પત્રપરથી જ આપને કરાવીશ."

"સગાઇ કેવી રીતે છે વળી?"

"જુઓ, માયાસુંદરીને હું મ્હારી બ્હેન જ ગણું છું એટલે આપ મ્હારા બનેવી થયા; આ એક સગાઇ—"

"એ કાંઇ સગાઇ કહેવાય? હજી અમારાં લગ્ન પણ ક્યાં થયાં છે?"

"તો એ સગાઇ રહી; બીજી સગાઇ ક્યાં નથી? જુઓ, મ્હારા પતિ રાણા ગોપાલસિંહજીના ભાઇ થાય છે! વળી લક્ષ્મીદેવીની હું ન્હાની બ્હેન છું એટલે—"

"તમારી આ તકરારથી તો હું હાર્યો, પણ તમારી નીતિમાં કોઇ રીતે ફેરફાર થવો ન જોઇએ."

"એ માટે આપ નિશ્ચિંત રહેજો. મ્હારો ધર્મ હું કાળાંતરે પણ ચુકીશ નહિ. સમસ્તવિશ્વસંસારની કોઇ પણ વ્યક્તિ મ્હને સ્વધર્મભ્રષ્ટ કરી શકે તેમ નથી. હવે તો પધારો અને આપને સ્થાને બીરાજો." લાચાર થઈ ઇન્દ્રજીતસિંહ તેની પાસે જઇ બેઠો અને તેઓ વાતચિત કરવા લાગ્યાં. હવે કુમાર ઘણો ઉદાસ જણાતો હતો. પદ્માવતી તેના હૃદયનો ભાવ સમજીને એકાએક મ્હોટેથી હસી પડી જેથી કુમારે ધાર્યું કે, તેણે જે કાંઇ કહ્યું હતું તે સર્વ વિનોદ કરવાને ખોટું જ કહ્યું હતું. આમ છતાં પણ તેના મનનો ખટકો દૂર થયો નહિ. વાતચિત દરમ્યાન પદ્માંવતીએ પૂછ્યું—

"ઠીક, તિલિસ્મીની ખૂબીઓ જોવાને મહારાજશ્રી તિલિસ્મીમાં ક્યારે પધારશે?"

"ક્યારે પધારશે તે હું નક્કી જાણતો નથી. કદાચ કાલે અથવા પરમ દિવસે પધારશે એમ લાગે છે."

"તો અમને સાથે લઇ નહિ જાય કે?"

"તે સંબંધી હું શું જાણું? ભાઇ ગોપાલસિંહજીને તમે કહેશો તો એમનાથી ગોઠવણ કરી શકાશે."

"એમને તો કાલે જરૂર કહીશ."

"પણ તમારી સાથે માયાસુંદરી નહિ આવે તો ત્યાંની ખૂબીઓ જોયા વગર રહી જશે—"

"એ તો ખરૂં. હાલ તો તેઓ શ્રીમાન્ રણધીરસિંહજીની છાવણીમાં રહે છે અને લગ્ન થયા પછી મહેલમાં આવશે તેથી આપના લગ્ન પછી જ તિલિસ્મીમાં જવાની ગોઠવણ કરો તો સારૂં."

"એ તો વડિલશ્રીની ઇચ્છાને આધીન છે."

."તો આપ અમને સર્વને બીજી વખત લઇ જજો."

"એમ થઇ શકશે. આ વખતે વડિલશ્રીની ઇચ્છામાં આવે તેમને ભલે સાથે લઈ જાય."

"એ જ ઠીક થશે. તિલિસ્મીમાં તો જ્યારે ઇચ્છામાં આવે ત્યારે આપ અમને લઈ જઇ શકશો."

"એમ તો નથી. તિલિસ્મીનાં કેટલાંક સ્થાનોમાં તો ગમે તેટલી વખત જવામાં હરકત નથી; પણ અમુક સ્થાનોમાં વારંવાર જવું મુશ્કેલી ભર્યું છે; છતાં હું તમને ત્યાં જરૂર લઇ જઇશ."

"મ્હારા ધારવા મુજબ મ્હારા તળાવવાળા મહેલની નીચે પણ તિલિસ્મી હોવું જોઇએ! રક્તગ્રંથમાંના લખાણનો ભાવાર્થ હું સંપૂર્ણ સમજી શકી નહોતી તો પણ મ્હને એવું કાંઇ લાગ્યું હતું ખરૂં."

"તમારી કલ્પના ખરી છે! રક્તગ્રંથ વાંચ્યાથી અમે બંને ભાઇઓને ત્યાંના સર્વ ભેદ જણાયા છે. તમારો એ મહેલ અમને બહુ જ પસંદ પડયો છે અને અમે તમારા મહેમાન થઇ ત્યાં રહ્યા ત્યારથી અમારા મનમાં નિશ્ચય કરી રાખ્યો હતો કે, સર્વે કાર્યોથી નિશ્ચિત થયા પછી થોડા દિવસ ત્યાં જ રહીશું; પણ અમારો એ વિચાર હવે વૃથા છે; કેમ કે, તમારૂં કહેવું સત્ય હોય તો એ સ્થાન હવે તમારા પતિના અધિકારમાં છે!"

"તેથી શું? એમની પાસેથી હું આપને અપાવીશ."

"પણ કોઇ પાસે એવી રીતે ભિક્ષા માંગવાનું મ્હને પસંદ નથી તેમ જ તેની સાથે લઢીને પણ એ સ્થાન મેળવવાની મ્હારી ઇચ્છા નથી. પદ્માવતિ! ખરી વાત તો એ છે કે તમે મ્હને ઘણો ઠગ્યો છે. તમારા તરફથી મ્હેં આવા વ્યવહારની આશા રાખી નહોતી. ખરેખર, તમારૂં લગ્ન થઇ ગયું છે કે?" આના ઉત્તરમાં ઉચ્ચ સ્વરે હાસ્ય કરી પદ્માવતી બોલી–"હા, થઇ ગયું છે!"

"મ્હારા મસ્તકપર હાથ મૂકી સોગન ખાશો?"

તરત જ પદ્માવતી કુમારના ચરણનો સ્પર્શ કરી બોલી–"હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે મ્હારું લગ્ન થઇ ગયું છે!"

આ પ્રસંગે ઇન્દ્રજીતના હૃદયની કેવી સ્થિતિ થઇ હશે તેની વાંચનારે જ કલ્પના કરી લેવી. શોકાતિશયથી તેનું અંતર બળીને ખાક થઇ જતું હતું ત્યારે પદ્માવતી તો હસીને મઝા મેળવતી હતી! મહા મુસ્કેલીથી કુમાર થોડી વાર તેની પાસે બેઠો. પછી ઉઠીને નિ-શ્વાસ નાંખતો તે પોતાના ઓરડામાં આવી શય્યાપર પડયો. આખી રાત્રિ તેને સહજ પણ નિદ્રા આવી નહિ.

## પ્રકરણ ૨૨ મું.

### જીવતાં ચિત્રો!

વાંચકબંધુઓ! કુમાર ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહનાં લગ્નની તૈયારીની ધમાલ ચાલૂ થઇ રહી હતી. તિલિસ્મી ખંડેર–મહેલથી તે છેક રામગઢ સુધીના માર્ગની

બન્ને બાજૂએ રંગબેરંગી તોરણોની હાર તૈયાર કરવામાં આવી હતી અને તેનાપર રંગબેરંગી રોશની કરવાની ગોઠવણ પણ ચાલૂ થઇ ગઇ હતી. વચ્ચે થોડે થોડે અંતરે મીનારા જેવા દરવાજા બાંધવામાં આવ્યા હતા. એ દરવાજાઓપર ટકોરખાનાં વગેરે જૂદાં જૂદાં વાજીંત્ર વગાડનારાઓને બેસાડવામાં આવનાર હતા. રસ્તાની બંને બાજૂએ પ્રદર્શનની માફક જાતજાતની વસ્તુઓને લગતી મેળા જેવી દુકાનો શણગારવાની પણ ધમાલ ચાલી રહી હતી. એક જ સ્થળે પ્રેક્ષકોની ભીંડ ન થાય તે માટે બીજા પણ જાત જાતના ખેલ તમાશાઓ વગેરેની. થોડે થોડે છેટે મંડપો બાંધીને ગોઠવણ કરવામાં આવતી હતી. વળી ઉત્તમ અને અજાયબીથી ભરપૂર નવીન જાતની આતશબાજીને લગતી પણ તૈયારી થઈ રહી હતી. આમ નાચરંગ ઇત્યાદિ અનેક પ્રકારની મોજમઝાની ગોઠવણો ચાલૂ થઈ ગઈ હતી; પણ એ સર્વ બાબતો સાથે હાલ આપણને કાંઇ કામ નથી. લગ્નની ખુશાલીમાં આપણે ભાગ લઇશું ત્યારે એ સઘળો આનંદ ભોગવીશું. હાલ તો આપણે કુમારો પોતાના દાદા, પિતા તેમ જ બીજા સ્નેહી સંબંધીઓને બુરખાવાળાઓના તિલિસ્મી મહેલની અજાયબીઓ દેખાડવાને લઇ જાય છે તેમની સાથે જઇશું.

પ્રભાતકાળનો રમણીય સમય હતો. શીતળ વાયુ વહી રહ્યો હતો. જંગલી પુષ્પોની સુગંધથી મસ્ત બનેલ સુંદર રંગબેરંગી ચકલી વગેરે પક્ષીઓ તિલિસ્મીમાં જતા આપણા સર્વગુણસંપન્ન પ્રતાપી મુસાફરોનો પોતાના મધુર કલરવથી સત્કાર કરી રહ્યાં હતાં. રાજા દેવીસિંહ, વીરસિંહ, ગોપાલસિંહ અને બંને કુમારો તેમ જ અજીતસિંહ, ઘોડેસવાર થઇ જતા હતા અને જ્યોતિસિંહ, લક્ષ્મણસિંહ, પિશાચપતિ, બદ્રિનાથ, ભૈરવનાથ વગેરે બહુરૂપીઓ પગે ચાલતા

હતા. તિલિસ્મીમાંથી કુમાર સાથે આવેલા બુરખાવાળાઓ તેમ જ તેજસિંહ અને તારાસિંહ આ સમયે તેમની સાથે નહોતા. આ પ્રસંગે લક્ષ્મણુસિંહ કરતાં પિશાચપતિનું હૃદય વિશેષ અસ્થિર બની ગયું હતું. પોતાની સ્ત્રીનો ભેદ જાણવાને તે અધીરો બની ગયો હતો. બુરખાવાળાઓના સરદાર બંને કુમારો જ હતા, અને પેલા વિચિત્ર મહેલના માલિક પણ તેઓ હતા એ જાણ્યા પછી તેના મનમાંનો ખટકો સહજ ઓછો થયો હતો, પણ ખુલાસો પૂછવાની તક મળેલી નહિ હોવાથી તેની બેચેની દૂર થઇ નહોતી. પોતાની સ્ત્રી તેમ જ પુત્ર હરનામસિંહ હવે કયાં હશે અને શું કરતાં હશે તે જાણુવાને પણ તે બહુજ આતુર બની ગયો હતો. પોતાની સ્ત્રીને લીધે જ એક વાર જયાં તે કેદ પકડાઈ ગયો હતો ત્યાં પાછો જતો હોવાથી તેને આશા હતી કે હવે પોતાની સ્ત્રીનો ભેદ જરૂર જણાશે અથવા તે સંબંધી પૂછવાનો પણ સુયોગ મળશે. વાતચિત કરતા તેઓ ધીમે ધીમે ચાલ્યા જતા હોવાથી એક પ્રહર દિવસ ચઢતા સુધીમાં ગુફાના મુખ આગળ જઇ પહોંચ્યા. રાજા વગેરે ઘોડાપરથી ઉતરી પડયા એટલે સહીસોએ ઘોડા સંભાળી લીધા. પછી તેઓ સર્વે સુરંગમાં દાખલ થયા. તેમાં ચાલતાં સુરંગની વચમાંના ચબુતરા નજીક જઇ પહોંચતાં ત્યાંથી ગુફાનું મુખ કેવી રીતે બંધ કરી શકાતું હતું તે કુમારોએ સર્વને બતાવ્યું. સુરંગ પસાર કરીને તેઓ ખુલ્લા બાગમાં જઈ પહોંચ્યા એટલે સ્હામે મહેલ દેખાવા લાગ્યો. આ સમયે મહેલના ઓટલાપર બે બુરખાવાળી સ્ત્રીઓ હાથમાં તીરકમાન લઇ પહેરો ભરતી હતી. એમને જોતાં સર્વને અને ખાસ કરીને લક્ષ્મણુસિંહ અને પિશાચપતિને બહુ જ અજાયબી ઉપજી. તેમના મનમાં અનેક વિચારો ઉપજવા લાગ્યા. પિશાચપતિના સંકેતથી લક્ષ્મણુસિંહે કુમાર ઇન્દ્રજીત-

સિંહને પૂછ્યું-" ઓટલાપર પહેરો ભરતી સ્ત્રીઓ કોણ છે ? " ઇન્દ્રજીતે તો કાંઈ જવાબ આપ્યો નહિ, પણ રાજા દેવીસિંહ બોલી ઉઠયા-" એ જાણવાની તમને શી ઉતાવળ આવી છે ? જે હશે તે યથા પ્રસંગે જણાશે." આ શબ્દો સાંભળી પિશાચપતિ અને લક્ષ્મણસિંહ મનમાં સમજી ગયા કે, મહારાજ એ ભેદ જાણતા જ હશે. આથી તેઓ ચુપ થઇ ગયા. તે સ્ત્રીઓ પણ તેઓ સર્વને પોતાના તરફ આવતા જોઇ મહેલમાં જતી રહી. તેઓ ઓટલાપર જઇ પહોંચ્યા એટલે ત્યાંની ભીંતોપરનાં સુંદર ચિત્રો જોઇ આશ્ચર્યચકિત થઇ ગયા અને તે તૈયાર કરનાર ચિત્રકારની કાર્યકુશળતાનાં વખાણ કરવા લાગ્યા. વિશાળ મહેલાની એક છબી નીચે મ્હોટા અક્ષરે નીચે મુજબ લખ્યું હતું:—

" કનકગઢની પાસેના રમણીય જંગલમાં આ તિલિસ્મી બાંધવામાં આવ્યું છે તથા આ તિલિસ્મી મહારાજ દેવીસિંહના કુમાર વીરસિંહ ફતેહ કરશે."

આ છબી જોતાં જ સર્વની ખાત્રી થઇ કે, તિલિસ્મી ખંડેરની પ્રાચીનકાળમાં એવી જ સ્થિતિ હોવી જોઇએ અને સમય જતાં હાલ તેની ખંડેર જેવી સ્થિતિ થઇ છે. છબી જોઈ રાજા વીરસિંહે જણાવ્યું-" વાહ ! અસલના વખતમાં આપણું ખંડેર આવી સારી સ્થિતિમાં હતું ? "

" હાલ ખંડેરમાં જે મહેલો આપણે બંધાવ્યા છે અને જે તૈયાર કરવામાં દીવાન અજીતસિંહજીએ પોતાની બુદ્ધિનો બહુ જ સારો ઉપયોગ કર્યો છે તે કાંઇ ખરાબ નથી, તો પણ આ અસલી ઇમારતની સુંદર બાંધણી કાંઇ વિચિત્ર પ્રકારની લાગે છે. " રાજા દેવીસિંહે કહ્યું.

" ખરૂં છે, મહારાજ ! " અજીતસિંહે ઉમેર્યું " આ ચિત્ર જો મ્હેં પહેલાં જોયું હોત તો આવી જ બાંધણીના મહેલો બંધાવ્યા હોત."

" કનકગઢવાળું આ તિલિસ્મી કાંઈ સાધારણ નથી. " ઇન્દ્રજીતસિંહે જણાવ્યું-" કનકગઢ, રત્નગઢ અને છેક આ જમાનીઆ સુધી એની શાખા પ્રસરેલી છે. એ વિશાળ તિલિસ્મીનો આ મહેલ એક નમુનો છે. " આમ વાતચિત કરતા તેઓ કેટલીક વાર સુધી ઓટલાપર ઉભા રહ્યા. ત્યાર પછી સર્વ કુમારોની સાથે મહેલમાં દાખલ થયા. દ્વારપરનો પરદો ખસેડી અંદર પ્રવેશ કરતાં જ તેઓ ગોળ દિવાનખાનામાં જઈ પહોંચ્યા. ત્યાંની ભીંતપરનાં ચિત્રો જોઇને સર્વ અપાર આનંદ પામ્યા. શ્યામગઢના પહાડી કિલ્લાનું ચિત્ર જોઈ રાજા વીરસિંહે જ્યોતિસિંહને કહ્યું-" શ્યામગઢના પહાડ અને કિલ્લાનું આ ચિત્ર ઉત્તમ છે."

" કોઇ કોઇ સ્થળે સહજ ફરક છે છતાં એકંદર રીતે જાણે તે સ્થાન આપણે નજરે જોતા હોઇએ એવું જ ચિત્ર છે ! " જ્યોતિસિંહે જણાવ્યું-" જુઓ; આ પેલું કબરસ્થાન, જે માર્ગે આપણે ત્યાંના ભોંયરામાં દાખલ થયા હતા. 'ભોંયરામાં જવાનો બહારનો માર્ગ.' એમ ઝીણા અક્ષરે અત્રે લખ્યું પણ છે. "

" એ ચિત્ર ધ્યાનથી જોવાથી ત્યાંની ઘણી ખરી હકીકત જણાઈ આવશે. " ઇન્દ્રજીતસિંહે ઉમેર્યું-" જે કાળમાં એ કિલ્લો વગેરે બાંધવામાં આવ્યું હતું તે કાળમાં તે સ્થાનની તેમ જ તેની ચારે તરફના ભાગની જે હાલત હતી તે આ ચિત્રમાં દર્શાવવામાં આવી છે. જેમાં સમય જતાં કેટલોક ફેરફાર થયો જ હશે, આથી આ ચિત્રમાં આપણને ફરક જણાય છે; વળી આપ જાણીને આશ્ચર્ય પામશો કે આ

ભીંતમાંથી જ શ્યામગઢ જવાનો માર્ગ પણ છે!"

"વાહ!" રાજા દેવીસિંહ અજાયબીથી બોલી ઉઠયો–"એ માગ તમે તો ઉઘાડી શકતા હશો કુમાર?"

"હા મુરબ્બી! અમે તો એમાં કેટલેક સુધી જઈ પણ આવ્યા છીએ." ઇન્દ્રજીતસિંહે નમ્રતાથી ઉત્તર આપ્યો.

. "પણ તમે એ વિશે ક્યાંથી જાણ્યું?" રાજાએ પૂછ્યું જેના ઉત્તરમાં કુમારે જણાવ્યું–"રક્તગ્રંથમાંથી જ અમે બંને ભાઇઓને એ સર્વ સ્થાનોના ભેદની સંપૂર્ણ હકીકત જણાઇ છે. ઇચ્છા હોય તો દ્વાર ઉઘાડીને આપને પણ શ્યામગઢના ભોંયરામાં લઇ જઇએ. ત્યાંના ભોંયરામાં પણ એક ન્હાનું તિલિસ્મી છે જેનો આ મ્હોટા તિલિસ્મી સાથે સંબંધ છે. અમે તે ઉઘાડી અથવા તોડી શકીએ તેમ છીએ પણ હજી સૂધી તેમ કરવાનો વિચાર કર્યો નથી."

"શ્યામગઢના તિલિસ્મીમાં શું છે?" રાજાએ પૂછ્યું.

"તેમાં માત્ર અનુપમ અને અજાયબ ગુણોવાળાં અદ્દ્ભુત હથિયારો છે. અમારી પાસે છે તેવાં તિલિસ્મી ખંજરો તેમ જ ભાઈ ગોપાલસિંહજીએ કૃષ્ણયક્ષનું સ્વરૂપ ધારણ કરતી વખતે પહેરેલા તિલિસ્મી બખ્તર જેવી અનેક વસ્તુઓ અને હથિયારોનો ત્યાં સુમાર જ નથી. ત્યાં ખજાનો બિલ્કુલ નથી." ઇન્દ્રજીતસિંહે જણાવ્યું એટલે રાજા દેવીસિંહે કહ્યું–"પણ એવાં હથિયારો શું ખજાનાથી ઓછાં કિંમતી અને ઉપયોગી છે?"

"ખરૂં છે મહારાજ!" અજીતસિંહે આમ કહ્યું અને ઇન્દ્રજીતસિંહને પૂછ્યું–"તિલિસ્મીનો જે ભાગ આપે ફતેહ કીધો છે તેમાં પણ એવાં અનુપમ હથિયારો હશે?"

"થોડાંક છે ખરાં." કુમારે ઉત્તર આપ્યો.

" ઠીક, ઇશ્વરેચ્છા હશે તો કોઇ દિવસે આ માર્ગેથી શ્યામગઢ જઇશું. " રાજા વીરસિંહે જણાવ્યું અને દિવાનખાનામાંના રાચરચીલા તરફ જોઇ પૂછ્યું-" આ સર્વ કિંમતી સામાન તમે તિલિસ્મીમાંથી લાવ્યા છો કે ? "

" ના પિતાજી ! " ઇન્દ્રજીતસિંહે જણાવ્યું-" અમે અત્રે આવ્યા ત્યારે સર્વ સામાન અત્રે ગોઠવેલો જ હતો અને આ મહેલની સંભાળ રાખવાને ચાર માણસો પણ હતા જેઓ અમારી જ રાહ જોતા અત્રે રહ્યા હતા. "

" હાલ તેઓ ક્યાં છે ? " રાજા દેવીસિંહે પૂછ્યું.

" તેઓ ઇન્દ્રદેવના સેવકો હતા અને હાલ તેમની પાસે જ ગયા છે. " ઇન્દ્રજીતસિંહે જણાવ્યું-" ઇન્દ્રદેવ જ આ તિલિસ્મીના દારોગા છે. શુરૂઆતમાં તેમના વડિલો દારોગા હતા અને વંશપરંપરાથી એ પદવી એમના વંશજો જ ભોગવે છે. "

" આ તો આજે અપાર આનન્દની વાત જાણીએ છીએ. " રાજા દેવીસિંહ બોલી ઉઠયો-" ઇન્દ્રદેવે તો એ વાત આપણને જણાવી નથી. "

" ઇન્દ્રદેવે એ વાત છુપાવી તેમાં કાંઇ નવાઇ નથી; કેમ કે, તિલિસ્મીના નિયમાનુસાર એમ જ થવું જોઇએ. " આનન્દસિંહે ખુલાસો કર્યો.

" ત્યારે તો તમારી સગવડને માટે ઇન્દ્રદેવ તરફથી જ આ સર્વ સામાનનો બંદોબસ્ત કરવામાં આવ્યો હશે ! " રાજા દેવીસિંહે જણાવ્યું.

" હા જી! એમના સેવકોએ પણ અમને એમ જ કહ્યું હતું " ઇન્દ્રજીતસિંહે કહ્યું. ત્યાર પછી તેઓ ઘણા સમય સુધી તે ચિત્રો જોઇ

અજાયબીસહ વાતો કરતા ત્યાં ફર્યાં. પછી કુમારો તેમને જમણી તરફના દ્વારમાં થઇને વિશાળ દિવાનખાનામાં લઇ ગયા. ત્યાં પિશાચપતિ અને લક્ષ્મણસિંહને કેદીની હાલતમાં બુરખાવાળાઓ સમક્ષ ખડા કરવામાં આવ્યા હતા. આ દિવાનખાનામાંનાં ચિત્રો કારીગીરી તેમ જ સુંદરતામાં સર્વોત્તમ હતાં. સર્વે આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી એ ચિત્રો તરફ જોવા લાગ્યા. એક કિલ્લાનું ચિત્ર બતાવતાં રાજા દેવીસિંહે કહ્યું–" આ તો કનકગઢનું ચિત્ર છે!"

" હા મુરબ્બી!" એમ કહી એક બીજું ચિત્ર બતાવતાં ઇન્દ્રજીતસિંહે જણાવ્યું–" આ ચિત્ર જમાનીઆના કિલ્લા અને ખાસ બાગનું છે અને આ ભીંતમાંથી ત્યાં જવાનો માર્ગ પણ છે. વડિલશ્રી મહારાજ સૂર્યકાન્તના સમયનો એમના શિકારગાહ અને જંગલનો આ દેખાવ છે!"

" અને આ લડાઇનું ચિત્ર કેવું છે? એનો શો ભાવાર્થ છે?" રાજા વીરસિંહે એક બીજું ચિત્ર બતાવતાં પૂછ્યું.

" આ ચિત્રો બહુ જ કારીગરીથી ભરપૂર છે." ઇન્દ્રજીતસિંહે જણાવ્યું—" મહારાજ સૂર્યકાન્તે પોતાની સેનાને જે રીતની કવાયત અને વ્યૂહરચના વગેરેની રીત શીખવી હતી તે સર્વ બાબતો આ ચિત્રોમાં દર્શાવી છે. એક યુક્તિથી આ સર્વ ચિત્રો હરતાં ફરતાં અને જીવતાં માણસોની માફક કાર્ય કરતાં દેખાય છે અને તે સાથે આ લશ્કરની આગળ વાજીંત્રોવાળાઓ જણાય છે. તેમનાં વાજીંત્રોના મધુર અવાજ પણ સંભળાય છે. એ અદ્ભુત તમાશો દિવસે દેખાતો નથી–રાત્રે જ દેખાય છે. આ ચિત્રોને લીધે આ દિવાનખાનું 'વ્યૂહમંડળ' નામથી ઓળખાય છે."

" એ તમાશો તો અમે અવશ્ય જોઇશું અને આપણી સાથે

જેઓ અત્રે આવ્યા નથી તેમને પણ દેખાડીશું." રાજા દેવી-સિંહે જણાવ્યું.

"જેવી આજ્ઞા. રાત્રિ પડતાં અમે એની ગોઠવણ કરીશું, એટલામાં આપ બીજી વસ્તુઓ જુઓ." આમ કહી ઇન્દ્રજીતસિંહ એક બીજા દ્વારમાંથી સર્વને એક બીજા દિવાનખાનામાં લઈ ગયો. આ દિવાનખાનાની ભીંતો તદ્દન સાદી જ હતી. દિવાનખાનાની વચ્ચે આરસ પત્થરના બે ચબુતરા હતા. એમાંનો એક તો ખાલી હતો પણ બીજા ઉપર સફેદ પત્થરની એક ખૂબસુરત પુતળી બેઠી હતી. અત્રે ઉભા રહી કુમાર ઇન્દ્રજીતસિંહે પોતાના દાદા તેમજ પિતા તરફ જોઇ કહ્યું—"અમે તિલિસ્મીની બ્હાર આવ્યા ત્યારે આ ચબુતરાની અંદરથી જ નીકળ્યા હતા. રક્તગ્રંથની સહાયતાથી અમે અત્રે સૂધી તો આવી પહોંચ્યા; પણ એથી આગળ શું કરવું તે કાંઇ એ પુસ્તકમાં જણાવેલું નહોતું. પણ આ પુતળીવાળા બીજા ચબુતરામાંથી એક બીજું પુસ્તક અમને મળ્યું. જેની મદદથી જ પત્થરના માણસવાળા પેલા ચબુતરાનું તિલિસ્મી તોડીને અમે આપ વડિલોની સેવામાં હાજર થયા. તિલિસ્મી સંબંધીની અમારી હકીકત તો આપે જાણી છે એટલે આપને યાદ હશે કે અમે બંને ભાઇઓ ભાઇશ્રી ગોપાલસિંહજીને માયાવિનીના બંધનમાંથી મુક્ત કરીને જમાનીઆના ખાસ બાગમાંના દેવમંદિરને નામે ઓળખાતા મહેલમાં ગયા હતા. એ વખતે ત્યાં ભાઇ આનન્દસિંહ પહેલા તિલિસ્મીમાં ફસાયા હતા. એમને છોડાવવાને અમે પણ કૂવામાં કૂદી પડીને એક બીજા બાગમાં જઇ પહોંચ્યા હતા. એ બાગના મધ્ય ભાગમાં એક મંદિર હતું. તેમાંનું તિલિસ્મી અમે તોડ્યું ત્યારે એક પુતળીના પેટમાંથી એક ચમકતી વસ્તુ અમને મળી હતી—"

"બરાબર, એ અમને યાદ છે !" રાજા દેવીસિંહે જણાવ્યું અને પૂછ્યું—"એ ચમકતી વસ્તુ શી હતી અને હાલ ક્યાં છે ?"

"તે એક હીરાની કુંચી હોઇ હમણાં મ્હારી પાસે છે." આમ કહી ઇન્દ્રજીતસિંહે પોતાના ખીસ્સામાંથી તે કાઢી પોતાના દાદાને દેખાડીને કહ્યું—"એ કુંચી આ પુતળીના પેટમાં લાગે છે." સર્વેએ તે કુંચી બારીકીથી જોયા પછી ઇન્દ્રજીતસિંહે સર્વના દેખતાં તે કુંચી ચબુતરાપર બેઠેલી પુતળીની નાભીમાં નાંખી ફેરવી. તરત જ તેનું પેટ ન્હાની આલમારીની માફક ઉઘડી ગયું એટલે ઇન્દ્રજીતસિંહે કહ્યું—"આમાંથી બીજું પુસ્તક અમને મળ્યું હતું."

"એ પુસ્તક ક્યાં છે ?" રાજા દેવીસિંહે પૂછ્યું.

"આ રહ્યું મુરબ્બી !" આમ કહી આનન્દસિંહે ઘણા ઝીણા અક્ષરે લખેલી એક ન્હાની ચોપડી પોતાના દાદાના હાથમાં આપી. આ ચોપડી ભોજપત્રની હતી. તે ધ્યાનથી જોઈ તેમ જ આમ તેમ ફેરવીને એમાંનો કોઇ કોઇ ભાગ વાંચ્યા પછી રાજાએ તે આનન્દસિંહને આપી કહ્યું—"હાલ તો રાખો. નિશ્ચિત થયા પછી એ વાંચીશું."

"આ પુતળીવાળો ચબુતરો જ તિલિસ્મીમાં પ્રવેશ કરવાનું દ્વાર છે." ઇન્દ્રજીતસિંહે જણાવ્યું અને પુતળીના ઉઘડી ગયેલા પેટમાં હાથ નાંખીન એક ચાપ દબાવી એટલે ચબુતરાની જમણી તરફની ભીંત દરવાજાની માફક ઉઘડીને જમીન સાથે લાગી ગઈ અને તેમાં નીચે ઉતરવાનાં પગથીઆં જણાયાં તિલિસ્મી ખંજરનો પ્રકાશ પાડી સર્વને પોતાની પાછળ આવવાનું કહી ઇન્દ્રજીતસિંહ તેમાં ઉતર્યો. કુમાર આનન્દસિંહ પણ તિલિસ્મી ખંજરનો પ્રકાશ પાડતો સર્વની પાછળ ચબુતરામાં ઉતર્યો. વિશેક પગથીઆંની ગોળાકાર સીડી ઉતર્યા પછી તેઓ એક મ્હોટા ઓરડામાં જઇ પહોંચ્યા. એમાં

ઝવેરાત અને સુવર્ણ મ્હોરોથી ભરેલા સોના ચાંદીના અસંખ્ય ઘડાઓ પડેલા હતા. આ અઢળક ખજાનો જોઇ સર્વની અજાયબીનો પાર જ રહ્યો નહિ એટલે ઇન્દ્રજીતસિંહે કહ્યું-" શિરચ્છત્ર! તિલિસ્મીમાં જે ખજાને અમે જોયા છે તેના આઠમા ભાગ જેટલો પણ આ ખજાનો નથી. આ તો આપણા બહુરૂપીઓ સહજમાં કનકગઢ પહોંચાડી દેશે. બીજી કેટલીક વિનોદની વસ્તુઓ અત્રે છે તેમાં પેલી વસ્તુ પણ છે કે જેને લીધે અમે પણ એક વખત હસતા હસતા ભીંતની અંદર કૂદી પડયા હતા અને માયાવિનીના પંઝામાં ફસાઇ પડયા હતા."

"એ વસ્તુ તો સત્વર આપણા મહેલમાં મોકલાવી જ દેજો." અજીતસિંહે આતુરતાથી કહ્યું અને રાજા દેવીસિંહ તરફ જોઇ જણાવ્યું—" કુમારનાં લગ્નની ધામધુમમાં એ તમાશા પણ સર્વને અવશ્ય દેખાડીશું." પછી ઇન્દ્રજીતસિંહે જણાવ્યું—" અમારી સાથેના તિલિસ્મીમાંના કેદીઓને અત્રે બ્હાર જ રાખી અમે બંને ભાઇઓ જ આમાં દાખલ થયા હતા અને તિલિસ્મી ફતેહ કરતા આપની સેવામાં હાજર થયા હતા."

" એ રીતે અમે પણ સર્વ તમાશા જોતા જોતા એ ચબુતરાને માર્ગે જ બ્હાર નીકળીશું." રાજા દેવીસિંહે જણાવ્યું એટલે અજીતસિંહે પૂછ્યું—" ત્યારે પેલાં હાલતાં ચાલતાં ચિત્રોને તમાશા જોવાની મહારાજશ્રીની ઇચ્છા નથી કે ?"

" એ તો અવશ્ય જોઇશું." મહારાજ દેવીસિંહે કહ્યું.

" તો હવે અત્રેથી જ પાછા ફરવું જોઇએ; કેમ કે, આ ઓરડામાંથી આગળ જવાથી આજે પાછા ફરી શકાશે નહિ." ઇન્દ્રજીતસિંહે જણાવ્યું—" વળી દિવસ પણ પૂર્ણ થવા આવ્યો છે એટલે સંધ્યા તેમજ ભોજન વગેરે કરી સત્વર નિશ્ચિંત થઇએ; કેમ

કે, એ ચિત્રોનો તમાશો પણ લગભગ દોઢ પ્રહર ચાલશે.”

“તો ચાલો.” રાજાએ જણાવ્યું અને તરત જ તેઓ ત્યાંથી પાછા ફરી મહેલની બ્હાર આવ્યા. આ સમયે સંધ્યાનો સમય થવા આવ્યો હતો. રાત્રિ થતાં સુધીમાં સ્નાનસંધ્યા તેમ જ ભોજન વગેરે કરીને નિશ્ચિત થઇ સર્વ જીવતાં ચિત્રો જોવાને પેલા ઓરડામાં ગયા. આ સમયે મહેલના સર્વ ભાગોમાં દીપકોનો પ્રકાશ ફેલાયલો હતો. પણ એ દીપકો કોણે સળગાવ્યા હતા એ કોઇના જાણવામાં આવ્યું નહિ. એ વિષે બીજા કોઇને તો નવાઈ લાગી કે નહિ તે તો કોણ જાણે પણ લક્ષ્મણસિંહ અને પિશાચપતિના મનમાં તો એ માટે ચટપટી લાગી હતી. તેમણે ધાર્યું કે મહેલમાં આવતી વખતે ઓટલાપર પહેરો ભરતી જે બે સ્ત્રીઓને તેમણે જોઈ હતી તેમનું જ એ કામ હશે. આથી તેઓ કોણ હતી તે જાણવાને તેઓ અત્યંત આતુર બની ગયા હતા. ચિત્રોવાળા દિવાનખાનામાં ગાદી તકીઆની બેઠક બિછાવવામાં આવી હતી તેનાપર સર્વ પોતપોતાની યોગ્યતાનુસાર બેઠા. પછી ઇન્દ્રજીતસિંહના કહેવાથી ત્યાં સર્વ દીપકો બુઝાવી નાંખવામાં આવ્યા. ઓરડામાં અંધકાર છવાઇ રહેતાં જ અલ્પકાળમાં ચારે તરફની ભીંતો ચમકવા લાગી અને તેના ઉપરનાં ચિત્રો પહેલાં કરતાં પણ વિશેષ સ્પષ્ટ દેખાવા લાગ્યાં. જાણે બહુ દૂરથી આપણે ખરેખરા કિલ્લા, પહાડ, જંગલ, મયદાન, માણસો, જાનવર, લશ્કર વગેરે જોતા હોઇએ તેવાં તે ચિત્રો દેખાવા લાગ્યાં. સર્વ અજાયબીથી ભીતપરનાં ચિત્રોમાં થયેલો આ ફેરફાર જોતા હતા એવામાં એકાએક વાજીંત્રોનો મધુર અવાજ સંભળાવા લાગ્યો. એ અવાજ જમાનીઆના કિલ્લા તરફથી આવતો હોવાથી સર્વની નજર તે તરફ ખેંચાઇ. એક વિશાળ મયદાનમાં અગણિત સેના બે

ભાગમાં વિભક્ત થઇ ઉભી હતી. એ બે ભાગના સિપાહીઓ જાણે લઢવાને તૈયાર થઈ ગયા હોય તેમ એક બીજાની સ્હામે ઉભા હતા. પાયદળ લશ્કર ઉપરાંત ઘોડેસવારો, તોપખાનું વગેરે એક સૈન્યને લગતી સંપૂર્ણ સામગ્રી બન્ને ભાગના સૈન્ય સાથે હતી. આ બે સૈન્યમાંથી એકના સિપાહીઓનો પોષાક કાળા રંગનો હતો જ્યારે બીજા સૈન્યના સિપાહીઓએ આસમાની કપડાં પહેર્યાં હતાં. કાળા પોષાકવાળાં સૈન્યમાંથી વાજીંત્રોનો અવાજ આવતો હતો અને તેનાં અગ્ર ભાગે ઉભેલા વાજીંત્ર વગાડનારાઓ જાણે જૂદાં જૂદાં વાજીંત્રો વગાડતા હોય તેમ દેખાતું હતું. એકાએક એ કાળા પોષાકનું સૈન્ય હાલતું દેખાયું અને ધારીને જોતાં તેમાંના સર્વ સિપાહીઓનાં મુખ બીજી તરફ ફરી ગયેલાં અને તેઓ જમણી તરફના એક પહાડ તરફ કૂચ કરી જતા દેખાયા. જેમ જેમ તેઓ દૂર ગયા તેમ તેમ વાજીંત્રોનો અવાજ ઓછો સંભળાતો ગયો. જોતજોતાંમાં તે સૈન્ય જાણે કેટલાક ગાઉ દૂર કૂચ કરી ગયું હોય તેમ જણાયું અને થોડી વારમાં તો એક પહાડની પાછલી તરફ ચાલી જઇને દેખાતું પણ બંધ થઈ ગયું. હવે મયદાન ખાલી થઇ ગયેલું જણાયું. ત્યાં માત્ર આસમાની પોષાકવાળું સૈન્ય જ રહ્યું હતું તેમાંથી એકાએક વાજીંત્રોનો અવાજ સંભળાવા લાગ્યો અને પાયદળ તેમજ ઘોડેસવારો કૂચ કરતા જણાયા. એક સરદાર હાથમાં ઝુંડો લઇને ઝડપથી ઘોડો દોડાવતો મયદાનની વચમાં આવી ઉભો રહી સિપાહીઓને કવાયત કરાવવા લાગ્યો. આ કવાયત લગભગ એક કલાક સૂધી ચાલી. એ સમગ્રે સિપાહીઓની ચાલાકી, હોશિયારી, હથિયાર ચલાવવાની સફાઇ અને બહાદુરી જોઇ સર્વ આનન્દ પામ્યા અને રાજા દેવીસિંહ આશ્ચર્ય પામી બોલી ઉઠયા–"વાહ વાહ! લશ્કર તો આવું જ તૈયાર કરવું જોઇએ."

કવાયત સમાપ્ત થતાં વાજીંત્રોનો અવાજ બંધ થઇ ગયો અને તે સૈન્ય એક તરફ રવાના થયું; પણ હજી તે થોડે દૂર ગયું હશે એટલામાં કાળા પોષાકવાળા સૈન્યે એકાએક પહાડની તળેટીમાંથી બ્હાર નીકળી તેનાપર છાપો માર્યો. એ પ્રકાર જોતાં જ આસમાની પોષાકવાળા સૈન્યનો સરદાર સાવધ થઈ ગયો. ઝુંડાની નિશાની થતાં પુનઃ વાજીંત્રો વાગવા લાગ્યાં એટલે સિપાહીઓ યુદ્ધ કરવા સજ્જ થઇ ગયા. આવી રીતે ઉભય સૈન્ય વચ્ચે લડાઇ ચાલૂ થઇ. આ જીવતાં ચિત્રો જોતાં સર્વને અપાર આશ્ચર્ય લાગ્યું યુદ્ધકળાને લગતી સર્વ બાબતો તે ચિત્રમાં દેખાડવામાં આવી હતી. કિલ્લેબંધી, લડાઈના મોરચા તેમ જ ઘોડેસવારોની ચપળતા જોઇ સર્વ આશ્ચર્યચકિત બની ગયા, અને 'વાહ વાહ' બોલી પોતાનો આનન્દ પ્રકટ કરવા લાગ્યા. જીવતાં ચિત્રોનો આ તમાશો કેટલાક કલાકો સુધી ચાલ્યો અને એ સમાપ્ત થતાં ઓરડામાં એકાએક અંધકાર છવાઇ ગયો. તરત જ લક્ષ્મણસિંહે દીપક સળગાવ્યો. રાત્રિ થોડી જ બાકી રહી હતી તે સર્વેએ નિદ્રાવશ થઇ પસાર કરી. દિવસ લગભગ એક કલાક જેટલો ચઢી ગયા પછી સર્વ જાગ્રત થયા અને દાતણ પાણી વગેરે કરીને સ્નાનસંધ્યા કરવામાં ગુંથાયા. તેમને જે વસ્તુની જરૂર પડતી તે સર્વ ત્યાં હતી એટલે બહુરૂપીઓએ ભોજન તૈયાર કર્યું. પછી સ્વસ્થ થઇ તેઓ સર્વ આશ્ચર્યથી તે ચિત્રો જોવા લાગ્યા એટલે રાજા દેવીસિંહ બોલ્યા—"અમે બહુ વિચાર કર્યો તો પણ સમજાતું નથી કે, આ ચિત્રોમાં એવી આશ્ચર્યજનક શી કારિગીરી કરવામાં આવી છે। અમે આ તમાશો નજરે જોયો ન હોત અને કોઇ પારકા માણસે એવાં જીવતાં ચિત્રોની અમારી આગળ વાત કરી હોત તો અમે તેને ગાંડો જ ગણ્યો હોત! આમ નજરે જોવા છતાં પણ ભીંતપરનાં

ચિત્રો આવાં જીવતાં માણસ જેવું કામ કરી દેખાડે એવી અમારી ખાત્રી થતી નથી!"

"ખરેખર, આટલું જોયા પછી પણ હું કોઇ આગળ એ વિશે કાંઇ કહેવાની હિમ્મત કરું નહિ અને જો કદાચ કહું તો કોઇ સાચું માને જ નહિ." અજીતસિંહે જણાવ્યું.

"ગમે તેમ પણ આ તિલિસ્મી છે એટલે તેમાં સર્વ વસ્તુઓ આશ્ચર્યજનક હોય!" જગન્નાથ જ્યોતિષીએ કહ્યું.

"તિલિસ્મી હોય તો પણ એ બનાવનારા તો મનુષ્યો જ હતા! જે કાર્ય મનુષ્યથી કરી ન શકાય તે તિલિસ્મીમાં પણ જોવામાં આવે નહિ." અજીતસિંહ બોલી ઉઠયો, એટલે ગોપાલસિંહે તેના મતને સંમત થઇ જણાવ્યું–"આપનું કહેવું ખરું છે! તિલિસ્મીમાં ગમે તેવી અજાયબી પમાડનારી વસ્તુ હોય તો પણ વિચાર કરતાં તેની કારિગરીનો ભેદ જણાયા વગર રહેશે નહિ."

"જ્યાં સુધી એનો ભેદ સમજાય નહિ ત્યાં સુધી ભલે કોઇ એને જાદુઇ કરામત માને પણ અમે તો એ ઉત્તમ કારિગીરીનું પરિણામ છે એમ જ કહીશું." રાજા વીરસિંહે જણાવ્યું–"એનો ભેદ જણાયાથી અમારુ કહેવું ખરુ જ લાગશે, અને આ ચિત્રોની કારિગીરી વિશે વિચાર કરવામાં આવશે તો કાંઇ ભેદ જણાઇ આવશે. ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ એ ભેદ અવશ્ય જાણતા જ હશે."

"હા મુરબ્બી!" ઇન્દ્રજીતસિંહે જણાવ્યું–"પહેલી વખતે એ તમાશો જોઇને અમને પણ અજાયબી ઉપજી હતી, પણ તિલિસ્મી પુસ્તકની સહાયતાથી અમે આ ભીંતની અંદર ગયા એટલે સઘળો ભેદ જણાઇ ગયો. આપ પણ તે જાણશો એટલે આપને પણ એ બાબત સામાન્ય લાગતી હશે!"

"ત્યારે તો આટલા સમય સુધી આપણે નિરર્થક મુંઝાયા ! કુમાર ! તમે અત્યાર સુધી ચુપ કેમ બેસી રહ્યા ?" રાજા દેવીસિંહે પૂછ્યું.

"અમે બહુરૂપીઓની લાગણી જોતા હતા." કુમારે જણાવ્યું અને ઉઠીને ભીંત પાસે જઇ પોતાના દાદા પ્રત્યે કહ્યું–"આપ કૃપા કરી અત્રે પધારો તો એનો ભેદ આપને સમજાવીએ." તરત જ રાજા દેવીસિંહ ઉઠીને ઇન્દ્રજીતસિંહ પાસે ગયો એટલે તેની પાછળ બીજાઓ પણ ત્યાં જઇને ઉભા રહ્યા. ભીંતપર હાથ રવતાં ઇન્દ્રજીતસિંહે કહ્યું–"જુઓ, આ ભીંત કાચની છે ! એનાપર એક પણ ચિત્ર નથી. આ ચિત્રો દેખાય છે તે આ ભીંતની પેલી તરફ જુદાં જ છે !" આ શબ્દો સાંભળી સર્વ અજાયબીથી ભીંતપર હાથ ફેરવી જોવા લાગ્યા. અજીતસિંહે કહ્યું:—"બરાબર, હવે આ કારિગીરી હું સમજ્યો. આ ચિત્રો કોઇ ધાતુપર જૂદાં જ તૈયાર કરવામાં આવ્યાં છે, જે કમાન અથવા વિજળીના તાર સાથે જડેલાં હોવાં જોઇએ. કોઇ પ્રકારની શક્તિથી એ તાર અથવા કમાનપર દબાણ આવતું હશે અને તે વખતે જ આ ચિત્રોમાં ગતિ આવતી હશે."

"એમજ છે. જુઓ, હવે પુનઃ એમને ચાલૂ કરી અમે આપને બતાવીએ છીએ અને તે પછી ભીંતની પેલી તરફ લઇ જઇને સર્વની શંકા દૂર કરીશું." ઇન્દ્રજીતસિંહે જણાવ્યું.

ભીંતમાં જે સ્થાને જમાનીઆનું ચિત્ર હતું ત્યાં કિલ્લાના બુરજને ઠેકાણે કેટલાંક છિદ્ર પણ દેખાડવામાં આવ્યાં હતાં. આમાંનું એક છિદ્ર ખરું હતું. એક ખંજરનો આગલો સાંકડો ભાગ થોડેક અંદર જઇ શકે એટલું મ્હોટું એ છિદ્ર હતું. ઇન્દ્રજીતસિંહે તિલિસ્મી ખંજર કાઢીને તેનું પાનું એ છિદ્રમાં નાંખ્યું અને રાજા દેવીસિંહ વગેરે તરફ જોઇ કહ્યું—"આ ભીંતમાં બુરજને સ્થળે જે છિદ્રો જણાય છે તે

વિજળીક અસર થવાથી ચાલવા લાગે છે. આપ જાણો છો તેમ તિલિસ્મી ખંજરમાં વિજળી ભરેલી છે એટલે ચિત્રોના તારો સાથે એ મળવાથી તેમને વિજળી લાગુ પડી જાય છે." આટલું કહી તે ચુપ થઇ ચિત્રો તરફ જોવા લાગ્યો એટલે સઘળાઓ પણ તે તરફ આતુરતાથી જોવા લાગ્યા. રાજા દેવીસિંહ, વીરસિંહ, અજીતસિંહ, ગોપાલસિંહ અને જ્યોતિસિંહ તો જૂદાં જૂદાં ચિત્રોપર હાથ રાખી ઉભા રહ્યા. જોતજોતાંમાં ભીંત ચમકવા લાગી અને પછી ચિત્રો પુનઃ ગતિમાં આવી ગયાં. રાજા દેવીસિંહ વગેરે ચિત્રોપર હાથ મૂકીને ઉભા હતા છતાં ચિત્રો તેમના હાથ નીચેથી નીકળીને આમથી તેમ ચાલવા લાગ્યાં જેની તેમના હાથપર સહજ પણ અસર જણાતી નહોતી. હવે તેમની ખાત્રી થઇ કે ભીંતની સાથે ચિત્રોનો કાંઇ પણ સંબંધ નથી. એવામાં ઇન્દ્રજીતસિંહે તિલિસ્મી ખંજર છિદ્રમાંથી બ્હાર કાઢી લીધું એટલે તરત જ ભીંતપરનો ઝગઝાટ બંધ થઇ ગયો અને ચિત્રો પણ જ્યાંનાં ત્યાં સ્થિર થઇ ગયાં. ચિત્રો સંપૂર્ણ ચાલીને પોતાને અસલ સ્થાને આવ્યાં નહોતાં એટલામાં જ અટકી ગયાથી ભીંતોપર હવે જૂદી જ જાતનાં ચિત્રો દેખાવા લાગ્યાં. એ જોઇ અજીતસિંહે કહ્યું—" આ તો ઘણો અદ્ભુત તમાશો છે! ચિત્રોના સંબંધમાં લોકોને આશ્ચર્ય પમાડવાને આ તમાશો બહુ જ સરસ છે!"

"હા મુરબ્બી!" જ્યોતિસિંહે જણાવ્યું—" એક દિવસમાં સંખ્યાબંધ જાતનાં ચિત્રો આ ભીંતોપર દેખાડી શકાય તેમ છે અને નિત્ય આવાં નવીન ચિત્રો કોણ તૈયાર કરતું હશે એની કોઇને કલ્પના પણ આવે તેમ નથી."

" ખરેખર, આ તમાશો જોઇ અમે અત્યંત આનન્દ પામ્યા છીએ! હવે એ ચિત્રોને તેમને અસલ સ્થાને લાવ્યા પછી આ તમાશો બંધ કરો." રાજા દેવીસિંહે કહ્યું.

"જેવી આજ્ઞા." એમ કહી ઇન્દ્રજીતસિંહે તિલિસ્મી ખંજર તે છિદ્રમાં નાખીને ચિત્રોને ગતિમાં આણ્યાં. થોડા વખત પછી ચિત્રો પોતાને સ્થાને આવી ગયાં એટલે એક ખટકાનો અવાજ સંભળાયો. કુમારે તિલિસ્મી ખંજર છિદ્રમાંથી કાઢી લીધું એટલે ભીંતપરનો ચળકાટ બંધ પડી ગયો અને ચિત્રો પણ ચાલતાં બંધ પડી ગયાં. આ તમાશો જોયા પછી રાજા દેવીસિંહે કુમારને કહ્યું—"હવે અમને આ ભીંતમાં લઇ જઇ ચિત્રનો ભેદ સમજાવો."

"હા મુરબ્બી, પણ તે પહેલાં આ ભીંતો કેટલી જાડી છે તેની અત્રેથી જ આપ અટકળ કરી લ્યો." ઇન્દ્રજીતસિંહે કહ્યું.

"ભીંતની જાડાઇ તો એજ ભીંતમાં આ દ્વાર છે તેપરથી સહજમાં સમજી શકાશે." રાજા દેવીસિંહે કહ્યું. પછી ઇન્દ્રજીતસિંહ તેમને પેલા ચબુતરાવાળા ઓરડામાં લઇ ગયો. એ ઓરડામાં ચિત્રોવાળા ઓરડા તરફની ભીંતમાં એક આલમારી જણાઇ. તેની વચમાં લોખંડની એક મૂઠ હતી તેના પાંત્રીશેક આંટા ફેરવીને કુમાર દૂર જઇ ઉભો. થોડી વારમાં તો આલમારીનાં બે બારણાં ઉઘડી ગયાં અને તેમાંથી બે સ્ત્રીઓ નીકળતી જણાઇ. એમાંની એક પિશાચપતિની સ્ત્રી અને બીજી લક્ષ્મણસિંહની સ્ત્રી પુષ્પાવતી હતી. તેમનાપર નજર પડતાં જ પિશાચપતિ અને લક્ષ્મણસિંહ વિસ્મિત બની ગયા. તેમના આશ્ચર્ય અને ક્રોધનો પાર રહ્યો નહિ. અન્યાન્ય જનો પણ તે સ્ત્રીઓને જોઈ અજાયબી પામ્યા. આ સમયે બ ને સ્ત્રીઓનાં મુખપર બુરખા નહોતા પણ પોતાના પતિઓને જોતાં જ તેમણે બુરખાઓમાં પોતાનાં મ્હોં છુપાવી દીધાં અને પાછી ફરીને જોતજોતાંમાં તેઓ એ આલમારીમાં જ અદૃશ્ય થઈ ગઇ.



# પ્રકરણ ૨૩ મું.

## તિલિસ્મીનો પ્રવાસ.

પુષ્પાવતીને આલમારીમાં જતી રહેલી જોઇ લક્ષ્મણસિંહને ગુસ્સો ઉપજ્યો; પણ પત્નીના પતિવ્રત ધર્મપર તેને વિશ્વાસ હતો. પોતાના ચરણના સોગન ખાઇને તેણે જણાવેલી હકીકત તે સત્ય માનતો હતો. આથી વિચાર કરતાં તેનો ક્રોધ સહજ શાંત થયો. તેણે ધાર્યું કે, તેને ઓળખવામાં તો પોતે કદાચ ભૂલ કરી નહિ હોય? ના-ના, એમ તો ન હોય! પોતાની દૃષ્ટિશક્તિ હજી ક્ષીણ થઇ નથી એમ તે જાણતો હતો. ત્યારે એ પુષ્પાવતી જ હશે? એમ પણ ન હોય! પુષ્પાવતી જેવી પતિવ્રતા સ્ત્રી કદાપિ અસત્ય તો બોલે જ નહિ પણ તેણે સોગન ખાતી વખતે તો એમ કહ્યું હતું કે 'હું આપના ચરણના સોગન ખાઇને કહું છું કે, આપ ક્યારની વાત કહો છો તે હું સમજતી જ નથી!' આ તેના શબ્દો હતા, પણ અત્રે આવવા સંબંધી કાંઇ એણે સોગન ખાધા નહોતા. ત્યારે શું તેણે પોતાને ભૂલભૂલામણીમાં નાંખ્યો હશે? લક્ષ્મણસિંહે સ્વગત વિચાર્યું-" ભલે તેમ હોય તો પણ મ્હારે ગુસ્સે થવાનું કારણ નથી; કેમ કે, એ સમજુ અને સતી છે. કોઇ સારી ધારણાથી જ અથવા તો કુમારોની આજ્ઞાથી જ તેણે એમ કર્યું હશે!" આવા વિચારથી લક્ષ્મણસિંહનો ગુસ્સો શાન્ત થઇ ગયો, પણ પિશાચપતિની વ્યાકુળતા દૂર થઇ નહોતી. બન્ને સ્ત્રીઓ આલમારીમાં અદૃશ્ય થઇ ગઇ ત્યારે કુમારો, રાજા દેવીસિંહ વગેરે તેમાં દાખલ થયા. દરવાજાની પાસે જ જમણી તરફ ભોંયરામાં જવાનો એક માર્ગ હતો. એ

વિષે પૂછવામાં આવતાં ઇન્દ્રજીતસિંહે જણાવ્યું–"આ રસ્તેથી જમાનીઆ જવાય છે. ભોંયરામાં ઉતર્યા પછી સુરંગ આવે છે તે છેક જમાનીઆ સૂધી ગયેલી છે." આ શબ્દો સાંભળી લક્ષ્મણસિંહ અને પિશાચપતિની ખાત્રી થઈ કે તે બંને સ્ત્રીઓ એ ભોંયરામાં ઉતરીને નાશી ગઇ હશે! પિશાચપતિએ તે ભોંયરામાં જવાની ઇચ્છા ઇશારતથી લક્ષ્મણસિંહને જણાવી પણ તેણે તેમ કરવાની ઇશારતથી જ ના પાડી. સર્વે જણ સાથે જઇને ચિત્રોની કારિગીરી જોઇ શકે એટલી બધી જગ્યા તે ભીંત પાછળ નહોતી. એટલે બબ્બે ત્રણ ત્રણ જણ જઇને ચિત્રોની યાંત્રિક ગોઠવણ જોઇ આવ્યા. સર્વ જોઇ આવ્યા પછી કુમારોએ તે દ્વાર બંધ કરી દીધું. પછી ઇન્દ્રજીતસિંહની ઇચ્છાથી તેઓ જે ચબુતરાપર શ્વેત પત્થરની પુતળી બેઠી હતી તેની પાસે ગયા એટલે કુમારે પોતાના દાદાને પૂછ્યું–"જો આજ્ઞા હોય તો આ દ્વાર ઉઘાડી આપણે તિલિસ્મીમાં જઇએ?"

"મ્હારી પણ એવી ઇચ્છા છે, પણ આ ચબુતરામાં દાખલ થયા પછી બધી ખુબીઓ જોતા આપણે કનકગઢના તિલિસ્મી તરફ રવાના થઇશું તો ત્યાં પહોંચતાં કેટલો સમય લાગશે?" રાજા દેવીસિંહે પૂછ્યું.

"ઓછામાં ઓછો અડધો દિવસ! તિલિસ્મીમાંની અજાયબીઓ જોતાં કદાચ એથી પણ વિશેષ સમય થઇ જાય!" ઇન્દ્રજીતસિંહે જણાવ્યું.

"પણ તેથી રાત્રિ પડી જશે તેની કાંઈ હરકત તો નથી?" રાજા દેવીસિંહે પૂછ્યું, જેનો ઇન્દ્રજીતસિંહે જવાબ આપ્યો—"લેશ પણ નહિ. રાત્રે તિલિસ્મીના તમાશા જોતા આપણે ત્યાં ચાલ્યા જઇશું!"

"ત્યારે તો ઠીક." રાજા દેવીસિંહે જણાવ્યું. તરત જ ઇન્દ્રજીતસિંહ તે ચબુતરાનું દ્વાર ઉઘાડીને સર્વની સાથે નીચેના ભોંયરામાં ઉતર્યો. ત્યાં મહોરો અને ઝવેરાતના મ્હોટા ઘડાઓ પડયા હતા. આ

ઓરડામાંના બે દરવાજામાંથી એક ઉધાડો હતો અને બીજો બંધ હતો. ખુલ્લા દરવાજાના સંબંધમાં ઇન્દ્રજીતસિંહે કહ્યું—"આ માર્ગ જમાનીઆ સુધી જાય છે. તિલિસ્મી તોડતા એ માર્ગેથી જ અમે અત્રે આવ્યા છીએ ? અત્રેથી કેટલેક દૂર એક સ્થાન છે જે તિલિસ્મી પુસ્તકમાં 'બ્રહ્મમંડળ' ને નામે ઓળખાવ્યું છે ત્યાંથી પણ એક ન્હાનું તિલિસ્મી પુસ્તક અમારે હાથ આવ્યું હતું. એ પુસ્તકમાં આ વિચિત્ર મહેલ તેમ જ તિલિસ્મી ફતેહ કરનારને શી શી વસ્તુઓની જરૂર છે તેની સંપૂર્ણ હકીકત લખેલી હોવાથી તેને તિલિસ્મીની કુંચી કહીએ તો ચાલે. હવે એ પુસ્તક અમારી પાસે રહ્યું નથી; કેમ કે તે વાંચ્યા પછી તિલિસ્મી તોડવાના કામમાં વપરાઈ ગયું છે. મુરબ્બી ! એ 'બ્રહ્મમંડળ'માંના ચિત્રો પણ જોવા લાયક છે. ત્યાંની સહેલ કરીને આપ અવશ્ય આનન્દ પામશો."

"એ સ્થાન અમે અવશ્ય જોઇશું, પણ હાલ નહિ." રાજા દેવીસિંહે જણાવ્યું અને પૂછ્યું—"ઠીક, આ બીજું બંધ દ્વાર ક્યાં જવા માટે છે ?"

"એ શ્યામગઢના તિલિસ્મીમાં જવાનો માર્ગ છે. અત્યારે એ જ દ્વાર ઉઘાડીને આપણે જઇશું." ઇન્દ્રજીતે જવાબ આપ્યો.

"ત્યારે એ દ્વાર ઉઘાડો." રાજા દેવીસિંહે જણાવ્યું એટલે ઇન્દ્રજીતસિંહ તે દ્વાર ઉઘાડવા લાગ્યો. એ દ્વારના ઉપરના મહેરાબમાં કોઇ ધાતુના ત્રણ મહોર હતા જે નિરંતર ફર્યા જ કરતા હતા. કુમારે તે ત્રણે મોરોની ગરદન પકડીને એક સાથે ફેરવી જેથી તે દ્વાર ઉઘડી ગયું એટલે કુમારે સર્વને તેની અંદર જવાને કહ્યું. જ્યારે સર્વે તેની અંદર ગયા ત્યારે કુમાર પણ મોરોની પકડેલી ગરદન છોડી દઈ દ્વારમાં દાખલ થઇ રાજા દેવીસિંહ તરફ જોઇ

બોલ્યો—" આ દ્વાર એ રીતે ઉઘાડી શકાય છે, પણ બંધ કરવાની કોઇ ચાવી નથી. અલ્પકાળમાં એ પોતાની મેળે બંધ થઇ જશે. આ તરફ દ્વારપરના મહેરાબમાં પણ એવા જ મોર છે, તે અત્રેથી દ્વાર ઉઘાડવા માટે છે. " હવે તેઓ એવા સ્થાનમાં જઈ પહોંચ્યા હતા, કે જેની છતમાં થોડે થોડે અંતરે છિદ્રો હોવાથી તે મારફતે ત્યાં પૂરતું અજવાળું આવતું હતું તેમજ આગલી તરફ નજર કરતાં જણાતું હતું કે થોડેક જતાં તેઓ ખુલ્લા મયદાનમાં જઇ પહોંચશે. આથી બંને કુમારોની પાછળ સર્વ ચાલ્યા. આ સુરંગમાં લગભગ પચાસેક વાર જેટલો માર્ગ કાપ્યા પછી એક બારણા વગરના ખુલ્લા દ્વારમાં થઇને તેઓ આરસપત્થરની એક ખુલ્લી બારાદરીમાં જઇ પહોંચ્યા. એની આગલી તરફ એક ન્હાનો બાગ હતો. આ બાગની જમીન તો જો કે કાળા અને સફેદ પત્થરની હતી, પણ જંગલી ઝાડો અને લતાઓની હરિયાળીથી ત્યાં બાગ જેવી શોભા જણાતી હતી. આ બાગમાં ચાર બાજૂએ ચાર જાતની ચાર બારાદારીઓ હતી અને વચ્ચે સંખ્યાબંધ ન્હાના ચબુતરાઓ અને નહેર જેવી જણાતી સાંકડી નાલિકાઓ હતી. એમાં પહાડપરથી વહેતા સ્વચ્છ ઝરાનું નિર્મળ જળ વહી રહ્યું હતું અને તેથી ત્યાંનાં ઝાડોને પાણી પહોંચતું હતું. બાગમાં ઉભા રહીને દૃષ્ટિ ફેરવતાં ચારે તરફ હરિયાળીથી શોભતા ઉંચા પહાડ જણાતા હતા. એથી તે બાગ પહાડોના મધ્ય ભાગમાં હોય એવો ભાસ થતો હતો અને બ્હારનું કોઇ માણસ તેમાં આવે અગર અંદરનું કોઇ માણસ બ્હાર જાય એ અશક્ય લાગતું હતું. સર્વ અજાયબીસહ બાગમાં ચારે તરફ જોવા લાગ્યા એટલે ત્યાંની સમજણ આપવાને ઇન્દ્રજીતસિંહ રાજા દેવીસિંહ તરફ જોઇ બોલ્યો—" પેલા ચબુતરાવાળા તિલિસ્મીના બે ભાગ

છે. એક ભાગ તો આ બાગ છે અને બીજો ભાગ એ ચબુતરા પાસે આપણે જઇ પહોંચીશું ત્યારે માર્ગમાં આવશે. અત્રે જણાતા આ સર્વ સુંદર ચબુતરા અપાર દ્રવ્યસંપત્તિથી પરિપૂર્ણ છે. અમે પહેલાં જ્યારે અત્રે આવ્યા ત્યારે એ ચબુતરાઓની પાસે પણ જઇ શકાતું નહોતું." આમ કહી એક ચબૂતરા પાસે મહારાજને લઇ જઇ કહ્યું— "ચબુતરાની બાજૂએ નીચેની તરફ આ કડી જડેલી છે તે જોઇ? એ કડી સાથે ઝીણી સાંકળ બાંધેલી છે તે પેલી તરફના એક કૂવામાં જઇ પડી છે. આ પ્રમાણે સર્વ ચબુતરામાં કડી જડેલી છે અને તેમાં જોડેલી સાંકળ એ કૂવામાં ભેગી થઇ છે. એ કૂવામાં શું છે તે અમે કહી શકતા નથી, પણ તેથી આ ચબુતરાને કોઇથી સ્પર્શ કરી શકાતો નહોતો. આપ જાણીને આશ્ચર્ય પામશો કે કનકગઢવાળો તિલિસ્મી ચબુતરો કે જેના ઉપર પત્થરનો (ખરી રીતે જોતાં કોઇ ધાતુનો) માણસ સૂતો છે એમાં પણ એક સાંકળ હોઇ તે જમીનની અંદરથી જ છેક અહીં સુધી આવીને એજ કૂવામાં પડી છે. બસ, અત્રે તિલિસ્મીની એટલી જ ખૂબી છે. તિલિસ્મી પુસ્તકમાંથી એ ભેદ અમે જાણેલો હોવાથી અત્રે આવ્યા ત્યારે અમે ચબુતરાની પાસે ગયા જ નહિ; આ નાલિકાઓમાં વહેતું પાણી જે ઝરામાંથી આવે છે તે કૂવાની પાસે જ હોવાથી તેમાંથી એક નવી નાલિકા ખોદીને તેનું પાણી કુવામાં વહેતું કરવાનું કામ અમે સર્વથી પહેલું કર્યું અને હજી પણ તે વહે છે. કેટલાક કલાક સુધી પાણી કૂવામાં આમ પડયાથી આ ચબુતરાઓની તિલિસ્મી અસર જતી રહી અર્થાત્ એમની વિજળિક અસર પાણીમાં ઉતરી ગઇ. પછી અમે બંને ભાઇઓએ તિલિસ્મી ખંજરથી સર્વ સાંકળો કાપી નાંખીને અત્રેના ચબુતરાઓ તેમ જ કનકગઢવાળા ચબુતરાનો એ કૂ નોથોસવા

સંબંધ તોડી નાંખ્યો. ત્યાર પછી સર્વ ચબુતરાઓમાં શું છે તે ઉઘાડીને જોયું. હવે તો એ મિલકત આપ આજ્ઞા કરો એટલે બહુરૂપીઓ આપની ઇચ્છા હોય ત્યાં લઇ જાય." પછી રાજાની આજ્ઞાથી ઇન્દ્રજીતસિંહે તે ચબુતરાઓના ઉપલા ભાગ પેટીનાં ઢાંકણાની માફક ઉપાડીને તેમાંનો ખજાનો સર્વને દેખાડયો. ચબુતરાઓમાં પુષ્કળ દોલત ઉપરાંત અમૂલ્ય ઝવેરાત અને બીજી મૂલ્યવાન્ વસ્તુઓ ભરેલી જોઇ સર્વના આનન્દનો પાર રહ્યો નહિ. આમાંથી અમૂલ્ય હીરામાણેકજડિત વિચિત્ર સિંહાસન અને એક જાતની ધાતુનો બનાવેલો ચંદ્ર એ બે વસ્તુઓ રાજા દેવીસિંહને બહુ જ પસંદ પડી. એ ચંદ્રના બે ભાગ હતા જે બન્ને એકત્ર કિંવા સંયુક્ત કરતાં તેમાંથી ચંદ્રના જેવો સ્વચ્છ નિર્મળ પ્રકાશ નીકળતો હતો.

સર્વ ચબુતરાઓ ઉઘાડીને તેમાંની વસ્તુઓ જોતાં આખો દિવસ વીતિ ગયો. સંધ્યાકાળ થતાં ઇન્દ્રજીતસિંહે રાજા દેવીસિંહને કહ્યું-" આ ચબુતરાઓ સિવાય આ બાગમાં બીજી કાંઇ નવાઇ નથી અને હવે રાત્રિ પણ થવા આવી છે એટલે અત્રેથી આગળ જવામાં જો કે કાંઇ હરકત નથી તો પણ આજની રાત્રિ અત્રે જ રોકાઇ જઇએ તો ઠીક." આ સાંભળી પિશાચપતિ બોલી ઉઠયો-" ક્ષુધા તથા તૃષાનું કષ્ટ વેઠીને રાત્રિ વીતાડવી પડશે કે?" આના જવાબમાં ઇન્દ્રજીતસિંહે હસીને બોલ્યો-" તરસ્યા તો નહિ રહીએ કેમ કે ઝરો વહે છે. બાકી ભોજન તો કનકગઢના ચબુતરાની બ્હાર નીકળીશું ત્યારે પામીશું."

" તેની કાંઇ ચિંતા નહિ! આપણા બહુરૂપીઓની પાસેથી થોડો ઘણો મેવો અવશ્ય નીકળશે." અજીતસિંહે જણાવ્યું.

"ઠીક, ત્યારે એક બારાદરીમાં આપણે મુકામ કરીએ." રાજા દેવી-

સિંહે જણાવ્યું. તરત જ એક વિશાળ બારાદરીમાં બહુરૂપીઓએ મહારાજ વગેરેને સૂવા માટે પોતાની પાસેની ચાદરો પાથરી દીધી અને તેમની થેલીઓમાં સુકો મેવો હતો તે સર્વેએ ખાઇ જળ-પાન કર્યું. જે બારાદરીમાં તેમણે મુકામ કર્યો હતો તેની ત્રણ તરફ તો ભીંત હતી, પણ બાગની તરફ તે ખુલ્લી હતી ત્યાં તેર સ્થંભ હતા. એ બારાદરી જમીનથી લગભગ ત્રણેક હાથ ઉંચી હતી અને તેનાપર ચઢવાને પાંચ પગથીઆં હતાં. બારાદરીની આગળની થોડીક જમીનમાં આરસપત્થરની ચોરસ લાદીઓ જડેલી હતી. ત્રણે તરફની ભીંતમાં કેટલીક આલમારીઓ પણ હતી. લક્ષ્મણસિંહે પોતાની થેલીમાંથી દીવેટ કાઢીને દીપક સળગાવી એક આલમારીના ઉપલા ચોકડાપર મૂકેલો હોવાથી તેઓ બેઠા હતા તેટલા ભાગમાં અજવાળું પડતું હતું. રાત્રિ એક પ્રહર કરતાં વિશેષ વીતિ ગઇ, પણ કોઇને નિદ્રા નહિ આવવાથી સર્વ વાતો કરતા આડે પડખે પડયા હતા. રાજા દેવીસિંહ બાગની તરફ મુખ કરી અજીતસિંહ સાથે વાતો કરતા હતા. આથી સ્હામેના પહાડના અંધકારથી છવાયલા અડધા ભાગપર તેમની નજર પડતી હતી. એકાએક તે પહાડપર અજવાળું જોઇને તેઓ ચમકયા અને તેમણે તે તરફ સર્વનું ધ્યાન ખેંચ્યું. બન્ને કુમારો એ અજવાળું જોઇ વિચારમાં પડી ગયા. પોતાના સિવાય આ તિલિસ્મીમાં બીજા કોઇથી આવી શકાય તેમ નહોતું એમ તેઓ માનતા હતા. આથી મશાલના પ્રકાશ સાથે પાંચેક મનુષ્યોને પહાડ-પર જોઇ તેઓ ઘણું આશ્ચર્ય પામ્યા. કુમારોની માફક બીજા સર્વે જન પણ અજાયબીથી પહાડપરના માણસોને જોઇ રહ્યા હતા. એટલામાં એકાએક અજવાળું દેખાતું બંધ થઇ ગયું એટલે અંધકારમાં એ મનુષ્યો પણ દેખાયા નહિ. પરંતુ થોડા વખત પછી મશાલનો પ્રકાશ પુનઃ

દેખાયો. આ વખતનો પ્રકાશ નીચેના બાગમાંથી આવતો દેખાતો હતો તથા પેલા માણસો પણ સ્પષ્ટતાથી નજરે પડતા હતા.

ગોપાલસિંહે ઇન્દ્રજીતને ઉદ્દેશીને કહ્યું:–" હું એમ ધારતો હતો કે, તમારા તથા આનન્દસિંહના સિવાય બીજું કોઇ માણસ આ તિલિસ્મીમાં આવી શકતું નથી. "

ઇન્દ્રજીત:–મ્હારી પણ એવી જ ધારણ હતી. પરંતુ આપ તિલિસ્મીના રાજા હોવા છતાં પણ આપ અત્રે આવી શકતા નથી કે ?

ગોપાલ:–હા, હું આવી શકું છું ખરો; પણ સીધે રસ્તેથી ઘણી સંભાળથી જ આવું છું. જે કાર્ય તમે કરી શકો છો તે કાર્ય હું કરી શકતો નથી. હંમણાં આશ્ચર્યનો વિષય તો એ છે કે, પહાડ ઉપરથી અત્રે આવવાનો રસ્તો નથી છતાં એ માણસો પહાડપરથી આવે છે. તિલિસ્મી બનાવનારે આ વાતને બરાબર વિચારી હશે.

ઇન્દ્રજીત:–બેશક, એમ જ છે; પણ આ વિષયનું શું સમજવું? એ માણસો અલ્પકાળમાં જ આ બાગમાં આવી પહોંચશે એમ હું ધારું છું.

એવામાં પાછો મશાલનો પ્રકાશ બંધ થઈ ગયો. ગોપાલસિંહે કહ્યું:–" એ માણસોએ કોઈ ગુફામાં પ્રવેશ કર્યો હશે અને તેથી જ મશાલનો પ્રકાશ બંધ થયો હશે. "

થોડા સમય સુધી નિસ્તબ્ધતા રહી. સર્વે ઘણા જ ધ્યાનથી તે તરફ જોઇ રહ્યા. પછીથી બાગની પશ્ચિમ દિશાએથી પ્રકાશ દેખાવા લાગ્યો. એ દિશામાં પુષ્કળ વૃક્ષોની ઘટા થઇ રહેલી હોવાથી ત્યાં કેટલા માણસો આવ્યા હતા એ સમજી શકાતું નહોતું. પશ્ચિમ દિશામાં પણ બારાદરી આવેલી હોઇ એ માણસો ત્યાં ઉપસ્થિત થયા હતા. તેઓ ત્યાં ઉપસ્થિત થઇને શું કરતા હતા એ જોઈ અગર સમજી શકાતું નહોતું.

જ્યારે મહારાજ દેવીસિંહ, વીરસિંહ વગેરે સર્વેનો એવો નિશ્ચય થઇ ગયો કે, એ લોકો બાગમાં આવેલી પશ્ચિમ દિશાની બારાદરીમાં ઉપસ્થિત થયા છે ત્યારે એ લોકો કોણુ છે અને શું કરે છે એ વિષયની તપાસ કરી આવવાની મહારાજ દેવીસિંહે જ્યોતિસિંહને આજ્ઞા કરી. એ આજ્ઞા જાણવામાં આવતાં રાણા ગોપાલસિંહે મહારાજને કહ્યું:– " શિરચ્છત્ર ! આ તિલિસ્મી હોઈ અહીંના પ્રકારોથી જ્યોતિસિંહજી સર્વથા અજ્ઞાત છે અને તેથી આ વિષયની તપાસ કરવા તેઓ જાય એ મ્હને ઠીક લાગતું નથી. જો આજ્ઞા હોય તો યુવરાજ ઇન્દ્રજીતસિંહને સાથે લઈ હું જ આ વિષયની તપાસ કરવા જાઉં ?"

મહારાજ દેવીસિંહે તેમ કરવાની આજ્ઞા આપીં એટલે રાણો ગોપાલસિંહ ઇન્દ્રજીતસિંહની સાથે ઉપરોક્ત વિષયની તપાસ કરવા જવા તૈયાર થયો. તેઓ બન્ને વૃક્ષોની પાછળ છુપાતા છુપાતા જે તરફથી પ્રકાશ આવતો હતો તે તરફ જવા લાગ્યા. ગોપાલસિંહ અને ઇન્દ્રજીત એ બારાદરી પાસે જઇ એક વૃક્ષની થડ પાછળ ઉભા રહી બારાદરીમાં ચાલતા પ્રકારનું સૂક્ષ્મ દૃષ્ટિથી દર્શન કરવા લાગ્યા.

એ બારાદરીમાં તેમણે પંદર માણસો જેયા. એ પુરુષો હતા કે સ્ત્રીઓ તત્સંબંધીનો નિર્ણય થઇ શકે તેમ નહોતો; કેમ કે તેમનો સર્વેનો પોષાક એક જ પ્રકારનો હોઈ તેમણે સર્વેએ પોતાનાં મ્હોં બુરખામાં છુપાવેલાં હતાં. એ પંદર માણુસોમાંના બે માણુસો મશાલચીનું કામ કરતા હતા. જેવી રીતે તેમના પોષાક મનોહર અને મૂલ્યવાન્ હતા તેવી જ રીતે તેમના હાથમાંની મશાલો સોનાની હોઇ એમાં મૂલ્યવાન્ રત્નો જડેલાં હતાં. એ મશાલોનો પ્રકાશ વિજળીના પ્રકાશ જેવો પ્રખર હતો. વળી એ મશાલચીઓ પાસે તેલની કુપ્પી નહિ હોવાથી એ મશાલનો પ્રકાશ શાનો હતો એ સમજી શકાતું નહોતું.

એ માણસો ઘણી ઝડપથી એ બારાદરીને સુસજ્જિત કરવામાં ગુંથાયા હતા. બારાદરીની જમણી બાજૂએ એક ખુલ્લું દ્વાર હતું. એમાં એ માણસો વારંવાર જઇ આવીને આવશ્યકીય વસ્તુઓ લઇ આવતા હતા. એ સઘળા માણસોનો પોષાક એક સરખો હોવાથી તેમની યોગ્યતાની કલ્પના થઇ શકતી નહોતી; પરંતુ તેઓમાં એક માણસ એવો હતો કે, તે કાંઇ કામકાજ નહિ કરતાં એક ખુરસીપર બેસી પોતાના સાથીઓ પાસે સઘળું કામ કરાવતો હતો. એના હાથમાં એક વિચિત્ર લાકડી હોઇ તેની મૂઠપર ઘણું સુન્દર હરણ હતું. જોત જોતાંમાં એ બારાદરી સર્વ પ્રકારે સુસજ્જિત બની ગઇ તથા ઘણાં ફાનસો સળગાવવામાં આવેલાં હોવાથી ત્યાં પુષ્કળ પ્રકાશનો વિસ્તાર થઈ ગયો.

પછી પેલો ખુરસીપર બેઠેલો માણસ કે જેને આપણે હમણાં એ માણસોના સરદાર તરીકે ઓળખીએ તો પણ હરકત જેવું નથી તે પોતાના સાથીઓને કેટલીક હકીકત સમજાવી નીચે ઉતર્યો તથા જ્યાં મહારાજ દેવીસિંહ વગેરેએ મુકામ કર્યો હતો તે તરફ જવા લાગ્યો.

આ પ્રકાર જોઇ વૃક્ષ પાછળ છુપાઇ રહેલા રાણા ગોપાલસિંહ અને ઇન્દ્રજીતસિંહ ઘણી ઝડપથી મહારાજ દેવીસિંહ પાસે ગયા તથા તેમણે જે કાંઇ જોયું હતું તે ટૂંકમાં કહી સંભળાવ્યું. એવામાં સર્વેએ એક માણસને પોતાની પાસે આવતો જોયો. સર્વનું ધ્યાન એ માણસ તરફ ખેંચાયું. ઇન્દ્રજીતસિંહ અને ગોપાલસિંહ સમજી ગયા કે, એ આવનાર માણસ પેલા બુરખાવાળા માણસોનો સરદાર જ હતો; આમ છતાં એ માણસ તદ્દન નજીક આવ્યો ત્યારે સર્વનો ભ્રમ દૂર થયો તથા સર્વેએ એ માણસને ઇન્દ્રદેવ તરીકે ઓળખ્યો. આ પ્રકારથી સર્વ આશ્ચર્યચકિત બની ગયા. રાણા ગોપાલસિંહ અને ઇન્દ્ર-

જીતસિંહને એમ લાગ્યું કે, પેલા બુરખાવાળા માણસોનો સરદાર ઇન્દ્રદેવ જ હશે; પરંતુ હમણાં ઇન્દ્રદેવને તેના દરબારી પોષાકમાં જોઈ અન્ય સર્વની માફક તેમને પણ ઘણું આશ્ચર્ય લાગ્યું.

ઈન્દ્રદેવે સર્વની પાસે આવી મહારાજ દેવીસિંહ, વીરસિંહ, અજીતસિંહ, જ્યોતિસિંહ તથા બન્ને કુમારોને નમન કર્યું. પછી બહુરૂપીઓને પણ તેણે યથોચિત માન આપ્યું.

મહારાજ દેવીસિંહે ઇન્દ્રદેવ તરફ જોઇને કહ્યું:–" ઇન્દ્રદેવ ! જ્યારથી અમે કુમારોને મુખે એમ સાંભળ્યું છે કે, આ તિલિસ્મીના દારોગા તમે જ છો ત્યારથી અમે ઘણા પ્રસન્ન થયા છીએ; છતાં તમે એ સંબંધી અમને કાંઇ કહેલું નહિ હોવાથી તેમજ અમારી સાથે તમે અત્રે નહિ આવેલા હોવાથી અમને ઘણું આશ્ચર્ય ઉપજ્યું હતું. આ પ્રસંગે તમે અત્રે ઉપસ્થિત થયેલા હોવાથી અમારી પ્રસન્નતામાં ઘણો વધારો થયો છે. આવો, અમારી પાસે બેસીને કહો જોઇએ કે તમે અત્રે અમારી સાથે કેમ ન આવ્યા ?"

ઇન્દ્રદેવે નીચે બેસીને કહ્યું:–" મ્હારા અપરાધની હું મહારાજશ્રી પાસે ક્ષમા માગું છું. મ્હારે કેટલુંક જરૂરી. કામ કરવાનું હોવાથી હું એકલો અત્રે આવ્યો હતો. હું આ તિલિસ્મીનો દારોગો હોઇ એ માટે મ્હને ઘણો ભાગ્યશાળી સમજું છું. ઇશ્વરે આ તિલિસ્મી આપના જેવા પરમ પ્રતાપી રાજાના હાથમાં સોંપ્યું છે એ ઘણા જ આનન્દનો વિષય છે. જો કે આપના કુળદીપક પૌત્રોએ આ તિલિસ્મી ફતેહ કર્યું છે તથા તેઓ એના માલિક બન્યા છે તથાપિ આ તિલિસ્મીનો ખરો આનન્દ તથા તમાશાઓ બતાવવાનું કામ મ્હારું છે. એ કામ મ્હારા સિવાય બીજા કોઈથી બની શકે તેમ નથી. જે કામ યુવરાજ ઈંદ્રજીતસિંહ

અને કુમાર આનન્દસિંહનું હતું તે તેઓ કરી ચુકયા છે અર્થાત્ તેઓ પોતાના પ્રબળ પ્રરાક્રમથી અને અપાર બુદ્ધિચાતુર્યથી આ તિલિસ્મી તોડી ચુક્યા છે. જે કાંઈ તેમના જાણવામાં આવવાનું હતું એ તેઓ જાણી ચુક્યા છે; પરંતુ જે સ્થાનો અને ભેદો મ્હારા જાણવામાં છે તેનો તેઓ પત્તો મેળવી શકે તેમ નથી. હું આ તિલિસ્મીનો દારોગો હોવાથી જ તિલિસ્મીનાં તમામ સ્થળો અને ભેદો જાણું છું. તિલિસ્મી બનાવનારે આ તિલિસ્મી સંબંધી બે પુસ્તકો લખ્યાં હતાં. એમાંનું એક પુસ્તક તેમણે દારોગાને સ્વાધીન કર્યું હતું તથા બીજું પુસ્તક તિલિસ્મી તોડનાર માટે છુપાવી રાખ્યું હતું. એ પુસ્તક બન્ને કુમારોને મળેલું છે. આ સિવાય જો બીજું કોઇ પુસ્તક તેમણે લખેલું હોય તો તે સંબંધી હું કાંઇ જાણતો નથી. જે પુસ્તક દારોગાને સ્વાધીન કરવામાં આવ્યું હતું તે વંશાનુક્રમિક મ્હારી પાસે આવેલું હોઇ હમણાં તે આ સેવક પાસે તૈયાર છે. એટલું હું ખાત્રીથી કહી શકું છું કે, આ તિલિસ્મીમાં કેટલાંક એવા સ્થળો છે કે, જ્યાં બન્ને કુમાર જઇ શકે તેમ નથી. વળી તિલિસ્મી તૂટતાં પહેલાં હું પણ એ સ્થળોએ જઇ શકતો નહોતો. હવે હું એ સ્થળોએ સહેલાઇથી જઇ શકું છું. આ તિલિસ્મીનાં જે તમાશાઓ ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ આપને જણાવી શકે તેમ નથી એ તમાશાઓ બતાવવાના હેતુથી આજે હું આપની પાસે આવ્યો છું; પરંતુ તે પૂર્વે જે વસ્તુ સિવાય ચાલી શકે તેમ નથી એ વસ્તુ હું મહારાજશ્રી પાસે માગું છું. ”

મહારાજ દેવીસિંહે પૂછ્યું:–“ એ શી વસ્તુ છે ? ”

ઇન્દ્રદેવે ઉત્તરમાં કહ્યું:–“ જ્યાં સુધી હું આપની સર્વની સાથે આ તિલિસ્મીમાં હોઉં ત્યાં સુધી મ્હારાથી જો કોઇનાં માનમર્યાદા ન સચવાય તો એ માટે મ્હને ક્ષમા આપવી. ”

મહારાજે કહ્યું:-" ઇન્દ્રદેવ ! અમે તમારા પર અત્યંત પ્રસન્ન છીએ. તમે જ્યાં સૂધી તિલિસ્મીમાં અમારી સાથે હો ત્યાં સુધી જ નહિ પરંતુ હમ્મેશાંને માટે અમે તમને તમારી ઇચ્છાનુસાર વર્તવાની રજા આપીએ છીએ. અમારાં બાળબચ્ચાં કે સાથીદારોમાંથી કોઇ તમારું દિલ દુભવશે નહિ એવી તમે ખાત્રી રાખજો."

આ વાક્યો સાંભળી ઇન્દ્રદેવે ઉઠી મહારાજને નમન કર્યું અને પછી પુનઃ આસનપર બેસીને કહ્યું:-" હવે જો આજ્ઞા હોય તો આપને સર્વને માટે હું જે ભોજનસામગ્રી લઇ આવ્યો છું તે હાજર કરું ? "

મહારાજઃ-સારી વાત છે. જાઓ લઇ આવો; કેમ કે અમારા ઘણા સાથીઓ ક્ષુધાથી વ્યાકુળ બની ગયા છે.

જ્યોતિસિંહઃ-પણ ઇન્દ્રદેવ ! હજુ સૂધી તમે ખરા ઇન્દ્રદેવ છો કે બીજા કોઇ છો એ વિષયનો તો કાંઇ ખુલાસો કર્યો નહિ !

ઇન્દ્રદેવે હસીને કહ્યું:-" મ્હારા સિવાય બીજા કોઇથી અહીં આવી શકાય તેમ નથી."

જ્યોતિસિંહે પછી બહુરૂપીની સાંકેતિક ભાષામાં ઇન્દ્રદેવ સાથે એક બે પ્રશ્નોત્તર કર્યા તત્પશ્ચાત્ વીરસિંહે ઇન્દ્રદેવને કહ્યું:-" હું તમને એક વાત પૂછવાને ઇચ્છું છું."

ઇન્દ્રદેવઃ-બેલાશક પૂછો.

વીરસિંહઃ-જે સ્થળે તમે રહો છો તથા જ્યાં માયાવિની પોતાના દારોગાને લઇ તમારી પાસે આવી હતી એ સ્થળ કેવું છે ? "

ઇન્દ્રદેવઃ-મહારાજ ! એ સ્થળ આ તિલિસ્મી સાથે સંબંધ ધરાવે છે તથા તે અહીંથી ઘણા થોડા અંતરે આવેલું છે. હું પોતે જ આપ સર્વને ત્યાં લઇ જઇશ. પ્રથમ આપ ભોજન વગેરે લ્યો પછી મ્હારે

બીજી જે હકીકત કહેવાની છે તે હું કહીશ.

જ્યોતિસિંહ:-અમે મશાલોના પ્રકાશમાં તમને જ પહાડપરથી ઉતરતા જોયા હતા કે ?

ઇન્દ્રદેવ:-જી હા, હું એક જૂદે રસ્તેથી જ અહીં આવ્યો છું. અમને પહાડ ઉપરથી ઉતરતા જોઇ આપ સર્વને ઘણું આશ્ચર્ય લાગ્યું હશે ! હું એકલો જ કાંઇ અહીં આવ્યો નથી. મ્હારી સાથે હું કેટલાક તમાશાઓ પણ લેતો આવ્યો છું જે યથા પ્રસંગે આપ જોઈ શકશો.

આમ કહી ઇન્દ્રદેવ ઉઠી ઉભો થયો તથા જોત જોતાંમાં બીજી તરફ ચાલ્યો ગયો અને થોડા વખતમાં જ પેલા બુરખાવાળાઓની સાથે પાછો ત્યાં આવ્યો. પેલા બુરખાવાળાઓના હાથમાં ભિન્ન ભિન્ન પ્રકારની ભોજનસામગ્રી હતી. એકના હાથમાં જળપાત્ર હતું. એ જળથી જમીન ધોઇ નાખવામાં આવી તથા ભોજનસામગ્રી યથા સ્થળે મૂકી એ બુરખાવાળાઓ જઇને કેટલીક જરૂરી વસ્તુઓ લઇ આવ્યા. સર્વ પ્રકારની વ્યવસ્થા થઇ ગયા પછી ઇન્દ્રદેવે સર્વને ભોજન કરાવ્યું.. ત્યાર પછી જે બારાદરીને તેણે પ્રથમથી સુસજ્જિત કરી રાખી હતી ત્યાં સર્વને આવવા કહ્યું.

વાસ્તવિક રીતે એ બારાદરીને ઘણી ખૂબીથી સુસજ્જિત કરવામાં આવી હતી. ત્યાં સર્વ ઇચ્છિત રીતે બેસી શકે તથા આરામ લઇ શકે એવી વ્યવસ્થા કરવામાં આવી હતી. મહારાજે એ સઘળું જોઇ ઇન્દ્રદેવને કહ્યું-"આ સઘળો સરસામાન બાગમાં તૈયાર હતો કે શું ?"

ઇન્દ્રદેવ:-જી હા, માત્ર એટલું જ નહિ પરંતુ આ બાગમાં જેટલી ઇમારતો છે એ સર્વેને સુસજ્જિત કરવા જેટલો અત્રે સામાન

છે. તે ઉપરાંત મ્હારું મકાન પણ નજીક જ આવેલું છે, તેથી જે વસ્તુની જરૂર પડે તે હું ત્યાંથી પણ લાવી શકું તેમ છું. હવે હું મહારાજશ્રીને એક વિનંતિ કરવાને ઇચ્છું છું.

દેવીસિંહ:–તમારે જે કહેવું હોય તે બેલાશક કહો ?

ઇન્દ્રદેવ:–આ તિલિસ્મી આપના પ્રબળ પ્રતાપીથી પૂર્વજોને લીધે બન્યું છે તથા તેમની આજ્ઞાનુસાર તિલિસ્મી તૈયાર થયું ત્યારથી મ્હારા પૂર્વજો વંશાનુક્રમિક એના દારોગા (રક્ષક) થતા આવ્યા છે. અંતે મ્હારા વખતમાં જ આ તિલિસ્મીનું ભાગ્ય ફર્યું છે. જો કે કુમાર ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહે આ તિલિસ્મી તોડયું છે તથા તેઓ એમાંની અઢળક દ્રવ્યસંપત્તિના માલિક થયા છે છતાં આ તિલિસ્મી હજી દોલતથી ખાલી થયું નથી. વળી હજી પણ કોઇ અજાણ્યું માણસ તિલિસ્મીમાં આવી શકે તેમ નથી. જો આપ આજ્ઞા કરો તો તિલિસ્મીનો જે ભાગ હજી તૂટયો નથી તે બન્ને કુમાર પાસે હું તોડાવી શકું તેમ છું. એ કાર્ય તિલિસ્મીના દારોગાનું અર્થાત્ મ્હારું જ છે; પરંતુ મહાન્ પુરુષોની કીર્ત્તિનો સદંતર નાશ નહિ કરતાં તેને ભવિષ્યમાં કાયમ રાખવાની મ્હારી ઇચ્છા છે. આજ્ઞા મળશે એટલે હું આ આખા તિલિસ્મીનું આપને દર્શન કરાવીશ અને પછી મહારાજશ્રીને એવી પ્રાર્થના કરીશ મ્હેં મ્હારાથી બની શકે એટલી તિલિસ્મીના રક્ષક તરીકેની સેવા બજાવી છે. હવે મહારાજશ્રી મ્હને એ જોખમદારીમાંથી મુક્ત કરી તેમની ઇચ્છા હોય તેને તિલિસ્મીના દારોગા તરીકે નિયુક્ત કરે.

દેવીસિંહ:–ઇન્દ્રદેવ ! હું તમારા વ્યવહારનું તથા કર્ત્તવ્યપરાયણતાનું દર્શન કરી ઘણો પ્રસન્ન થયો છું; ભવિષ્યને માટે બીજા કોઇને આ તિલિસ્મીના દારોગા તરીકે નિયુક્ત કરવાની મ્હારી ઇચ્છા

નથી. બીજું જે કાંઇ તમે કહ્યું છે તે તદ્દન બરાબર છે. તિલિસ્મીના જે ભાગ હજી અસલ સ્થિતિમાં છે તેને તેવી જ સ્થિતિમાં રાખી પૂર્વજોની કીર્તિ આપણે કાયમ રાખવી જ જોઇએ. વળી દારોગાની પદવી તો તમારી તથા તમારા વંશજોની પાસે જ રહેશે.

ઇન્દ્રદેવે મહારાજને પ્રણામ કરીને કહ્યું:—" જેવી આજ્ઞા. બીજી પણ એક વાત હું નિવેદન કરવા ઇચ્છું છું."

દેવીસિંહ:—ભલે કરો.

ઇન્દ્રદેવ:—પ્રથમ જે સ્થળે હું રહું છું ત્યાં પધારી આપ એ સ્થળને પવિત્ર કરો તથા ત્યાર પછી આ તિલિસ્મીના સઘળા ભાગનું દર્શન કરીને આપ કનકગઢવાળા તિલિસ્મી મકાનમાં પધારો. તે ઉપરાંત આ તિલિસ્મીમાંથી કુમાર ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહને જે કાંઈ મળ્યું છે અથવા તો જે વસ્તુઓ અહીંથી કનકગઢ પહોંચડવાની છે તેની નોંધ મ્હને મળી જાય તેમ જ કયી વસ્તુ કયા સ્થળે રાખવાની છે અને હમણાં તે ક્યાં છે એ સર્વ હકીકતની મ્હને માહિતી આપવામાં આવે તો હું સર્વ વસ્તુઓ યથા સ્થળે પહોંચાડવાનો બંદોબસ્ત કરું. જો કે આ કાર્ય તારાસિંહ અને તેજસિંહ પણ કરી શકે તેમ છે; પરંતુ જે કાર્ય હું એક દિવસમાં કરી શકું તેમ છું એ કાર્ય તેઓ ચાર દિવસમાં પણ પૂર્ણ નહિ કરી શકે. તેમના કરતાં અહીંના રસ્તાઓથી હું વિશેષ પરિચિત છું. જે વસ્તુ જે રસ્તેથી લઇ જવામાં મ્હને વિશેષ સગવડ મળશે તે વસ્તુ હું એ રસ્તેથી લઇ જઇશ.

દેવીસિંહ:—ઠીક છે, તમારી આ વાત હું પસંદ કરું છું તથા કનકગઢ જતાં પહેલાં તમારા વિચિત્ર નિવાસસ્થાનનું દર્શન કરવાની મ્હારી ઇચ્છા છે. જરૂરી વસ્તુઓની નોંધ તમને ઇન્દ્રજીત આપશે તેમજ આવશ્યકીય હકીકત પણ સમજાવશે.

આમ કહી મહારાજ દેવીસિંહે ઇન્દ્રજીતસિંહ તરફ જોયું તથા કુમારે અલ્પકાળમાં જ જરૂરની વસ્તુઓની નોંધ કરી આપી અને એ સંબંધીની સઘળી હકીકત પણ તેને સમજાવી દીધી. ત્યાર પછી બીજા પ્રસંગોની વાતચિત ચાલૂ થઈ.

વીરસિંહે ઇન્દ્રદેવ તરફ જોઇને કહ્યું:-"તમે એમ કહ્યું હતું કે, તમે તમારી સાથે બીજા કેટલાક તમાશાઓ પણ લાવ્યા છો; એ તમાશાઓ અમારાથી ગુપ્ત જ રાખવાના છે કે?"

ઇન્દ્રદેવ:-ના જી, જો આજ્ઞા હોય તો હમણાં જ એ બતાવું; પરંતુ જો આપ મ્હારે મકાને આવીને એ તમાશા જોશો તો તેથી આપને વિશેષ આનન્દ મળશે.

દેવીસિંહ:-એમ જ થશે. અમે સર્વ તમે કહો તો હમણાં જ તમારા નિવાસસ્થાને આવવાને તૈયાર છીએ.

ઇન્દ્રદેવ:-મહારાજ! રાત્રિ ઘણી થઈ છે તેથી જો આપ સર્વ એ ચાર કલાક સુધી આરામ લેશો તો આખા દિવસનો શ્રમ દૂર થઈ જશે. પ્રભાતકાળ થતાં પૂર્વે જ હું આપને સર્વને જગાડીશ અને મ્હારા નિવાસસ્થાન તરફ લઇ જઇશ. વળી મ્હારા સાથીઓને હું હમણાં જ ત્યાં મોકલી દઉં છું. તેઓ આપણા ત્યાં જતા પૂર્વે સર્વ પ્રકારની સુવ્યવસ્થા કરી નાખશે.

ઇન્દ્રદેવનાં વચનો સાંભળી મહારાજે સર્વને આરામ લેવાની આજ્ઞા કરી તથા ઇન્દ્રદેવ પણ ત્યાંથી વિદાય થઇ બીજા કોઇ સ્થળે ચાલ્યો ગયો.

વાતચિત કરતાં કરતાં મહારાજને નિદ્રા આવી ગઇ. રાણો વીરસિંહ, બન્ને કુમાર અને રાણો ગોપાલસિંહ વગેરે પણ સૂઇ ગયા. બહુરૂપીઓએ પણ સ્વપ્ન જોવાનો આરંભ કર્યો; કેવળ પિશાચપતિ ઉપર નિદ્રાદેવીએ કૃપા કરી નહિ. તેણે સમસ્ત રાત્રિ જાગ્રત સ્થિતિમાં

જ પસાર કરી.

લગભગ કલાકેક રાત્રિ બાકી રહી અને ઉષઃકાળના સુશીતળ વાયુદેવતા વનપુષ્પોની સુગંધ હરી લઇ સ્વચ્છંદતાથી વિહરવા લાગ્યા એટલે ઇન્દ્રદેવ પાછો એ બારાદરીમાં આવી પહોંચ્યો. તથા સર્વને ગાઢ નિદ્રામાં પડેલા જોઇ તેણે તેમને જગાડવાનો પ્રયત્ન કરવા માંડયો. એ બારાદરીના આગળના ભાગમાં ન્હાનો ચૉક હોઇ તેની જમીન કાળા ચોરસ આરસ પત્થરોથી બનેલી હતી. એ ચૉકના ડાબા અને જમણા ખુણામાં બે ત્રણ માણસો બેસી શકે એવાં બે સાધારણ પંક્તિનાં સિંહાસનો ગોઠવેલાં હતાં. ઇન્દ્રદેવ જમણી બાજૂએ આવેલા સિંહાસનપર બેસી ગયો તથા તેણે એ સિંહાસનના પાયાને કેટલીક વખત સૂધી ફેરવ્યા પછી એ સિંહાસનની અંદરથી સરળ તથા મધુર વાજીંત્રનો અવાજ આવવા લાગ્યો. થોડા સમય પછી ગાયનનો સ્વર પણ સંભળાવા લાગ્યો. કોઇ નવયુવતી કોયલકંઠથી ગાતી હોય અને કેટલાક માણસો, પખવાજ, બીન, બંસી અને મંજીરા વગેરે વગાડી તેને મદદ કરતા હોય એમ લાગતું હતું. એ અવાજ ધીમે ધીમે વિશેષ સ્પષ્ટ થવા લાગ્યો. એ અવાજથી બારાદરીમાં સૂઇ રહેલા સર્વ માણસો જાગ્રત થયા. તેઓ આશ્ચર્યચકિત તેમ જ વિસ્મિત બની જઇ એ અવાજ ક્યાંથી આવતો હતો તે જોવા લાગ્યા. તેઓ તપાસ કરતા કરતા ઇન્દ્રદેવ નજીક ગયા એટલે ઇન્દ્રદેવે મહારાજ પાસે આવી તેમને પ્રણામ કર્યા. મહારાજે તેને ઉદ્દેશીને કહ્યું:—"આ સઘળું તમારી કારિગીરીનું પરિણામ છે એ તો અમે સમજી ચુક્યા છીએ; પરંતુ આ ગાવા બજાવવાનો અવાજ ક્યાંથી આવે છે તે અમને બતાવો તો ખરા!"

ઇન્દ્રદેવઃ—પધારો, હું બતાવું છું. મહારાજશ્રી તેમ જ અન્ય

સર્જને જાગ્રત કરવા માટે મ્હારે આ યુક્તિ અજમાવવી પડી હતી. અહીંથી રવાના થવાનો વખત થઇ ગયેલો હોવાથી હવે આપણે વિલંબ કરવો જોઇએ નહિ.

આમ કહી ઇન્દ્રદેવ સર્વને ઉપરોક્ત સિંહાસન પાસે લઇ ગયો તથા તેનો અસલ ભેદ સમજાવીને તેણે કહ્યું:—" આમાંથી પ્રસંગાનુસાર દરેક રાગરાગિણી નીકળી શકે છે. "

આ અદ્ભુત તમાશો જોઇ મહારાજ ઘણા આનન્દિત થયા તથા સર્વની સાથે તેઓ ઇન્દ્રદેવના મકાન તરફ રવાના થયા.

એ બારાદરીની પાસે જ એક ઓરડી હતી. ઇન્દ્રદેવે સર્વની સાથે એ ઓરડીમાં પ્રવેશ કર્યો. આ સમયે ઇન્દ્રદેવની પાસે પણ તિલિસ્મી ખંજર હતું. તેણે એ ખંજરનો પ્રકાશ કરી આગળ વધવા માંડ્યું.

એ ઓરડીમાં પ્રવેશ કર્યા પછી સર્વને એક ન્હાના ભોંયરામાં ઉતરવું પડ્યું. ત્યાં તેમણે લાલ રંગની એક સમાધિ ( કબર ) જોઇ. એ સંબંધી ખુલાસો પૂછવામાં આવતાં ઇન્દ્રદેવે કહ્યું:—" આ સમાધિ નહિ પણ સુરંગનું દ્વાર છે."

આમ કહી ઇન્દ્રદેવ એ સમાધિ પાસે બેઠો તથા તેણે કાંઇ યુક્તિ વાપરી જેથી એ સમાધિ વચ્ચેથી ખુલી ગઇ. હવે નીચે ઉતરવાનાં ચાર પાંચ પગથીઆં દેખાયાં. ઇન્દ્રદેવના કહેવાથી સર્વ એ પગથીઆં ઉતર્યા અને પછી સીધી સુરંગમાં ચાલવા લાગ્યા. સુરંગની સ્થિતિ તથા તેની ઉંચી નીચી જમીનપરથી તે પહાડ કોતરીને બનાવી હોય એમ સ્પષ્ટતાથી સમજી શકાતું હતું. આપણા મુસાફરો એ સુરંગમાં ઉંચે ચઢતા હતા. લગભગ બે અઢી કલાક સૂધી તેમને સુરંગમાં ચાલવું પડ્યું. પછી ઇન્દ્રદેવે સર્વને ઉભા રહેવાની સૂચના કરી; કેમ કે સુરંગ

ત્યાં પૂર્ણ થતી હતી તથા સ્હામે એક બંધ દ્વાર દેખાતું હતું. ઇન્દ્રદેવે કુંચી બેસાડી એ દ્વારનું તાળુ ઉઘાડયું તથા સર્વની સાથે તે અંદર ગયો. હવે સર્વેએ પોતાને એક સુસજ્જિત ઓરડામાં ઉપસ્થિત થયેલા જોયા. ઓરડાની બ્હાર નીકળતાં સર્વે પ્રભાત થયેલું જોઇ શકયા.

વૃદ્ધ દારોગાની સાથે રાક્ષસી માયાવિની મદદ મેળવવાની આશાથી ઇન્દ્રદેવના જે મકાનમાં ગઇ હતી તે જ આ મકાન હતું. આ સુન્દર તથા મનોહર સ્થાનનું વર્ણન અમે પ્રથમ વિસ્તારથી કરી ચુકેલા હોવાથી અત્રે તેનો પુનરુલ્લેખ કરવાની આવશ્યકતા નથી.

સર્વને સાથે લઇ ઇન્દ્રદેવ પોતાના ન્હાના બગીચામાં ગયો. ત્યાંથી ચારે તરફની સુન્દર છટાનું દર્શન કરી શકાતું હતું. પુષ્પોની સુગંધિ હરી લઇ પ્રભાતકાળનો સુશીતળ વાયુ વિહરતો હતો.

મહારાજ દેવીસિંહ, વીરસિંહ અને બન્ને કુમારને આ સ્થળ ઘણું પસંદ પડયું તથા તેઓ તેની ઘણી પ્રશંસા કરવા લાગ્યા. જો કે આ બાગમાં સર્વને માટે તેમની યોગ્યતાનુસાર આસનો ગોઠવવામાં આવ્યાં હતાં; પરંતુ કોઇનો જીવ બેસવાની ઇચ્છા કરતો નહોતો. સર્વે આમ તેમ ફરી પ્રકૃતિના મનોરમ સૌન્દર્યનું દર્શન કરતા હતા; પરંતુ એ સમય દરમ્યાન એક એવો બનાવ બન્યો કે જેથી પિશાચપતિ અને લક્ષ્મણસિંહ ચમકી ઉઠયા. એક માણસ પાણીથી ભરેલો ચાંદીનો ઘડો તથા સોનાની ઝારી લઇ આવ્યો તથા તે એક આરસ પત્થરના આસનપર મૂકી પાછો ચાલ્યો ગયો. એ માણસને જોઇ પિશાચપતિ અને લક્ષ્મણસિંહ આશ્ચર્યચકિત બની ગયા હતા; કેમ કે પેલા બુરખાવાળાઓના સ્થાનમાં તેમણે એ માણસને જોયો હતો. વળી એ પ્રસંગે બુરખાવાળાઓ સમક્ષ એક ચિત્ર મૂકી તેણે એમ કહ્યું હતું કે, ' કૃપાનાથ! હું આનો દાવો પિશાચપતિપર કરીશ."

વિશેષમાં પિશાચપતિએ ત્યાંથી થોડે દૂર પોતાની પત્નીને પુષ્પો ચુંટતી જોઇ. આ પ્રકારનું દર્શન કરી અત્યંત વિસ્મિત બની જઇ પિશાચપતિએ લક્ષ્મસિંહને મૃદુ સ્વરે કહ્યું:–" જુઓ, અત્રે મ્હારી પત્ની હાજર છે તેથી જો તમારાં સહધર્મિણી પુષ્પાવતી દેવી આટલામાં ફરતાં હોય તો એમાં કાંઈ નવાઇ જેવું નથી !"

## પ્રકરણ ૨૪ મું.

### ઇન્દ્રદેવ અને અતિથિમંડળ.

જો કે પિશાચપતિના અપરાધોની ક્ષમા મળેલી હોવાથી તેનો ઘણોખરો ભય દૂર થયો હતો તથા તે મહારાજના ખાસ બહુરૂપી તરીકે નિયુક્ત થયો હતો તો પણ આ પ્રસંગે પોતાનાપર તસ્વીર માટે દાવો કરવાનું કહેનાર પેલા માણસને જોઇ તેની સ્થિતિ પાછી બગડી ગઇ તેમ જ પોતાની સ્ત્રી નજરે પડવાથી તેના મનમાં ઘણો ક્રોધ ઉપજ્યો.

પેલો માણસ પાણીનો ઘડો અને ઝારી મૂકીને પાછો જવા લાગ્યો ત્યારે ઇન્દ્રદેવે તેને બોલાવીને કહ્યું:–" અર્જુન ! જે ચિત્ર તું વારંવાર બતાવે છે તથા જે ચિત્ર મ્હારા મિત્ર પિશાચપતિને ડરાવવા તથા ધમકાવવા માટે એક હથિયાર જેવું છે તે જરા લઈ આવ જોઇએ !"

'અર્જુન' નામ સાંભળવામાં આવતાં પિશાચપતિ વિશેષ ગભરાયો. એ માણસનું નામ અર્જુન જ હોઇ તે થોડા વખતમાં પેલું ચિત્ર લઇ આવશે એ માટે તેના મનમાં સહજ પણ શંકા રહી નહિ.

આ સમયે સર્વ બાગમાં ફરતા હતા તથા એક બીજાથી છૂટા પડી ગયા હતા. પિશાચપતિ લક્ષ્મણસિંહ પાસે ગયો તથા તેનો હાથ પકડી મૃદુસ્વરે તેણે કહ્યું:-"જોઇ કે ઇન્દ્રદેવની રીતભાત?"

લક્ષ્મણસિંહે પણ મૃદુસ્વરે કહ્યું:-"હું સઘળું જોઉં છું ને સમજું છું; પણ તમે ગભરાશો નહિ."

પિશાચ:-હજી મ્હારે માટે ઇન્દ્રદેવનું દિલ સાફ થયું હોય એમ લાગતું નથી.

લક્ષ્મણ:-ઇન્દ્રદેવ તમને દુઃખી કરવા જેવું કોઇ કાર્ય કરે એ મ્હને સંભવિત લાગતું નથી. પિશાચપતિ! તમે પણ અદ્દભુત જીવ છો.

પિશાચ:-શા માટે આપ આપ કહો છો?

લક્ષ્મણ:-જુઓ, એ બુરખાવાળાઓની પૂંઠ પકડીને તમે કેવા કેવા તમાશાઓ જોયા? તમારી ખાત્રી થઇ છે કે એ બુરખાવાળાઓથી તમારો કોઇ ભેદ છુપો નથી. વળી છેવટે એ પણ માલૂમ પડ્યું છે કે, એ બુરખાવાળાઓના સરદાર ઇન્દ્રજીતસિંહ અને આનન્દસિંહ હતા. એમનાથી પણ તમારી કોઇ વાત છુપી નથી.

પિશાચ:-બેશક, એમ જ છે.

લક્ષ્મણ:-ત્યારે પછી હજી પણ તમારો જીવ કેમ ગભરાય છે? હવે તમને કોનો ભય રહ્યો છે?

પિશાચ:-આપનું કહેવું ખરું છે. મ્હને કોઇનો ભય રાખવાનું પ્રયોજન નથી. હશે જે થશે તે જોઇશું.

લક્ષ્મણ:-છતાં બન્ને કુમાર તમારો ભેદ કેવી રીતે જાણી શક્યા એ સમજવાનો તમારે પ્રયત્ન કરવો જોઇએ. એ સઘળી વાતો હવે જાહિર થાય તો તે પણ બનવા જેવું છે.

પિશાચ:-એ બધું તો ઠીક, પણ મ્હારી સ્ત્રી સંબંધી આપ

શું ધારો છો?

લક્ષ્મણઃ–એ સંબંધી આપણી બન્નેની સ્થિતિ સરખી છે તેથી હું કાંઇ ધારી કે વિચારી શકતો નથી. જુઓ ઇન્દ્રદેવ જ્યોતિસિંહજી પાસે ચાલ્યા ગયા છે તથા તમારી સ્ત્રી તરફ ઇશારો કરી કાંઇ કહે છે. જો જ્યોતિસિંહજી છૂટા પડે તો હું તેમને પૂછું. અહીંની છટાથી સર્વનાં મન એવાં મુગ્ધ બની ગયાં છે કે, સર્વેએ એક બીજાની સોબત પણ છોડી દીધી છે. (ચમકી ઉઠીને) જુઓ! તમારો પુત્ર કૃષ્ણલાલ પણ અહીં આવી પહોંચ્યો. તેના હાથમાં કોઈ ચિત્ર છે તથા અર્જુન પણ તેની સાથે છે!

પિશાચપતિએ ચમકી ઉઠીને કહ્યુંઃ–"આશ્ચર્યજનક પ્રકાર છે! કૃષ્ણલાલ અને અર્જુનની સોબત કેવી રીતે થઇ? એ કુપુત્રે પોતાના પિતાની પ્રતિષ્ઠાની સંપૂર્ણ પાયમાલી કરી નાખવાનો જ વિચાર કર્યો છે કે શું? ઉફ! આ તિલિસ્મી જમીન મ્હારે માટે ભયંકર બની ગઇ છે. જેમના ઉપર મ્હને વિશ્વાસ હતો, જેમનો મ્હને ભરોંસો હતો તથા જેઓ મ્હારી ઇજ્જત સાચવતાં તેમને હવે હું મ્હારાં પ્રતિપક્ષી રૂપે જોઉં છું; તેઓ મ્હારી સાથે વાત કરવાને પણ ઇચ્છતાં નથી એ ઘણાજ ખેદનો વિષય છે.

પિશાચપતિ અને લક્ષ્મણસિંહ આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી કૃષ્ણલાલ અને અર્જુનને જોઇ રહ્યા હતા. કૃષ્ણલાલ પિશાચપતિને જોઇ દૂરથી જ તેને પ્રણામ કરી તેની પાસે નહિ આવતાં ત્યાં જ ઉભો રહ્યો. તે અર્જુનને સાથે લઇ જ્યોતિસિંહ સાથે વાતચિત કરતા ઇન્દ્રદેવ પાસે ચાલ્યો ગયો. આ સમયે અર્જુન અને કૃષ્ણલાલ—બન્નેના હાથમાં એક ચિત્ર હતું. તેમને બન્નેને પોતાની પાસે આવતા જોઇ ઇન્દ્રદેવે હસ્તસંકેતથી તેમને દૂર ઉભા રહેવાની સૂચના કરી. જ્યોતિસિંહ સાથે બીજી

પણ કેટલીક વાતચિત કર્યાં પછી ઇન્દ્રદેવે ઇશારો કરી કૃષ્ણલાલ તથા અર્જુનને પોતાની પાસે બોલાવ્યા તથા તેમને કાંઇ કહ્યા પછી ત્યાંથી વિદાય કરી દીધા.

આ સઘળો તમાશો જોવામાં અવતાં પિશાચપતિના આશ્ચર્યનો પાર રહ્યો નહોતો. કૃષ્ણલાલ અને અર્જુનને વિદાય કરી દીધા પછી ઇન્દ્રદેવ મહારાજ દેવીસિંહ પાસે ગયો. મહારાજ આ વખતે એક પાષાણશિલાપર ઉભા રહી ઢોળાણવાળી જમીન તથા પહાડપરથી વહેતા એક ઝરાની પ્રાકૃતિક શોભાનું વિમુગ્ધ દૃષ્ટિથી દર્શન કરતા હતા તથા રાણો વીરસિંહ પણ તેમની પાસે ઉભો રહ્યો હતો. ઇન્દ્રદેવે થોડા સમય સૂધી મહારાજ સાથે વાતચિત કરી. પછી ચારે માણસો પાછા બગીચામાં આવ્યા. મહારાજને બગીચામાં આવેલા જોઇ છૂટા પડીને ફરતા બીજા માણસો પણ બગીચામાં એકઠા થઇ ગયા. એ બગીચામાં આ સમયે જાણે કે મહારાજનો એક ન્હાનો દરબાર જ ભરાયો હોય એમ બન્યું.

વીરસિંહે ઇન્દ્રદેવને કહ્યું:—“ જે તમાશાઓ તમે તમારી સાથે તિલિસ્મોમાં લઇ આવ્યા હતા તે હવે અમને ક્યારે બતાવવામાં આવશે ?”

ઇન્દ્રદેવઃ—આજ્ઞા કરો તે સમયે એ તમાશાઓ દેખાડવા હું તૈયાર છું.

વીરસિંહઃ—અમે એ તમાશાઓ જોવાને જ બેઠા છીએ.

આ વખતે અજીતસિંહે કહ્યું:—“ પરંતુ એ તમાશાઓ જોવામાં કેટલો વખત લાગશે તે પ્રથમ આપણે જાણવું જોઇએ. જો થોડા વખતમાં જોઇ શકાય તેમ હોય તો જોઈ લેવામાં કાંઇ હરકત નથી.”

ઇન્દ્રદેવઃ—એ કાંઇ થોડા વખતમાં પતી જાય એવું કામ નથી. પ્રથમ સ્નાન, સંધ્યા તેમ જ ભોજનાદિથી નિવૃત્ત થવું જ સારું છે.

મહારાજઃ–મ્હારો પણ એવો જ વિચાર છે.

તરતજ સર્વે ઉઠી ઉભા થયા તથા આવશ્યકીય કાર્યથી નિવૃત્ત થવામાં ગુંથાયા. મહારાજ દેવીસિંહ, વીરસિંહ તથા બીજા સર્વે માણુસો ઇન્દ્રદેવે કરેલી સંપૂર્ણ સુવ્યવસ્થા જોઇ ઘણા સંતુષ્ટ થયા. કોઇ પણ વ્યક્તિને સહજ પણ કષ્ટનો અનુભવ થયો નહિ. ઇન્દ્રદેવે પોતાના સઘળા બહુરૂપીઓ તથા અનુચરોને મહારાજ તથા તેમના સાથીઓની સેવામાં નિયુક્ત કર્યા હતા.

સ્નાન, સંધ્યા, ભોજન વગેરેથી નિવૃત્ત થયા પછી સર્વેએ ભોજન કર્યું. પછી ઇન્દ્રદેવે પોતાના આલિશાન મકાનના એક વિશાળ ઓરડામાં લઇ જઇ સર્વને બેસાડયા. ત્યાં પણ સર્વ પોતપોતાની યોગ્યતાનુસાર બેસી શકે એવો બંદોબસ્ત પ્રથમથી જ કરવામાં આવ્યો હતો. એક ઉંચી ગાદીપર મહારાજ દેવીસિંહ બેઠેલા હોઇ તેમની જમણી બાજૂએ વીરસિંહ, ગોપાલસિંહ, જ્યોતિસિંહ, બન્ને કુમાર અને ઇન્દ્રદેવ બેઠા. મહારાજની ડાબી બાજૂએ અજીતસિંહ, લક્ષ્મણસિંહ, બદ્રિનાથ, કપટશંકર, ભૈરવનાથ અને પિશાચપતિ વગેરે બેઠા.

થોડા સમય સુધી આમ તેમની કેટલીક વાર્તાચિત ચાલી. પછી ઇન્દ્રદેવે પોતાના બન્ને હાથ જોડીને પૂછ્યું:–" હવે જો આજ્ઞા હોય તો હું પેલા તમાશાઓ......"

ઇન્દ્રદેવનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ મહારાજે કહ્યું:–" હા–હા, હવે તમે બેલાશક એ તમાશાઓ બતાવો. અમે સર્વ હવે દરેક રીતે નિશ્ચિત છીએ. "

નમન કરી ઇન્દ્રદેવ એ ઓરડાની બ્હાર ચાલ્યો ગયો. એક ઘડી પછી તે પાછો આવી કાંઇ બોલ્યા સિવાય પોતાની જગ્યાએ બેઠો. સર્વ

આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી તેનું મ્હોં જોવા લાગ્યા. એવામાં સ્હામેના દ્વારનો પર્દો ખસી ગયો તથા કૃષ્ણુલાલને સર્વેએ એ ઓરડામાં આવતો જોયો. કૃષ્ણુલાલે ઓરડામાં આવી મહારાજને સાષ્ટાંગ પ્રણામ કર્યાં તથા ઇન્દ્રદેવનો ઇશારો થતાં તે એક બાજૂએ બેસી ગયો.

પછી હાથમાં એક ચિત્ર લઇને અર્જુન ત્યાં આવ્યો તથા મહારાજને પ્રણામ કરી કૃષ્ણુલાલ પાસે બેઠો. એ સમયે નારંગીનો બાઇ કિંવા પિશાચપતિનો પુત્ર હરનામસિંહ આવ્યો તથા તે પણ મહારાજને પ્રણામ કરી અર્જુન પાસે બેઠો. હરનામસિંહના હાથમાં એક ન્હાની પેટી હોય તે તેણે પોતાની પાસે મૂકી રાખી.

ત્યાર પછી બુરખામાં પોતાનાં મ્હોં છુપાવી ત્રણ સ્ત્રીઓ ત્યાં આવી તથા મહારાજને યથોચિત માન આપી બીજા દ્વારમાંથી ઓરડાની બ્હાર ચાલી ગઇ.

આ સમયે લક્ષ્મણુસિંહ અને પિશાચપતિના મનની કેવી સ્થિતિ હતી એ તેઓ જ જાણુતા હતા. એ ત્રણ સ્ત્રીઓમાં પોતાની પત્ની હોવી જોઇએ એવી તો તેમની ખાત્રી હતી; પરંતુ પેલી ત્રીજી સ્ત્રી સંબંધી તેઓ કાંઇ વિચારી શકતા નહોતા.

મહારાજે ઇન્દ્રદેવને કહ્યું:–" આ સ્ત્રીઓમાં પિશાચપતિની સ્ત્રી અને પુષ્પાવતી જરૂર હશે."

ઇન્દ્રદેવે પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:–"હા, કૃપાનાથ!"

મહારાજ:–અને પેલી ત્રીજી સ્ત્રી કોણ છે?

ઇન્દ્રદેવ:–એ ત્રીજી ઘણી પ્રામાણિક, સદ્દગુણી તથા ઘણી દુઃખિની સ્ત્રી છે. એની હકીકત સાંભળવામાં આવશે એટલે મહારાજશ્રીને એના ઉપર દયા આવશે. એ એક એવી સ્ત્રી છે કે, જેનું

મૃત્યુ થયાને અર્થાત્ જેના મૃત્યુની ખોટી અફવા ફેલાયાને ઘણો કાળ વીતિ ગયો છે; પણ હવે એને વિચિત્ર રીતે ઉપસ્થિત થયેલી જોઈ સર્વ ઘણું આશ્ચર્ય પામશે એ ચોક્કસ છે.

મહારાજઃ-પણ એ દુઃખિની સ્ત્રી કોણ છે?

ઇન્દ્રદેવઃ-એ બિચારી દુઃખિની નારંગીની માતા અર્થાત્ પિશાચપતિની પહેલી સ્ત્રી છે.

ઇન્દ્રદેવના આ શબ્દો સાંભળી પિશાચપતિ બૂમ પાડી ઉઠ્યો તથા મહા મુશિબતે તે બેહોશ બની જતો અટક્યો. અસ્તુ.